

છેલ્લી તસ્વીર
ગાંધીજી તથા મહાદેવભાઈ

# ગાંધીજીને જગવંદન

[ ૭૦ મી જયંતીને પ્રસંગે પ્રસિદ્ધ થયેલો લેખસંગ્રહ ]

સંપાદક

ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન

અનુવાદક

ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ



: સોલ એજન્ટ :

એન. એમ. ઠક્કર ઍન્ડ કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

પ્રકાશક

વોરા એન્ડ કંપની, પબ્લિશર્સ, લિમિટેડ.

૩, રાઉન્ડ બિલ્ડિંગ, મુંબઈ ૨.

આવૃત્તિ પહેલી : ગાંધી જયંતી, ૧૯૪૩
આવૃત્તિ બીજી : મે, ૧૯૪૪

શ્રી. ચંદ્રશંકર શુક્લનાં ઈતર પુસ્તકો



સીતાહરણ ( પાંચમી આવૃત્તિ )
પિરામીડની છાયામાં ( મિસરનું પ્રાચીન સાહિત્ય )



અનુવાદો

ચીનનો અવાજ — લૉવેઝ ડિકિન્સન ( બીજી આવૃત્તિ )
ધર્મસંસ્થાપન — ગાંધીજી
રચનાત્મક કાર્યક્રમ — ગાંધીજી
રચનાત્મક કાર્યક્રમ — રાજેન્દ્રપ્રસાદ
હિંદુ જીવનદર્શન — રાધાકૃષ્ણન
મહાત્મા ગાંધી — રાધાકૃષ્ણન
અહિંસાની તાલીમ — રીચર્ડ ગ્રેગ
ધર્મોનું મિલન — રાધાકૃષ્ણન
ચૂપ નહીં રહેવાય — ટૉલસ્ટૉય
હિંદુધર્મ — રાધાકૃષ્ણન
ગાંધીજીના જીવનપ્રસંગ — મીલી ગ્રેહામ પોલાક
સેદની વિચારધારા — રાધાકૃષ્ણન
યન્ત્રો સામે બળવો — જોડ્સ

કિંમત ત્રણ રૂપિયા

# પ્રસ્તાવના

ચાર વર્ષની વાત પર મહાત્મા ગાંધીજીના ૭૦ મી જન્મદિનની ઉજવણી નિમિત્તે કાશી વિશ્વવિદ્યાલયના કુલનાયક શ્રી. સર્વપલ્લી રાધાકૃષ્ણને દુનિયાનાં કેટલાંક અગ્રણી સ્ત્રીપુરુષોને એ વિશ્વવંદ્ય વિભૂતિ પ્રત્યેનો આદરભાવ વ્યક્ત કરીને પ્રસંગોચિત સત્કાર કરવા નોતર્યાં હતાં. એ નિમંત્રણનો જવાબ સુંદર અંજલિઓના રૂપમાં એમને મળેલો. એ પ્રશસ્તિલેખોનો નૈવેદ્યગ્રંથ બહાર પડ્યો.

રામમોહન, દયાનંદ, વિવેકાનંદથી માંડીને તિલક, અરવિંદ, ટાગોર લગીના મહાપુરુષોએ ભારતીય સંસ્કૃતિને જે રીતે નવેસર સીંચી સમારી તેના સીમાડા વિસ્તાર્યા, એમાં ગાંધીજીનો ફાળો નિર્વિવાદપણે સૌથી મોટો અને સૌથી શક્તિશાળી ગણાયો છે. આ દાવાની યથાર્થતા સાબિત કરનાર જે એક જ મુખ્ય વસ્તુ ગાંધીજીએ પોતાના વિચાર તેમજ જીવનવહેવાર વાટે ખાસ વિકસાવી તે — સત્યાગ્રહ — ઉપર જ આ પ્રશસ્તિલેખોમાં ફરીફરીને ભાર દેવાયો છે. દુનિયાના અન્યાયો, બુરાઈઓ અને હિંસાખોરી સામે સત્યાગ્રહ અથવા અહિંસક પ્રતિકારનું હથિયાર વાપરતાં ગાંધીજીએ જ હિન્દુસ્તાનને અને જગતને શીખવ્યું છે.

આવી અહિંસાની ગાંધીજીપ્રણીત વ્યાખ્યા જૂના ધર્મગ્રન્થોની કલ્પના મુજબની નરી નકારાત્મક વસ્તુ નથી, પણ તીખામાં તીખા શસ્ત્રયુદ્ધની અવેજી ભરી શકે એવું અમોઘ અને અક્રૂર નૈતિક શસ્ત્ર છે, એવો એમનો દાવો છે. અને એ દાવાને સિદ્ધ કરવા હરહમેશ તેઓ પોતાની જિંદગી અને જીવનભરની કમાણીને હોડમાં મૂકતા આવ્યા છે. આજે પણ હિન્દુસ્તાનમાં એ પ્રયોગ ચાલી રહ્યો છે.

આ અહિંસાનો સંદેશો સૌને માટે છે. એને દેશકાળની સરહદો નથી. જ્યાં જ્યાં અને જ્યાં લગી આ સંસારમાં અન્યાય શોષણ આદિ રહેશે ત્યાં ત્યાં અને ત્યાં લગી શસ્ત્રયુદ્ધની જગાએ આવી અહિંસાનો પ્રયોગ કરવો, એ ગાંધીજીનો સંદેશો દુનિયાનાં તમામ પીડિતોને માટે અમોઘ શસ્ત્ર છે.

ગાંધીજીની આ વિચારણા સર્વદેશી હોઈ એમાં આખરી તબક્કે સાંકડાં દેશાભિમાન પણ અંતરાયરૂપ નીવડી શકે છે, એ કલ્પના સદીઓથી 'સાચો

કે ખોટો પણ મારો દેશ' (My country right or wrong) ની પરંપરામાં ઊછરેલા અને રચ્યાપચ્યા રહેલા ભલભલા પાશ્ચાત્યોને પચતી નથી. આથી જ સંકડામણની સ્થિતિમાં મુકાતાં તેઓ અહિંસાને નિરપવાદપણે સ્વીકારી શકતા નથી. તેથી જ આજના વિશ્વયુદ્ધ વચ્ચે યુરોપ ઇંગ્લંડ અમેરિકાના ભલભલા શાંતિવાદીઓના હાલહવાલ થયા છે. 'યુદ્ધનો ઇનકાર' વગેરે ગ્રંથોના લેખક પ્રખ્યાત શાંતિવાદી અંગ્રેજ પાદરી મરહૂમ ડિક શેપર્ડે સ્થાપેલા શાંતિ-સંઘમાં યુદ્ધ અગાઉ લાખથી વધુ સભ્યો પ્રતિજ્ઞાબદ્ધ થઈને જોડાયા હતા. પણ યુરોપનો દાવાનળ શરૂ થતાં બર્ટ્રેન્ડ રસેલ, સી. ઈ. એમ. જોડ, ડૉ. કુમારી મૉડ રૉઇડન જેવાં અગ્રણીઓ પણ, નિઃશેષ, નિરપવાદ અહિંસા સર્વ કાળ ને સર્વ સંજોગો વચ્ચે ન નભી શકે, ને એવી નિઃશેષ અહિંસા સામાન્ય માણસને સારુ કે પ્રજાઓને સારુ અવહેવારુ છે, આજે શસ્ત્રયુદ્ધ ન્યાય્ય ઠરે એવા સંજોગો દુનિયામાં ઉપસ્થિત થયા છે — એ સાબિત કરવા તરફ ફંટાઈ ગયાં અને પોતાનાં ઇમાન હારી બેઠાં, એ ખીના જાણીતી છે. પોતાના શાંતિસંઘનો આ કરુણ ફેજ જોવા ડિક શેપર્ડ જીવ્યા નહિ એ એક સાંત્વન લેખાય.

આપણે ત્યાં પણ આજને વિષમ કાળે એ જ સ્થિતિ છે. અહિંસાનું અમોઘ શસ્ત્ર નબળાપોચાથી ઊપડી ન શકે. શસ્ત્રધારીના કરતાં ચડિયાતી વીરતા, ખેલદિલી, અને આત્મભાવ એ માગી લે છે. સમભાવ, પ્રેમવિસ્તાર, વિશ્વબંધુત્વ એવાં અનેક નામો એને મળ્યાં છે; પણ મૂળે એ એક જ વૃત્તિ છે.

અને આમ છતાં આ વસ્તુ દુઃસાધ્ય નથી. સામુદાયિક પાયા પર પણ થોડીક શિસ્તસાધનાથી એ સુસાધ્ય છે, એવી ગાંધીજીની આંતરિક શ્રદ્ધા છે. કારણ, માણસમાત્રની ભીતર પડેલી સાવ સ્વાભાવિક અને નિત્યવ્યવહારમાં પ્રગટ થતી સહાયવૃત્તિનું જ એ ઉચ્ચતર કોટિએ થતું દર્શન છે, જેમ શસ્ત્રયુદ્ધ એ એનું નિકૃષ્ટતમ રૂપ છે. જેમ શસ્ત્રયુદ્ધમાં સાહસ, શૌર્ય આદિ જરૂરી ગુણો સામાન્ય માણસોમાં પણ કવાયત આદિ શિસ્તસાધનાથી સામુદાયિક પાયા પર કેળવી શકાય છે, તે જ પ્રમાણે શસ્ત્રયુદ્ધની નૈતિક અવેજીરૂપ અહિંસક પ્રતિ-કારની પ્રક્રિયા પણ સામાન્ય જનસમુદાયમાં સુદ્ધાં ગંજાવર પાયા પર કેળવી શકાય એવી ગાંધીજીની આંતરિક શ્રદ્ધા છે. આ જ શ્રદ્ધા એમના અનેક પ્રયોગો અને નાનામોટાં સત્યાગ્રહ-યુદ્ધોના પાયામાં રહેલી છે.

આ વસ્તુ એ રૂપમાં પણ સાવ નવી નથી. માત્ર ગાંધીજીએ એનું અજબ નવસંસ્કરણ કર્યું છે, અને એના ધડાકાટલાંને ફેરવી નાખીને એમણે એનો આખો તોલ બદલી નાખ્યો છે.

પાશ્ચાત્ય શાંતિવાદીઓ યુદ્ધમાત્રનો ઇનકાર કરનારા છે; જ્યારે ગાંધીજી હિંસક યુદ્ધમાં ઊતરેલાઓ વચ્ચે પણ ચોરશાહુનો વિવેક કરે છે, આક્રમણકારી અને આત્મરક્ષા ખાતર સંડોવાયેલા એવા ભેદ કરી શકે છે, અને એવા વિવેકથી અમુક પક્ષ પ્રત્યે પોતાની સહાનુભૂતિ અને પક્ષપાત દર્શાવી કે ઇનકારી શકે છે. આ ભેદ સમજવા જેવો છે. પાશ્ચાત્ય શાંતિવાદીઓ આ ભેદ ઝટ સમજી શકતા નથી.

વળી એ જ વૃત્તિ ગાંધીજી પાસે હિંસા અને પામરતા વચ્ચે વિવેક કરાવે છે. પામરતાનો માર્યો ગમે તે ભોગે આત્મરક્ષા શોધનાર કદી સાચી આત્મરક્ષા કે સત્ત્વરક્ષા કરી શકવાનો નથી, બલ્કે તેમ કરવા જનાર સાગમટા પોતાનું સત્ત્વ અને મનુષ્યત્વ જ ખોઈ બેસવાનો છે, એવી પામરતાને વળગવા કરતાં હિંસાવૃત્તિને વશ થઈને પણ સામનો કરનાર ચડિયાતો છે, કારણ એનામાં માણસાઈ ટકી રહેવાની આશા છે. ડરપોકને માટે એ આશા નથી. બાકી પામરના હૈયામાંથી માણસાઈની જ્યોત જ ટોલવાઈ જશે. ગુલામીમાં એ રાચતા શીખશે. ગુલામ પોતે પડશે ને પોતાના ધણિયામાને માથે પાડશે. બેઉ માણસાઈમાંથી ખપાઈ જઈને હેવાન બની જીવશે. આવું જીવતું મરણથી અનેકગણું વધુ નપાવટ છે.

ગાંધીજીના વિચારોને અગર તેને લગતી ચર્ચાઓવાળા લેખોને ગુજરાતીમાં આબાદ ઉતારવામાં શ્રી ચંદ્રશંકર શુક્લ સિદ્ધહસ્ત છે. ગાંધીજીના 'હરિજનબંધુ' સાપ્તાહિકના તંત્રી તરીકે વર્ષો સુધી એમણે એ કામ નિત્ય નિયમ તરીકે કર્યું છે. એ રીતે આજને ટાંકણે આ વચનામૃત ગુજરાતીમાં ઉતારીને ગુજરાતને ભેટ કરવામાં એમણે તેમજ આ પુસ્તકના પ્રકાશકે એ ખાસી સેવા બજાવી છે.

સ્વામી આનંદ

# આમુખ

આમાના જુદાજુદા નિબધો ને વિચારોમા તે તે લેખકના વ્યક્તિત્વનુ પ્રતિબિમ્બ પડતુ હોઈ આ પુસ્તક અસમાન ગુણવાળુ ને અસબદ્ધ થઈ ગયુ હશે એમ કદાચ કેટલાકને લાગે પણ હુ માનુ છુ કે એવુ બન્યુ નથી એના પ્રત્યેક પાનાને એક સૂત્રે પરોવનાર પ્રધાન અને અવિસ્મરણીય વિષય છે વર્તમાન જગતને ગાધીજીનો પડકાર અને સદેશો જગતના સચામા કઈક બગડ્યુ છે એમ સહુ કબૂલ કરે છે આપણા જીવન ઇતિહાસના એક અજોડ પ્રસગમાથી — એક મહાવિષમ ઘડીમાથી — પસાર થઈ રહ્યા છે આપણી પ્રવૃત્તિના — ભૌતિક તેમજ આધ્યાત્મિક — એકેએક ક્ષેત્રમા આપણા માર્ગમા એક વસમો વળાક આવી પહોચ્યો લાગે છે જેમણે આ દૃશ્યનુ અવલોકન કર્યું છે તેઓ આપણી રોગશય્યાએ પડેલી સસ્કૃતિના વ્યાધિનાં જાતજાતના નિદાન અને ઉપચાર બતાવે છે ગાધીજી કહે છે કે આપણે, એટલે કે સમાજરચનાના અગભૂત માણસો, પોતે જ વ્યાધિરૂપ છીએ, અને જો સસ્કૃતિને સુધારવી હોય તો આપણે જાતે પલટાવુ જોઈએ

જેઓ આ પુસ્તક વાચશે તેમના ધ્યાનમા આવશે કે ગાધીજીના વચન અને કર્મમા, વિચાર અને આચારમા કેવી તલસ્પર્શી એકતા છે, તેમના સમગ્ર જીવન ને કાર્યમા કેવો સુદર મેળ છે, કેવો સુમધુર સવાદ છે એ સવાદમા જ સાચી સત્યનિષ્ઠાનુ ખરુ હાર્દ રહેલુ છે તેને લીધે તેઓ માત્ર આપણા યુગની જ નહીં પણ સર્વ યુગની એક સર્વશ્રેષ્ઠ વિભૂતિ બન્યા છે *

સર્વપલ્લી રાધાકૃષ્ણન

---

* આ પુસ્તકના પ્રારભમા આપેલા ડૉ રાધાકૃષ્ણનના લેખનો અનુવાદ આઉ 'મહાત્મા ગાધી' એ પુસ્તકમા અપાઈ ગયો હોવાથી, આ પુસ્તકની પહેલી આવૃત્તિમા તે આપ્યો ન હતો પણ આ બીજી આવૃત્તિમા એ પ્રાસ્તાવિક લેખ પણ આપવામા આવ્યો છે —અનુવાદક

# અનુક્રમણિકા

**GANDHI FILM COMMITTEE**
Room 305, Top Floor,
20, Haines Road, Mahalakshmi
BOMBAY 11

# મહાત્મા ગાંધી

## ધર્મવિચાર અને રાજનીતિ

### લેખક : સર સર્વપલ્લી રાધાકૃષ્ણન

મનુષ્યે તેના ઉત્પત્તિકાળથી આજ લગી કુદરત પર અનેક વિજયો મેળવ્યા છે, વિજ્ઞાનના ક્ષેત્રમાં અદ્‌ભુત સિદ્ધિઓ મેળવી છે, દુનિયાને ખૂણે ખૂણે પહોંચી કૈંક સાહસો ને પરાક્રમો કર્યાં છે, અનેક સામ્રાજ્યો સ્થાપ્યાં ને ભાંગ્યાં છે. પણ એ કંઈ એના આ ભૂતળ પરના ઇતિહાસની મોટામાં મોટી ઘટના નથી. મોટામાં મોટી ઘટના તો તેના આત્માએ સત્ય અને શિવ એવા પરમાત્માની અવિરત શોધ કરતાં કરતાં યુગે યુગે સાધેલો વિકાસ છે. આત્માના આ પરમ પુરુષાર્થમાં જેઓ ભાગ લે છે તેઓ માનવી સંસ્કૃતિના ઇતિહાસમાં કાયમનું સ્થાન પામે છે. કાળે જગતના સ્મરણપટ પરથી જેમ મનુષ્યમાત્રને ભૂસી નાખ્યાં છે તેમ તેણે દિગ્વિજય કરનાર મહાપરાક્રમી યોદ્ધાઓની કીર્તિને પણ ઝાંખી પાડી છે. પણ આત્મવિજય કરનાર મહર્ષિઓ ને સાધુસંતોની કીર્તિને તે લુપ્ત કરી શક્યો નથી કે ઝાંખી પાડી શક્યો નથી. ગાંધીજીની મહત્તા તેમની વીરતાભરી લડતોમાં છે તેના કરતાં વધારે તેમના સદાચારી, તપોમય, ઈશ્વરપરાયણ જીવનમાં છે. જગતમાં આજે સંહારક શક્તિઓનું પ્રાબલ્ય જામતું દેખાય છે. એવે વખતે તેમણે, કેવળ વાણી દ્વારા જ નહીં પણ પ્રત્યક્ષ આચરણ અને પ્રયોગ દ્વારા, બતાવી આપ્યું છે કે આત્મામાં સર્જનની શક્તિ છે; તેનામાં માટીમાંથી માનવી પેદા કરવાનું સામર્થ્ય છે; મરવા પડેલાંમાં નવું ચેતન રેડવાનું બળ છે; અને ગમે તેવા સંહારક પશુબળનો સામનો આત્મબળ કરી શકે છે. આ તત્ત્વનું આગ્રહપૂર્વક પ્રતિપાદન કરવામાં ગાંધીજીની સાચી મહત્તા રહેલી છે.

## ૧. ધર્મમૂલક રાજનીતિ

હિંદી પ્રજામા જે નવજાગૃતિ ને પુનરુત્થાન થવા પામ્યા છે, ને જેણે એ પ્રજાની ગુલામીની જજીરોને ઢીલી પાડી છે, તે જાગૃતિ ને ઉત્થાનના મુખ્ય પ્રેરક અને પ્રણેતા ગાંધીજી જ છે, એનો યશ બીજા કોઈના કરતા વધારે તેમને છે જગત ગાંધીજીને ભારતવર્ષના એ ના રાષ્ટ્રપુરુષ તરીકે જ ઓળખે છે રાજકાજમા રચ્યાપચ્યા રહેના રાજનીતિજ્ઞો ને મુત્સદ્દીઓ ધર્મને ગણત્રી લેખામા લેતા હોય એવુ જાણવામા નથી એમ થવાનુ કારણ છે તેઓ રાજનીતિના જે ખેલ ખેલે છે તેમા તો એક પ્રજા પર બીજી પ્રજાનો રાજકીય અકુશ, અને રક તથા નિર્બળ મનુષ્યોનુ આર્થિક શોષણ એ જ વસ્તુઓ પ્રધાનપદ ભોગવે છે એ વસ્તુઓ ધર્મના આદર્શોથી સાવ વિરોધી ને વિસગત છે અને તેથી એ આદર્શો અનુસાર જ ચાલવાનો નિશ્ચય કરવો કે એ આદર્શોનો સીધો ને સાચો જ અર્થ કરવો એ પેના મુત્સદ્દીઓને પોસાતુ નથી પણ ગાધીજી ધર્મ અને રાજ્યપ્રકરણ વચ્ચે એવી ભિન્નતા માનતા નથી તેઓ તો માને છે કે સમગ્ર જીવન એક અખડ વસ્તુ છે, એમા એકબીજાથી અસ્પૃષ્ટ ને અલિપ્ત એવા ખડો કે ખાના નથી તેઓ કહે છે

"આવા વ્યાપક સત્યનારાયણના પ્રત્યક્ષ દર્શનને સારુ જીવમાત્રની પ્રત્યે આત્મવત્ પ્રેમની પરમ આવશ્યકતા છે અને તે કરવાને ઇચ્છનાર મનુષ્ય જીવનના એક પણ ક્ષેત્રની બહાર નથી રહી શકતો તેથી જ સત્યની મારી પૂજા મને રાજ્યપ્રકરણમા ખેંચી ગઈ છે ધર્મને રાજ્યપ્રકરણની સાથે સબધ નથી એમ કહેનાર ધર્મને જાણતો નથી એમ કહેતા મને સકોચ નથી થતો એમ કહેવામા હુ અવિનય નથી કરતો "[૧]

વળી તેઓ કહે છે

"મને આ પૃથ્વીના અશાશ્વત રાજ્યની કામના નથી મારો પ્રયાસ તો ઈશ્વરના શાશ્વત ધામમા પહોચવાનો—એટલે કે મોક્ષ મેળવવાનો—છે એ મોક્ષ સ્વદેશની ને જગતની અવિરત અવિશ્રાન્ત સેવા કરવાથી જ મળી શકે એવુ મારુ માનવુ છે ૯ જીવમાત્રની સાથે ઐક્ય—તન્મયતા—સાધવા ઇચ્છુ

૧ આત્મકથા

છુ ગીતાની ભાષામા કહુ તો શત્રુ તેમજ મિત્ર અને પ્રત્યે સમત્વની સ્થિતિ મારે મેળવવી છે એટલે મારી સ્વદેશભક્તિ એ શાશ્વત મોક્ષ પ્રત્યેની મારી યાત્રામા એક મજલરૂપ છે એ પરથી સમજી શકાશે કે મારે માટે ધર્મ વિનાનુ રાજ્યપ્રકરણ શક્ય જ નથી રાજ્યપ્રકરણ ધર્મસાધનમા મદદ કરનાર વસ્તુ છે ધર્મશૂન્ય રાજ્યપ્રકરણ એ મૃત્યુના પાશ સમાન છે, કેમકે તે આત્માને હણે છે "[1]

રાજકાજની રમતમા મનુષ્યને ઝાઝી સફળતા નથી મળી એનુ કારણ એ છે કે એણે ધર્મ અને રાજકાજને એકબીજાથી અળગા ને અલિપ્ત રાખ્યા છે, અને એમ કરવા જતા તે બેમાથી એકેનુ હાર્દ સમજી શક્યો નથી ગાધીજી માનવી પ્રવૃત્તિથી ભિન્ન ને અલિપ્ત એવો ધર્મ માનતા નથી હિંદુસ્તાનની આજની સ્થિતિમા તેમને સજોગવશાત્ રાજકીય ક્રાતિકાર બનવુ પડ્યુ છે, અને તેઓ જુલમને સાખી લેવાની કે ગુલામીમા મૂગે મોઢે પડ્યા રહેવાની ના પાડે છે ને દેશને તેમાથી છોડવવા માગે છે એ સાચુ પણ કેટલાક જડ્ડી ક્રાતિવાદીઓ પોતાની નવી સ્વપ્નસૃષ્ટિ રચના રચતા મનુષ્યની અતિવિકૃત ને અમાનુષી આકૃતિ પોતાની કલ્પનાને બળે ઘડી કાઢે છે, તેમનામા ને ગાધીજીમા જમીન આસમાનનુ અતર છે ગાધીજી નથી કેવળ મુત્સદ્દી કે સુધારક, નથી કેવળ ફિલસૂફ કે નીતિપ્રચારક, પણ એ સર્વ અશોના સયોગથી રચાયેલુ એક નરરત્ન છે તેઓ મુખ્યત્વે ધર્મપરાયણ પુરુષ છે, મનુષ્યત્વના સર્વ ઉત્તમ ગુણો તેમનામા વાસ કરે છે, અને તેમનામા પોતાની મર્યાદાઓનુ ભાન છે ને અખૂટ વિનોદવૃત્તિ છે, તેને લીધે તેઓ માણસોનો પ્રેમ વિશેષપણે સપાદન કરી શકે છે ને તેમના હૃદય જીતી શકે છે

## ૨. ધર્મ એટલે પ્રભુમય જીવન

આપણે ઈશ્વરને વિષે ભલે ગમે તેવો મત ધરાવતા હોઈએ પણ

---

૧ સરખાવો "ઈશ્વરની સેવા એક જ રીતે થાય ગરીબોની સેવા તે ઈશ્વરની છે એક કીડીની સેવા કરી તે ઈશ્વરની છે દુખીની સેવા કરવામા ઈશ્વરની સેવા થાય છે જીવવાનો હેતુ પોતાને ઓળખવો આત્મતત્ત્વ— આત્મજ્ઞાન—જીવમાત્રની સાથે એટલે ઈશ્વરની સાથે ઐક્ય—તન્મયતા—સાધવાથી જ મળે જીવમાત્રની સાથે ઐક્ય સાધવુ એટલે તેને દુખે જ્ઞાનપૂર્વક દુખી થવુ તેના દુખનુ નિવારણ કરવુ " (ધર્મમથન, પૃ ૩૦૩-૪)

આપણે એટલુ તો કબૂલ કરવુ જ પડશે કે ગાધીજી ઈશ્વરને પરમ સત્ય ને જીવનનો પરમ આધાર માને છે ઈશ્વરને તેઓ 'શ્વાસોચ્છ્વાસનો સ્વામી', 'નિમકનો દેનાર', 'ને 'દીવાદાડી' ગણે છે તેઓ કહે છે કે એ 'સર્વનો પેદા કરનાર' છે, ને 'એ ન હોય તો આપણે નથી' આ ઈશ્વરશ્રદ્ધાએ એમનામા નવુ જ વ્યક્તિત્વ ઉત્પન્ન કર્યું છે, અને એ વ્યક્તિત્વનો પ્રભાવ, તેની ધગશ ને તેનો પ્રેમ આપણે સહુ જોઈએ ને અનુભવીએ છીએ તેમને એવો અનુભવ થાય છે કે કઈક આધ્યાત્મિક તત્ત્વ તેમની સમીપ છે, તે તેમને અસ્વસ્થ બનાવે છે, મુઝવે છે ને વિવશ કરી મૂકે છે તેઓ અનુભવે છે કે એ તત્ત્વ તે સત્સ્વરૂપ છે, અતરતર છે, ને તેનાથી વધારે નિકટ કે પ્રિયતર બીજુ કશુ નથી[1] અનેક વેળા જ્યારે તેમના મનમા દુવિધા ઉત્પન્ન થાય છે ને તેઓ નિર્ણય પર આવી શકતા નથી ત્યારે એ વસ્તુ ઈશ્વર પર છોડી દે છે એની પાસે નિર્ણય માગે છે, ને કહે છે કે "એ નચવશે તેમ નાચીશ" ત્યારે શુ ઈશ્વર આવીને એમને જવાબ દઈ જાય છે? હા અને ના ના, કેમકે હૃદયમાથી કે આકાશમાથી કોઈ ગેબી વાણીના શબ્દ ગાધીજીના કાનમા સભળાતા નથી હા, કેમકે એમને લાગે છે કે જવાબ મળ્યો પોતે પૂછેના સવાલનો જવાબ મળતા માણસને જેવી શાતિ — તૃપ્તિ થાય તેવી તેમને થાય છે એ જવાબ એટલો બુદ્ધિગ્રાહ્ય ને માણસની અક્કલ સ્વીકારી શકે એવો હોય છે કે તે જોઈને જ તેઓ માની લે છે કે એ તેમનુ સ્વપ્નુ કે ભ્રમણા નથી તેઓ કહે છે "એવી કોઈ અકળ અને ગૂઢ શક્તિ છે જે વિશ્વભર છે સર્વવ્યાપી છે હુ એને જોતો નથી પણ અનુભવુ છુ આ અદૃષ્ટ શક્તિ અનુભવી શકાય છે, ને છતા તેનો કશો પુરાવો આપી શકાતો નથી, કેમકે હુ મારી ઇન્દ્રિયોથી જેનો અનુભવ કરુ છુ તે સર્વ વસ્તુઓના કરતા આનુ રૂપ કઈક જુદુ જ છે તે બહારના પુરાવાથી સિદ્ધ નથી થઈ શકતી પણ જેમણે અતરમા એ ઈશ્વરની હાજરી ખરેખર અનુભવી છે તેમના આચરણ ને ચારિત્ર બદલાઈ જાય છે, ને એ પરિવર્તન જ ઈશ્વરની હસ્તીની સાક્ષી પૂરે છે એવો પુરાવો સર્વ દેશના ને સર્વ યુગના પેગબરો ને ઋષિમુનિઓના અનુભવોમાથી મળી આવે છે એ પુરાવો ન માનવો એ પોતાની જ હસ્તી નાકબૂલ રાખવા

---

1 સરખાવો तदेतत्प्रेय पुत्रात्प्रेयो वित्तात्प्रेयोऽन्यस्मात्सर्वस्माद् अन्तरतर यदयमात्मा। बृहदारण्यक उपनिषद्

જેવુ છે " વળી "એ વસ્તુ કદી દલીલનો વિષય બની શકતી નથી તમે મને એ વાત દલીલ વડે બીજાઓને ગળે ઉતારવાનુ કહો તો મારે હાર જ કબૂલ કરવી રહી પણ હુ તમને એટલુ કહી શકુ છુ કે તમે ને હુ આ ઓરડામા બેઠેલા છીએ એ હકીકતની મને જેટલી ખાતરી છે તેના કરતા વધારે ખાતરી મને ઈશ્વરના અસ્તિત્વની છે હુ એમ પણ કહી શકુ છુ કે હુ હવા ને પાણી વિના કદાચ જીવી શકુ, પણ ઈશ્વર વિના નહીં જીવી શકુ તમે મારી આખો ફોડી નાખો, તેથી હુ મરવાનો નથી મારુ નાક ઉડાવી દો, તેથીયે મરવાનો નથી પણ તમે ઈશ્વર વિષેની મારી શ્રદ્ધાને સુરગ લગાડીને ઉડાવી દો તો હુ મૂઓ સમજજો " વળી કહે છે "જે ક્રિયા મારામા ચાલે છે તે અતર્યામીની છે એમ કહી શકાય કે નહીં એ હુ નિશ્ચયપૂર્વક નથી જાણતો પણ ઘણા વર્ષોથી જે પ્રમાણે મેં મારા મોટામા મોટા કહેવાયા છે તે અને નાનામા નાના ગણાય તે કાર્યો કર્યા છે, તે તપાસતા તે અતર્યામીના પ્રેરાયેલા થયા છે એમ કહેવુ મને અઘટિત નથી લાગ્યુ અતર્યામીને મેં જોયો નથી, જાણ્યો નથી જગતની ઈશ્વર વિષેની શ્રદ્ધાને મેં મારી કરી લીધી છે એ શ્રદ્ધા કોઈ રીતે ભૂસી શકાય એવી નથી, તેથી તેને શ્રદ્ધારૂપે ઓળખતો મટી અનુભવરૂપે જ હુ ઓળખુ છુ "[૧]

હિંદુસ્તાનના અનેક ઋષિઓ ને સતો કહી ગયા છે તેમ ગાધીજી પણ કહે છે કે એકવાર આપણે સ્થૂલ દેહના બધનમાથી નીકળીને ચડતા ચડતા આત્માની વિમુક્તિ સુધી પહોચ્યા કે પછી શિખર પરથી નજરે પડતુ દૃશ્ય તો સર્વને એક જ પ્રકારનુ દેખાય છે આપણે તળેટીએ જ્યા હોઈએ ત્યાથી પહાડ પર જુદે જુદે રસ્તે થઈને ચડવાનુ હોય છે ખરુ, પણ આપણુ સર્વનુ ધ્યેય તો નગાધિરાજના એક જ શિખર પર પહોચવાનુ હોય છે ગાધીજી કહે છે "ઇસ્લામનો અલ્લા, ખ્રિસ્તીઓનો ગૉડ, અને હિંદુઓનો ઈશ્વર એક જ છે જેમ હિંદુધર્મમા ઈશ્વરના અનેક નામ છે તેમ અલ્લાના અનેક નામ ઇસ્લામમા પણ છે એ નામો પૃથક્ વ્યક્તિત્વ નથી સૂચવતા, પણ ભિન્ન ભિન્ન ગુણોના સૂચક છે ઈશ્વર તો નિર્ગુણ, નિરાકાર, અવર્ણનીય, અપ્રમેય છે છતા અલ્પ માનવીએ તેનામા ગુણોનુ આરોપણ કરીને પોતાની લૂલીપાગળી ભાષામા તેનુ વર્ણન કરવાનો પ્રયાસ કર્યો છે આ ઈશ્વરને વિષે જીવતીજાગતી શ્રદ્ધા

૧ આત્મકથા, પૃ ૩૭૯

એમ્ને સર્વ ધર્મો પ્રત્યે સમાન આદર તમારો ધર્મ અન્ય ધર્મો કરતા શ્રેષ્ઠ છે, ને બીજા લોકો સ્વધર્મ છોડી તમારા ધર્મમા આવે એવી ઇચ્છા સેવવાનો તમને અધિકાર છે, એમ તમે માનો તો એ અસહિષ્ણુતાની પરિસીમા થઈ અને અસહિષ્ણુતા એ એક પ્રકારની હિંસા જ છે ”

બીજા ધર્મો પ્રત્યે ગાંધીજી સહિષ્ણુતા નથી ધરાવતા, સમભાવ અને આદર રાખે છે[1] સહિષ્ણુતામા એક પ્રકારની ઉદાસીનતાનો ભાર છે, સમભાવમા જે ઉમળકો હોય છે તે સહિષ્ણુતામા નથી હોતો ઇસુ ખ્રિસ્તનુ જીવન અને કાર્ય અહિંસાના સિદ્ધાન્તનુ એક ઉત્તમ ઉદાહરણ હતુ એમ સ્વીકારતા તેઓ કહે છે “ મારા જીવન પર ઊંડી અસર પાડનાર અનેકમાના એક મહાન ધર્મોપદેશક તરીકે ઇસુ મારા હૃદયમન્દિરમા વિરાજે છે ’ તેઓ મહમદ પેગંબરના સચ્ચારિત્ર, અડગ ઇશ્વરનિષ્ઠા, અને કાર્યકુશળતાને વિષે માન અને આદર ધરાવે છે, હઝરત અલીના કરુણા ને કષ્ટસહનની હમેશા સ્તુતિ કરે છે ઇશ્વરની સર્વોપરી સત્તા વિષે જ્વલન્ત શ્રદ્ધા, જીવનની કડક સાદાઈ, મનુષ્યો પ્રત્યે ભ્રાતૃત્વની ઉત્કટ ભાવના, અને ગરીબો પ્રત્યે સમતા ને સેવાભાન— એ મહાસત્યો પર ઇસ્લામે વિશેષ ભાર દીધેલો છે એ સત્યો સર્વ ધર્મોના મૂળમા હોવા જોઈએ, અને હોય છે, એમ ગાંધીજી માને છે પણ તેમના જીવનને દોરનારી ને તેનુ નિયમન કરનારી શક્તિ તો હિંદુધર્મ જ છે હિંદુધર્મની

---

૧ આ બે વૃત્તિ વચ્ચેનો ભેદ સમજાવતા ગાંધીજીએ એક જગાએ કહ્યું છે “સહિષ્ણુતા અંગ્રેજી શબ્દ ‘ટૉલરેશન’નો અનુવાદ છે એ મને ગમ્યો ન હતો પણ બીજુ નામ સૂઝ્યું ન હતુ બીજા ધર્મોને સહન કરવામા તેની ઊણપ માની લેવામા આવે છે અહિંસા આપણને બીજા ધર્મો પ્રત્યે સમભાવ શીખવે છે સહિષ્ણુતા અહિંસાદૃષ્ટિએ પૂરતી નથી બીજા ધર્મો પ્રત્યે સમભાવ રાખવાના મૂળમા પોતાના ધર્મની અપૂર્ણતાનો સ્વીકાર આવી જ જાય છે અને સત્યની આરાધના અહિંસાની કસોટી એ જ શીખવે આમ સમભાવ રાખીએ એટલે બીજા ધર્મોમા જે કંઈ ગ્રાહ્ય લાગે તેને પોતાના ધર્મમા સ્થાન આપતા સંકોચ ન થાય એટલુ જ નહીં પણ એમ કરવાનો ધર્મ પ્રાપ્ત થાય ” ( મંગળપ્રભાત પૃ ૫૯ )

“હુ તો માનુ છુ કે જગતના સર્વ મહાધર્મો મૂળે સમાન છે આપણને આપણા ધર્મ વિષે જેટલો સ્વાભાવિક આદર હોય તેટલો જ બીજા ધર્મો વિષે હોવો જોઈએ પરસ્પર સહિષ્ણુતા નહીં, પણ સમાન આદર ” ( હરિજનબંધુ ૨૯-૧૧-૩૬ )

સત્યની કલ્પના, આત્મદર્શનની ઝંખના, વિશાળ ઉદારતા, ને તેણે ઉપદેશેલી જીવમાત્રની એકતા વગેરે તત્ત્વોને તેમણે અનેકવાર હિંદુધર્મની વિશેષતારૂપે ગણાવ્યા છે, ને કહ્યુ છે કે “ હું હિંદુધર્મને મારા પ્રાણથી પણ અધિક વસ્તુ ગણુ છુ ”

પણ આ બધા ધર્મો સાધનમાત્ર છે, સાધ્ય તો એ સર્વમા ઓતપ્રોત છતા સર્વથી પર એવો મહાધર્મ છે ગાંધીજી કહે છે “ આ મહાધર્મનો અર્થ હું શુ કરુ છુ એ સમજાવુ હિંદુધર્મનુ મારે મન બીજા સર્વ ધર્મોના કરતા વધારે મૂલ્ય છે, તેને વિષે મને અપાર મમતા છે, છતા હિંદુધર્મ તે આ મહાધર્મ નથી તે તો હિંદુધર્મથી પણ પર અને ઉચ્ચતર છે તે મનુષ્યના સ્વભાવમા જ ધરમૂળથી પલટો કરાવે છે, અતરમા વિરાજતા આત્માની સાથે મનુષ્યનુ અતૂટ અનુસધાન કરાવે છે, અને નિરતર હૃદયનો મેલ ધોઈ તેને શુદ્ધ કરે છે એ મનુષ્યસ્વભાવમા રહેલુ સ્થાયી તત્ત્વ છે તે પોતાની મેળે કળાએ પ્રગટ થવા માટે ગમે તેટલા ભોગ આપતા અચકાતુ નથી, અને જ્યા લગી આત્મા પોતાનુ સ્વરૂપ ઓળખે નહીં, પોતાના સરજનહારને પીછે નહીં, અને એ સરજનહારની ને પોતાની વચ્ચે રહેલા ઐક્ય ને તાદાત્મ્યનો સાક્ષાત્કાર કરે નહીં ત્યા સુધી એ તત્ત્વ આત્માને સાવ બેચેન રાખે છે ને જપીને બેસવા દેતું નથી ”

તેઓ કહે છે “ સત્યથી ભિન્ન કોઈ પરમેશ્વર હોય એવુ મેં નથી અનુભવ્યુ સત્યમય થવાને સારુ અહિંસા એ જ એક માર્ગ છે આત્મશુદ્ધિ વિના જીવમાત્રની સાથે ઐક્ય ન જ સધાય આત્મશુદ્ધિ વિના અહિંસાધર્મનુ પાલન સર્વથા અસભવિત છે અશુદ્ધાત્મા પરમાત્માના દર્શન કરવા અસમર્થ છે ' હૃદયને શુદ્ધ કરવા માટે, રાગદ્વેષનો ત્યાગ કરવા માટે, મનથી વચનથી ને કાયાથી નિર્વિકાર થવા માટે, ભય અને અહકારમાથી છૂટવા માટે આપણે વિષયવાસનાઓ પર, તથા ચચળ ને અસ્થિર મનના તરંગો પર અકુશ રાખવાની શક્તિ મેળવવી જોઈએ અભ્યાસ, વૈરાગ્ય સતત જાગૃતિ, અવિરત પુરુષાર્થ, કાબૂ જીવન, અને તપસ્યા એ મારેના નાથનો છે કષ્ટસહન આપણા આ માને પખાળીને શુદ્ધ કરે છે આપણા પુરાણમા અમૃતમથનની કથા આપેલી છે તેમા કહ્યુ છે કે સમુદ્રને વલોવતા વલોવતા

જ્યારે હળાહળ ઝેર નીકળ્યુ ત્યારે તે પીવાને કોઈ તૈયાર ન થયુ પણ કરુણાના સાગર એવા મહાદેવે એ વિષ પીધુ ને તેઓ નીલકંઠ બન્યા ખ્રિસ્તી કથા અનુસાર ઈશ્વરે માનવજાતિને ઉગારવા માટે પોતાના પુત્રનુ બલિદાન અપાવા દીધુ આ કથાનકો ભલે કેવળ કવિકલ્પના હોય પણ જો એ વાટે માનવી હૃદયમા રહેલી ઊંડી ઊંડી વૃત્તિઓ પ્રગટ ન થતી હોત તો એ કથાઓ રચાત જ શા માટે ? માણસમા જેટલો પ્રેમ વધારે તેટલુ વધારે કષ્ટ તેણે સહેવુ રહ્યુ અનત પ્રેમ એટલે અનત કષ્ટસહન "જે જીવનને બચાવવા ઇચ્છે તેણે જીવનને હોમ્યે છૂટકો " એટલે જ પ્રેમપથને 'પાવકની જ્વાળા' કહ્યો છે આપણે આ જગતમા ઈશ્વરનુ સોંપેલુ કાર્ય કરીએ છીએ તેની ધારણાઓનો અમલ કરવામા આપણા જીવતર વાપરવા એવી આજ્ઞા એણે આપણને આપેલી છે આપણે જો એ આજ્ઞાનો અનાદર કરીએ, અને આપણા જીવતરને વાપરી ઘસી નાખવાને બદલે તેને સાચવીને બેસી રહેવા માગીએ, તો આપણે આપણા આત્માને દગો દઈએ, આપણા સાચા સ્વભાવને બેવફા નીવડીએ, અને જે જીવતરને સાચવવા માગતા હતા તેને જ ગુમાવી બેસીએ, ઉપનિષદની ભાષામા કહીએ તો આત્માનો ઘાત કરનાર બનીએ આપણે નજર પહોંચે ત્યાં લગી ચાલવાની શક્તિ મેળવવી હોય, જગતમા ગમે તેટલે દૂરને ખૂણેથી દુ ખી માનવીની ધા પડે તે સાભળીને મદદ કરવા દોડવુ હોય, તો સસારની તૃષ્ણાઓ, કીર્તિ, સપત્તિ ધનવૈભવ, ને ઇન્દ્રિયોના ભોગવિલાસને તિલાંજલિ આપવી જોઈએ નિર્ધન અને બહિષ્કૃતની સાથે તાદાત્મ્ય સાધવુ હોય તો તેના જેટલા નિર્ધન બનવુ જોઈએ ને તેના જેવી બહિષ્કૃત સ્થિતિ સ્વેચ્છાએ ભોગવવી જોઈએ નિંદાસ્તુતિ વિશે પરવા રાખ્યા વિના સત્ય બોલવાની ને આચરવાની સ્વતત્રતા મેળવવી હોય, મનુષ્યમાત્રને વિશે પ્રેમ અને ક્ષમાભાવ ધરાવવાનુ સામર્થ્ય પ્રાપ્ત કરવુ હોય, તો મનમા અનાસક્તિની ભાવના કેળવવી જોઈએ જે મુક્તાત્માઓ જગતમા એક તરણાના પણ માલિક બન્યા વિના આખા જગતને ભોગવે છે, જેમણે ત્યજીને ભોગવવાની કળા જાણી લીધી છે, તેઓ જ આવી સ્વતત્રતા અનુભવે છે, આવા સ્વૈરવિહારનો આનદ માણી શકે છે આ વિષયમા ગાધીજી સન્યાસીના મહાન આદર્શને અનુસરે છે સન્યાસી અનિકેત ને અકિંચન હોય છે, તેને નથી રહેવાનું ચોક્કસ ઠેકાણુ હોતુ નથી આવતીકાલનુ સ્થાયી સાધન હોતુ

પણ આવા યતિધર્મના સર્વ નિયમો કેવળ સન્યાસીઓ પૂરતા ન રાખતા સમગ્ર માનવજાતિને તેનુ પાલન કરવાનુ કહેવામા આવે ત્યારે કઇક અતિશયતા આવી જાય છે દાખલા તરીકે, વિવાહિત જીવનમા સયમ સર્વને માટે આવશ્યક છે, પણ અવિવાહિત બ્રહ્મચારીનુ જીવન તો બહુ જ થોડા લોકો ગાળી શકે સ્ત્રીપુરુષનો સયોગ એ કેવળ શરીરસુખ નથી, કેવળ વિષયવાસનાની તૃપ્તિ નથી, તે તો પ્રેમ પ્રગટ કરવાનુ ને જીવનનો પ્રવાહ અવિચ્છિન્ન રાખવાનુ સાધન છે તેનાથી જો બીજાઓને હાનિ થાય કે માણસના આધ્યાત્મિક વિકાસમાં અતરાય આવે તો તે દુષ્કર્મ બની જાય ખરુ, પણ એ કાર્યમાથી આ બેમાથી એક પણ પરિણામ નીપજવુ જ જોઈએ એવો નિયમ નથી જે કાર્ય વડે આપણે જન્મ પામીએ છીએ, જે પ્રેમ વ્યક્ત કરવાનુ સાધન છે, અને જેના વડે માનવકુળનો પ્રવાહ અવ્યાહત ચાલે છે તે કાર્યમા શરમ કે પાપ નથી પણ જ્યારે આધ્યાત્મિક જીવનના નિષ્ણાતો બ્રહ્મચર્યનો આગ્રહ રાખે છે ત્યારે તેમની માગણીનો આશય એ હોય છે કે વિષયવાસના આપણા મનની એકાગ્રતાનો નાશ ન કરે એટલી કાળજી આપણે રાખવી જોઈએ

ગાધીજીએ સયમની સાધના પરાકાષ્ઠાએ પહોચાડવામા પ્રયત્નની કચાશ જરાયે રહેવા દીધી નથી અને જેઓ તેમને ઓળખે છે તેઓ કબૂલ કરશે કે નીચેના વચનોમા તેમણે પોતાને વિષે જે કહ્યુ છે તે સાન સાચુ છે તેઓ કહે છે "મેં સગા અને પરાયા, દેશી અને પરદેશી, ગોરા અને કાળા, હિંદુ અને મુસલમાન અથવા ખ્રિસ્તી, પારસી કે યહૂદી વચ્ચે ભેદ નથી જાણ્યો મારુ હૃદય એવા ભેદને ઓળખી જ નથી શકયુ એમ કહી શકુ છુ" વળી કહે છે 'આ વસ્તુને મારે વિષે હુ ગુણ નથી માનતો, કેમકે જેમ અહિંસા, બ્રહ્મચર્ય, અપરિગ્રહાદિ યમોને કેળવવાનો પ્રયત્ન કર્યાનુ ને તે પ્રયત્ન હજુ ચાલુ હોવાનુ મને પૂર્ણ ભાન છે, તેમ આવો અભેદ કેળવવાનો મેં ખાસ પ્રયત્ન કર્યો હોય એવો મને ખ્યાલ નથી "[1]

જેમનુ હૃદય વિશુદ્ધ છે તેઓ જ ઈશ્વરને વિષે તેમજ મનુષ્યને વિષે પ્રેમ ને અનુરાગ રાખી શકે છે સહનશીલ પ્રેમ એ આત્માનો ચમત્કાર છે એની શક્તિ એવી છે કે આપણે બીજાના દુષ્કર્મોનો બોજો આપણે માથે

---

૧ આત્મકથા પૃ ૩૭૫

ઉઠાવીએ છીએ છતા આપણને એ બોજો હળવો ફૂલ જેવો લાગે છે, અને એમા જેવા ઊંડા ને સાચા સુખ ને સંતોષ મળે છે તેવા નર્યા સ્વાર્થી ભોગવિલાસમાથી નથી મળતા એવી ક્ષણોમા આપણે સમજીએ છીએ કે આપણે બીજા કોઈને ક્ષણભરનુ સુખ આપી શકયા છીએ એ ભાનમા જે લહેજત આવે છે તે જગતની બીજી કોઈ ચીજમા નથી આવતી, આપણે બીજા કોઈના દુખમા ભાગ પડાવ્યો એ ભાનમાથી જે રસ આપણે લૂટી શકીએ છીએ તેવો રસ દુનિયામા બીજા કશામાથી નથી મળતો જેમા ઉપકાર કર્યાનો લવલેશ ભાવ ન હોય, ને જેમાથી ગર્વમાત્ર — સત્કર્મ કર્યાનો ગર્વ પણ — ધોવાઈ જઈને કાચન સમી સ્વચ્છતા આવી હોય, એવી કરુણા એ સર્વશ્રેષ્ઠ ધાર્મિક વૃત્તિ છે

## ૩. માનવસેવાની ભાવના

આમાથી એટલુ ફલિત થાય છે કે સાચી આધ્યાત્મિકતા સસારનો ત્યાગ કરવામાં નથી, પણ સસારમા રહી, જીવમાત્રને વિષે પ્રેમ રાખીને કામ કરવામા રહેલી છે **यस्मिन् सर्वाणि भूतानि आत्मैवाभूद् विजानत** —એવી અવસ્થામા ભૂતમાત્ર જ્ઞાની પુરુષને મન આત્મવત્ બની જાય છે અન્ય જીવો પર પોતાના જેવો જ — आत्मैव — પ્રેમ રાખવો જોઈએ આવા આત્મૌપમ્ય વિના ચાલી જ ન શકે મનુષ્યમાત્રને સ્વતત્રતા મળવી જોઈએ, ને તે સર્વની વચ્ચે દરજ્જાની સમાનતા હોવી જોઈએ, એ સિદ્ધાંત જો સ્વીકારાય તો જગતમા સ્વતત્ર મનુષ્યોનો વિશ્વવ્યાપી બધુસમાજ સ્થપાય અને એ સિદ્ધાત સ્વીકારનારાઓનુ એ કર્તવ્ય થઈ પડે કે તેમણે જાતિ અને ધર્મની, સપત્તિ અને સત્તાની, વર્ણ અને રાષ્ટ્રની કૃત્રિમ દીવાલોને તોડી પાડવી જો કોઈ પણ સમૂહ કે રાષ્ટ્ર બીજાને ભોગે — દાખલા તરીકે જર્મનો ઝેક પ્રજાને ભોગે, જમીનદારો ખેડૂતોને ભોગે, મૂડીદારો મજૂરોને ભોગે — પોતાનો સ્વાર્થ સાધવા મથે તો તેમા લોકશાસનનો ઘાત થાય, અને એ અન્યાયનો બચાવ કેવળ શસ્ત્રબળ વડે જ થઈ શકે એવી સ્થિતિમા પીડક વર્ગને પોતાના હાથમાં આવેલી સત્તા ને માલમતા લૂટાઈ જવાનો ડર રહે છે અને પીડિત વર્ગો તેમનો પુણ્યપ્રકોપ મનમા દબાવીને સઘરી રાખે છે આ સ્થિતિ અસ્વાભાવિક છે, ને તેનો અત કેવળ ન્યાય જ લાવી શકે ન્યાય એટલે મનુષ્યમાત્રના સમાન હક્કનો સ્વીકાર

આગલા સૈકા થયા આખા જગતના એક ભ્રાતૃસત્તાની દિશામા માનવજાતિની સફર ચાલી રહેલી છે માનવસમાજમા અનેક વિકૃતિઓ ને જુલમો નિરતર પેદા થયા કરતા, તે સામાન્ય માણસને પરાણે રોકી રાખતા ને આગળ વધવા દેતા નહોતા તેની સામે એ માણસે અનેકવાર બળવા કર્યા છે તેને લીધે જગતના જુદાજુદા ભાગમા અનેકવાર પ્રગતિના મોજા આવેલા દેખાયા છે, માણસોના મનમા ન્યાય સમાનતા ને શોષણમાથી મુક્તિ મેળવવાની ભાવનાઓ વધારે ને વધારે પ્રમાણમા જાગતી ગઈ છે, અને તેઓ નવી નવી માગણીઓ કરવા લાગ્યા છે સ્વાતત્ર્યભાવનાની પ્રગતિ માનવી ઇતિહાસના અર્કરૂપ છે

આપણે અસાધારણ — અપવાદરૂપ ઘટનાઓને અવળા ચશ્મા ચડાવીને જોઈએ છીએ તેથી તે ખરેખર હોય તેના કરતા મોટી દેખાય છે ને આપણને તેનુ મહત્ત્વ વધારેપડતુ આકવાનું મન થાય છે એક વાત આપણે પૂરતી સમજ્યા નથી આજના જમાનામા પ્રગતિના કાટા પાછળ પડેલા દેખાય છે, પ્રગતિના માર્ગમા આડે મોટી દીવાલ ઊભેલી દેખાય છે, અને મહાવિપત્તિની નોબતો વાગી રહી છે, એ ખરુ, પણ તેથી આપણે હતાશ થવાની કે હિંમત હારી બેસવાની જરૂર નથી આ ઘટનાઓનો વિચાર કરતી વેળાએ સાથેસાથે એ પણ ધ્યાનમા રાખવુ જોઈએ કે સૈકડો વરસ થયા માનવસમાજનો પ્રવાહ સામાન્ય રીતે કઈ દિશામા ચાલ્યો છે માનવજાતિએ અટક્યા, થાક્યા કે હાર્યા વિના જે પુરુષાર્થ ચાલુ રાખ્યો છે તેનુ જો આપણે તટસ્થભાવે દર્શન કરી શકીએ તો આપણે છક થઈ જઈએ ને આપણી હૃદયવીણાના તાર ઝણઝણી ઊઠે એ દૃષ્ટિએ જગતના ઇતિહાસનુ ચલચ્ચિત્ર નિહાળતા આપણને શુ દેખાય છે? દાસત્વમા પડેલા દૂબળાઓ ધણિયામાની બેડીમાથી છૂટી રહ્યા છે, ધર્મના નવમત વાદીઓને જીવતા બાળવાની પ્રથા નીકળી ગઈ છે, ઉમરાવો સ્વેચ્છાએ પોતાના ખાસ અધિકારોનો ત્યાગ કરી રહ્યા છે, ગુલામો પશુસમાન જીવનમાથી મુક્તિ પામે છે ધનિકો તેમની સપત્તિની વાત કરતા શરમાય છે ને ક્ષમા માગે છે, લડાકુ સામ્રાજ્યો શાતિની આવશ્યકતાનો પોકાર જાહેરમા ને ઉચ્ચ સ્વરે કરે છે અને આખી માનવજાતિનુ પણ ઐક્ય સાધવાના સ્વપ્નો સેવાઈ રહ્યા છે હા, આજે પણ જગતમા સત્તાધીશોનો લોભ, ધૂર્તોનો મત્સર, પાખડીઓના જૂઠાણા, અને ગર્વિષ્ઠ કોમીવાદ તથા સકુચિત રાષ્ટ્રવાદનો ઉદય જોવા મળે છે ખરા છતા, લોકશાસનની મહાન પ્રણાલિકાનુ જે મોજુ આખા જગતમા ફરી

વળેલું છે તે પણ જો આપણને સાથેસાથે ન દેખાય, તો આપણે છતી આંખે આંધળા જ ગણાઈએ કેટલાયે માણસો અવિશ્રાંત પ્રયાસ કરીને એવુ જગત રચવા મથી રહ્યા છે જેમા ગરીબમા ગરીબ માણસોને પણ પૂરતો આહાર મળે, ઘરમા હવા અજવાળુ ને સૂર્યપ્રકાશ મળે, અને તેમના જીવનમા આશા, ગૌરવ ને સૌંદર્યનો કંઈક સંચાર થાય ગાંધીજી માનવજાતિના એવા એક પ્રથમ પક્તિના સેવક છે માથે અત્યારે જ દુ ખોની ઝડી વરસી રહી છે, તે વખતે, ભવિષ્યમા લાબે કાળે ક્યારેક સુખ મળશે એવી આશા સેવવામા તેમને ચેન પડતુ નથી, ને તેઓ નિરાત વાળીને બેસી શકતા નથી બીજા અડગ શ્રદ્ધાવાળા માણસોને તેઓ પોતાના સાથમાં લે છે, અને વર્તમાન દુ ખોના નિવારણ માટે ને ભાવિ સકટોને રોકવા માટે બને તેટલા સીધા ઉપાય યોજે છે લોકશાસન એ તેમને મન શબ્દોની બાજી નથી જગતમા લોકશાસન ખરેખાત ચાલવુ જોઈએ, ને રંકમા રંક માણસની પણ રક્ષા થવી જોઈએ ને તેને ન્યાય મળવો જોઈએ એમ તેઓ માને છે દરિદ્રનારાયણ પ્રત્યેનો તેમનો આ પ્રેમ આપણે જાણીએ, તો તેમની દક્ષિણ આફ્રિકાની તેમજ હિંદમાની સર્વ જાહેર પ્રવૃત્તિઓનુ રહસ્ય સમજવાની ચાવી આપણને મળી જાય છે

જર્મનીમા નાઝી લોકોએ યહૂદીઓ પર જે જુલમો કર્યા છે તેનાથી આખી સુધરેલી દુનિયા અતિશય ખળભળી ઊઠી છે, અને ઉદાર મતવાળા મુત્સદ્દીઓએ જાતિદ્વેષના આવા ઉછાળા વિષે ગભીરપણે ખેદ અને અણગમો પ્રગટ કર્યા છે પણ વિચિત્ર અને ચોકાવનારી વાત તો એ છે કે બ્રિટિશ સામ્રાજ્યની વસાહતો અને અમેરિકા જેવા લોકશાસનવાળા દેશોમા ઘણી જાતિઓની ઉપર તેમના ભિન્ન રૂપરંગને કારણે અનેક રાજકીય ને સામાજિક પ્રતિબધો મૂકવામા આવેલા છે ગાંધીજી દક્ષિણ આફ્રિકામા ગયા ત્યા જોયુ કે હિન્દીઓ બ્રિટિશ સામ્રાજ્યના સ્વતત્ર નાગરિકો કહેવાય છે ખરા, પણ અહીં તો તેમને હડધૂત કરવામા આવે છે, તેમના પ્રત્યે તિરસ્કારનુ વર્તન ચાલે છે, અનેક સ્થળોએ તેમને પ્રવેશની મનાઈ છે, અને ગોરાઓ પર નથી એવા અનેક પ્રતિબધો હિન્દીઓ પર મૂકેલા છે ખ્રિસ્તી ધર્મસઘ અને સરકાર બને યુરોપ બહારની પ્રજાઓને હકોની સમાનતા આપતા નથી, ને તેમને ગોરા યુરોપિયનોથી સર્વ વિષયમા હલકા ગણે છે એ જુલમી પ્રતિબધો સામે વિરોધ દર્શાવવા ને તે પાછા ખેંચી લેવડાવવા માટે ગાંધીજીએ સામુદાયિક

સત્યાગ્રહની લડત શરૂ કરી. તેમની માગણી એ હતી કે મનુષ્યમાત્રની સમાનતાનો સિદ્ધાંત કબૂલ રખાવો જોઈએ; અને લોહી તથા રંગને ધોરણે પાડેલા કૃત્રિમ ભેદ બુદ્ધિ ન સ્વીકારી શકે એવા તથા અનીતિમય હોઈ તે દૂર થવા જોઈએ. હિન્દી કોમને ખરેખર કેટલી હાડમારી ભોગવવી પડે છે એનું ભાન તેમણે કોમને કરાવ્યું; અને તેનામાં પોતાનાં ગૌરવ, પ્રતિષ્ઠા ને સ્વમાનની ભાવના પેદા કરી.' એમનો પ્રયાસ એકલા હિન્દીઓનું જ હિત સાધવાનો ન હતો. આફ્રિકાના મૂળ વતનીઓને ભલે ચૂસવામાં આવે એની પરવા નથી, પણ હિંદીઓ પ્રત્યે તો તેમની પુરાણી સભ્યતાને કારણે સારું વર્તન થવું જોઈએ, એવું તેમણે કદી કહ્યું નહીં. સત્યાગ્રહની લાંબી લડતને પરિણામે હિન્દીઓ સામે ભેદભાવ પ્રગટ કરનારા કાયદામાંથી જે વિશેષ ભૂંડા ને બેહૂદા હતા તે તો રદ થયા. છતાં આજે પણ હિન્દીઓ પર અનેક અપમાનકારક પ્રતિબંધો મુકાયેલા છે. એ પ્રતિબંધોને હિન્દીઓ વશ થાય છે એ તેમને ઝાંખપ લગાડનારું છે. જે સરકારે તે પ્રતિબંધો મૂક્યા છે તેની પ્રતિષ્ઠામાં પણ એથી વધારો નથી થતો.

હિંદુસ્તાનમાં ગાંધીજીની ઇચ્છા એવું કામ કરવાની હતી કે જેથી દેશમાંથી કુસંપ અને વિખવાદ નીકળી જાય; જનસમૂહને સ્વાશ્રયની તાલીમ મળે; સ્ત્રીઓની સ્થિતિ સુધરે ને તેઓ રાજકીય, આર્થિક ને સામાજિક ક્ષેત્રમાં પુરુષના જેટલુ જ ઉચું પદ પ્રાપ્ત કરે; જે ધાર્મિક દ્વેષો રાષ્ટ્રને છિન્નભિન્ન કરી રહ્યા છે તે દૂર થાય; અને હિંદુધર્મમાંથી અસ્પૃશ્યતાનું સામાજિક કલંક ધોવાઈ જાય હિંદુધર્મ પરનો આ ડાઘ ભૂંસવાના કામમાં તેમણે જે સફળતા પ્રાપ્ત કરી છે તે માનવજાતિની પ્રગતિમાં એમણે આપેલો એક મોટામાં મોટો ફાળો ગણાશે. જ્યાં લગી અસ્પૃશ્યોનો વર્ગ રહે ત્યાં લગી તેઓ એ વર્ગના ગણાવા માગે છે: "મારી પ્રાર્થના આ છે: મને મોક્ષ જ પ્રિય છે. મારો બધો પ્રયાસ આ જ જન્મારે મોક્ષ મેળવવાનો છે. છતાં જો હું મારો મનોરથ આ જન્મે ન સાધી શકું ને આપણે અસ્પૃશ્યતાના પાપમાંથી હજુયે મુક્ત ન થયા હોઈએ તો હું પ્રભુ પાસે બીજો જન્મ હરિજનને ઘેર ઇચ્છું કે જેથી હું તેમનાં દુઃખોનો પૂરો અનુભવ કરુ ને તે ઓછાં કરવા ભારે તપશ્ચર્યા કરું." એક તરફથી એમ કહેવું કે અમે અદૃષ્ટ ઈશ્વરને ચાહીએ છીએ; અને બીજી તરફથી એ જ ઇશ્વરે જેમને સરજ્યાં છે ને જેમને ચેતન આપ્યું છે

એના મનુષ્યો પ્રત્યે ક્રૂરતાથી વર્તવુ, એ બે વસ્તુઓ એકબીજાની છેક જ વિરોધી છે ગાધીજી પોતાને સનાતની હિંદુ કહેવડાવવામા ગર્વ લે છે ખરા, પણ જાતિભેદની કડકાઈ ને તેના પ્રતિબધો, અસ્પૃશ્યતાનું કલક, મદિરોમા ચાલતો દુરાચાર, અને ગાય તથા ઇતર પશુસૃષ્ટિ પ્રત્યે થતી ક્રૂરતા પર એમના જેટલા કડક ટીકાના પ્રહારો બીજા કોઈએ કર્યા નથી તેઓ કહે છે ' હુ કેવળ સુધારક છુ છતા સુધારાના ઉત્સાહમા હું હિંદુધર્મના કોઈ પણ આવશ્યક અગનો ત્યાગ કરવા તૈયાર નથી ”

આજે તેઓ દેશી રાજાઓની જહાગીરીનો વિરોધ કરી રહ્યા છે તેના મૂળમા એ રાજાઓની કરોડોની પ્રજાઓ વિષેનો તેમનો પ્રેમ જ રહેલો છે ઉદારમા ઉદાર નિરીક્ષક પણ એમ ન કહી શકે કે દેશી રાજ્યોની સ્થિતિ સાવ સતોષકારક છે કલકત્તાનુ દૈનિક ‘ સ્ટેટ્સમેન ’ તો અગ્રેજોનુ છાપુ છે તેના એક અગ્રલેખમાથી થોડાક વાક્યો અહી ઉતારવા જેવા છે

“ ઘણા રાજ્યોમા ભયાનક સ્થિતિ પ્રવર્તે છે આમ કહેવામા વ્યક્તિઓ સામે ટીકા નથી, ટીકા મનુષ્યસ્વભાવ સામે છે સારા તેમજ નઠારા જમીનદારોને માથે કાયદાનો કોઈ જાતનો અકુશ નથી તેમના હાથમા માણસોને જિવાડવા ને મારવાની સત્તા છે તેઓ જો લોભી, વિષયી કે ઘાતકી હોય તો તેમના લોભ કે વિષયવાસના કે ઘાતકીપણાને કઈજ વિઘ્ન કે અતરાય નડે એમ નથી આવા નાના નાના જાગિરોને રક્ષણ આપનારા કરારનામામા કદી ફેરફાર થવાનો જ ન હોય, જે વસ્તુનો બચાવ કરવો અશક્ય છે તેનો બચાવ કરવાનો ચક્રવર્તી સત્તા સદાકાળ પોતાનો ધર્મ માનવાની હોય, તો આ અયોગ્ય વસ્તુની સામે કોક દિવસ એક અમોઘ શક્તિ આક્રમણ કરશે, અને બેમાથી એકના ભાગીને ભૂકા થઈ જશે ત્યારે જ એ લડાઈનો અત આવશે ”

સમાજની પ્રગતિ બે રીતે થાય છે કા તો ક્રમબદ્ધ વિકાસ દ્વારા, અથવા આકસ્મિક ક્રાતિ દ્વારા વિકાસના વેગનુ અતિશય ધીમાપણુ એ જ ક્રાતિમાત્રનુ મૂળ કારણ હોય છે ગાધીજી રાજાઓને મિત્રભાવે વીનવે છે કે ‘ તમે જાગો ને તમારુ ઘર સુવ્યવસ્થિત બનાવો ’ મને આશા છે કે વેળા વીતી જાય તે પહેલા જ રાજાઓ સમજી જશે કે બને એટલી ત્વરાથી જવાબદાર રાજ્યતત્ર દાખલ કરવામા જ તેમની સલામતી છે, ને તેમ કરશે તો જ ભવિષ્યમા

તેમની હસ્તી ટકી રહેશે  ચક્રવર્તી સત્તા અતિબળવાન હતી છતાં તેને પણ પ્રાંતોમાં જવાબદાર રાજ્યતંત્ર દાખલ કર્યા વિના ચાલ્યું નથી

હિન્દમાંની બ્રિટિશ સરકાર સામે ગાંધીજીનો મુખ્ય આરોપ એ છે કે તેના અમલમાં ગરીબો પર ઘણો જુલમ થયો છે  હિંદુસ્તાન તેના ઇતિહાસના આરંભકાળથી તેની ધનસંપત્તિને માટે પ્રસિદ્ધ હતું  આપણા દેશમાં અતિશય ફળદ્રુપ જમીનવાળા વિશાળ પ્રદેશો છે, ભૌતિક સામગ્રીના અખૂટ ભંડાર ભરેલા છે, અને પૂરતી કાળજી ને ધ્યાન અપાય તો આપણે દેશેદેશ ફરીને દરેક સ્ત્રી પુરુષ બાળકને પેટ ભરીને ખવડાવી શકીએ એટલું અનાજ આપણે ત્યાં પાકે એમ છે  છતાં આપણે ત્યાં કરોડો માણસો એવા પડ્યા છે જે ઘોર કંગાલિયત ભોગવે છે, જેમને નથી પેટ ભરીને અન્ન મળતું કે નથી રહેવાને સરખું ઝૂંપડું મળતું, જેમને જુવાનીથી માંડીને ઘડપણ લગી અન્નવસ્ત્રને માટે નિરંતર વલખાં મારવાં પડે છે, અને છેવટે મૃત્યુ તેમની વહારે ધાય છે ને તેમના વેદના ભોગવતા હૃદયોને શાંત પાડી દે છે  આ સ્થિતિ નિર્દય કુદરતે પેદા કરેલી નથી, પણ માણસે રચેલી અમાનુષી વ્યવસ્થાએ પેદા કરી છે  એ વ્યવસ્થાનો હવે નાશ થવો જ જોઈએ  એ નાશ થાય એમાં હિંદુસ્તાનનું જ નહીં પણ સમગ્ર માનવજાતિનું હિત રહેલું છે

૧૯૩૧ માં ગાંધીજી વિલાયત ગયા ત્યારે લંડનથી રેડિયો પર અમેરિકાને ઉદ્દેશીને તેમણે એક વ્યાખ્યાન આપ્યું હતું  તેમાં તેમણે "ઓગણીસસો માઈલ લાંબા ને પંદરસો માઈલ પહોળા પ્રદેશમાં દેશેદેશ પથરાયેલાં સાત લાખ ગામડાંમાં વસતા અધભૂખ્યા કરોડો માણસો"ની વાત કરેલી, અને કહેલું. "આ સાદા ગામડિયાઓને, તેમની પોતાની કશી કસૂર વિના, વરસમાં છ મહિના બેકારી ભોગવવી પડે છે એ દુઃખદ દશા છે  સો વરસ પહેલાં દરેક ગામડું મનુષ્યજીવનની બે મુખ્ય જરૂરિયાત — અન્ન ને વસ્ત્ર — ની બાબતમાં સ્વાશ્રયી હતું  દેશની કરોડો કાંતનારીઓ આજનાં યંત્રો હજુ સુધી કદી કાંતી શક્યાં નથી એવું ઝીણામાં ઝીણું સૂતર કાંતતી  તેમની આંગળીઓની એ કળા જગતભરમાં ખ્યાતિ પામી હતી  અમારે દુર્ભાગ્યે ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ એ ગૃહઉદ્યોગનો નાશ કર્યો  એ નાશ કરવા માટે તેણે જે સાધનો વાપર્યાં તેનું વર્ણન હું અહીં નથી કરવા માગતો  તેને પરિણામે, ગામડાંની એ કાંતનારીઓએ એક દિવસ સવારે જાગીને જોયું કે તેમનો એ ઉદ્યમ ધંધો નાશ

પામ્યો છે. તે દિવસથી હિંદુસ્તાનમાં ઉત્તરોત્તર ગરીબાઈ વધતી ચાલી છે એથી ઊલટી વાત કહેવામાં આવે તો તે ખોટી છે."

હિંદુસ્તાન ગામડાંમાં વસે છે. તેની સંસ્કૃતિ ખેતીપ્રધાન હતી, તે હવે ઝપાટાભેર યંત્રપ્રધાન બનતી જાય છે. ખેડૂત અન્નનો ઉત્પાદક હોઈ જગતનો તાત છે. ગાંધીજી એ ખેડૂતના પ્રતિનિધિ છે. હિંદી સંસ્કૃતિનું આ મૂળ સ્વરૂપ ટકાવી રાખવાની ને તેને વધારે સબળ બનાવવાની તીવ્ર ઇચ્છા તેઓ રાખે છે. તેઓ જુએ છે કે બ્રિટિશ અમલમાં લોકો જૂની રહેણી ને જૂના આદર્શો છોડતા જાય છે; અને તેમણે યાંત્રિક કૌશલ, શોધક બુદ્ધિ, હિંમત ને સાહસ વગેરેના ઘણા સ્તુતિપાત્ર ગુણો પ્રાપ્ત કર્યા છે ખરા, છતાં તેઓ પૈસા અને ધનવૈભવને પૂજતા થયા છે, તેમને ધનના ઢગલા કરવાની લોલુપતા વળગી છે, તેઓ દુનિયાદારીમાં રચ્યાપચ્યા રહે છે, ને એમાં જ જીવનની સાર્થકતા માનવા લાગ્યા છે. આપણાં વિશાળ યંત્રોદ્યોગવાળાં શહેરો જે ગ્રામીણ ભૂમિ પર ને ગામડી વાતાવરણમાંથી રચાયાં છે તે ભૂમિ ને વાતાવરણ સાથે તેમનો કશો સંબંધ કે મેળ નથી રહ્યો. તેમનો વિસ્તાર વધતાં વધતાં એટલો મોટો થઈ ગયો છે કે એમાં નથી કશી યોજના દેખાતી; નથી એવડા મોટા વિસ્તારમાં કશી સુઘડતા રહેવા પામી. એ શહેરોમાં વસતા લોકો પૈસા અને યંત્રની અટપટી જાળમાં ફસાઈ પડ્યા છે. તેઓ હિંસક, અશાંત, અવિચારી ને નિરંકુશ બન્યા છે, ને ગમે તેવાં કાળાંધોળાં કરતાં આંચકો ખાતા નથી. સાવ નજીવી મજૂરી માટે સ્ત્રીઓને સખત વૈતરું કરવું પડે છે; તેનાથી તેમનું જીવન નીરસ ને નિઃસત્ત્વ બની ગયું છે. ધાવણાં બાળકો રડીને કારખાનાંમાં કામ કરવામાં ખલેલ પાડે નહીં એટલા માટે મા તેમને છાનાં રાખવા સારુ અફીણ ખવડાવે છે. નાનાં કુમળાં બાળકોને બચપણનો આનંદ માણવાની તક તો ક્યાંથી જ મળે? તેમને બચપણની કુમળી અવસ્થામાં જ મિલોમાં હડસેલી મૂકવામાં આવે છે. સતત બેકારીને લીધે કરોડો માણસોનાં શરીર ઠીંગરાયેલાં ને રોગગ્રસ્ત બની ગયાં છે. મોટા યાંત્રિક ઉદ્યોગોએ માનવજાતિની જે દશા કરી છે તેનાં આવાં બીભત્સ ને હૃદયદ્રાવક દૃશ્યો ગાંધીજી પોતાની નજર સામે જુએ છે. તેઓ માને છે કે આપણે મોહજાળ ને ગુલામીમાં ફસાઈ રહ્યા છીએ, અને નજીવા લાભને સારુ આપણા આત્માએ તાબેદારી સ્વીકારી લીધી છે. જે ભાવનાએ ને જે સંસ્કૃતિએ ઉપનિષદના ઋષિઓ, બૌદ્ધ

ભિક્ષુઓ, હિંદુ સંન્યાસીઓ ને મુસલમાન ફકીરોનો સુંદર ફાલ પેદા કર્યો છે તેને મોટરો, રેડિયો, ને ધનની રેલછેલથી તૃપ્તિ ન જ થાય. આપણી આંખે ઝાંખ વળી છે. આપણે ભૂલા પડ્યા છીએ, ને આપણને રસ્તો જડતો નથી. આપણને ખોટી વસ્તુનો નાદ લાગ્યો છે. તેને લીધે આપણો ખેડૂતવર્ગ જમીન ગુમાવી બેઠો છે, કંગાલ ને દેવાદાર બની ગયો છે, તેના મનમાં કડવાશ આવી ગઈ છે. આપણા મજૂરો અનાચારી, અસંસ્કારી ને આંધળાભીત બની ગયા છે. અને જેમનાં મોઢાં પર નૂર નથી, જેમની આંખોમાં તેજ નથી, ને જેમનાં શરીર હાડકાંના માળા છે એવાં કરોડો બાળકો આપણે વેંઢારવા વારો આવ્યો છે. આજે આપણને આવી મૂંઝવણ અને અકળામણની સ્થિતિ આવી પડી છે, છતાં આપણા ઘણાખરા લોકોનાં મનમાં હજુ સાચી સ્વતંત્રતા ને ખરેખરા સ્વમાનનું જૂનું સ્વપ્નું સિદ્ધ કરવાની ઝંખના કાયમ છે. તેઓ હજુ એવી સમાજવ્યવસ્થા માટે તલસે છે જેમાં કોઈ ધનિક ન હોય ને કોઈ નિર્ધન ન હોય, જેમાં અતિશય ભોગવિલાસ ને એદીપણાને માટે અવકાશ ન હોય, અને જેમાં ઉદ્યોગ ને વેપાર સાદી રીતે ચાલતા હોય.

ગાંધીજીનું ધ્યેય એવું નથી કે સમાજને ખેતીપ્રધાન બનાવી દેવો, યંત્રનો ઉપયોગ બિલકુલ કરવો નહીં, ને યંત્રથી મળતા સર્વ લાભો જતા કરવા. તેઓ એમ નથી કહેતા કે યંત્રો વડે મોટા પાયા પર માલનું ઉત્પાદન કરી શકાય જ નહી. એમને કોઈએ પૂછેલું: "ગામડી ઉદ્યોગો અને મોટા યાંત્રિક ઉદ્યોગો એ બેનો મેળ સાધી શકાય એમ આપ માનો છો?" તેનો જવાબ દેતાં તેમણે કહેલું: "હા; જો ગામડાંને મદદ થાય એવી રીતે એની યોજના કરવામાં આવે તો. જેના પર બીજા અનેક ઉદ્યોગો આધાર રાખે છે એવા જે મૂલભૂત ઉદ્યોગો હોય, ને જેની રાષ્ટ્રને જરૂર હોય, તેનો કારભાર એક કેન્દ્ર પાસે રાખવો જોઈએ. મારી યોજના અનુસાર ગામડાં જે માલ શહેરના જેટલો જ સારો બનાવી શકે તે માલ શહેરોને પેદા નહીં કરવા દેવામાં આવે. શહેરોનું ખરું કાર્ય તો ગામડાંના માલને ખપાવવાનાં હાટ બનવાનું છે." ખાદી વિષેનો તેમનો આગ્રહ, અને હાથઉદ્યોગને કેંદ્રમાં રાખીને પ્રાથમિક કેળવણી આપવાની તેમની યોજના, એ બંનેમાં ઉદ્દેશ મૃતપ્રાય થઈ ગયેલાં ગામડાંમાં નવું ચેતન રેડવાનો ને તેમની નવરચના કરવાનો છે. તેઓ ફરીફરીને કહે છે કે હિંદુસ્તાન ખોબા જેટલાં શહેરોમાં નહીં જડે પણ લાખો ગામડાંમાં જડશે

હિંદુસ્તાનની વસ્તીના મોટા ભાગે પાછા ગામડામાં જઈ ત્યાં વસવાટ કરવો જોઈએ, ખેતી ને બીજા આડધંધા કરવા જોઈએ, તેમાંથી જે કમાણી થાય તેના પર મુખ્ય આધાર રાખવો જોઈએ, અને એવી રીતે રહેવું જોઈએ કે કુટુંબો સ્વાશ્રયી બને, અને તેઓ જે ઓજારો વાપરે, જમીન ખેડે ને છાપરામાં વસે તે ઓજાર, જમીન ને છાપરા પર તેમની માલિકી રહે દેશના સાંસ્કારિક, સામાજિક, આર્થિક ને રાજકીય જીવન પર પ્રભુત્વ કયા વર્ગનું હોવું જોઈએ? ગામડાના ઘરબાર છોડીને શહેરોમાં આવીને વસેલા, ઉડાઉ મિલમજૂરોનું નહીં, અસ્થિર, લોભી, ધીરધાર કરનાર વેપારી વર્ગનું નહીં, પણ ખેડૂતવર્ગનું તથા નાના, ખેતીપ્રધાન, બજારના કસબાઓમાં વસતા સ્થિર ને ઠરેલ લોકોનું આ જ લોકો દેશના જીવનમાં સદાચાર, આરોગ્ય અને ઉચ્ચ આદર્શવાદનો સંચાર કરી શકે આનો અર્થ એવો હરગિજ નથી કે માણસોએ જગતની શરૂઆતમાં હતા તેવા જંગલી બની જવું એનો અર્થ એટલો જ છે કે જે રહેણી ભારતવર્ષને ભાવે છે, જે તેના માનસ અને વાતાવરણને અનુકૂળ છે, અને જેમાંથી તેને એક કાળે આદર્શ, શ્રદ્ધા અને જીવનમંત્ર મળી રહેતા હતા, તે રહેણી પાછી શરૂ કરવી મનુષ્યજાતિને સંસ્કારી રાખવાનો એ એક જ રસ્તો છે સાદા, ખડતલ ને મહેનતુ કૃષિજીવનવાળા, ગ્રામીણ પ્રજાતંત્રોવાળા, અરણ્યના આશ્રમો ને તપોવનોવાળા ભારતવર્ષે જગતને ઘણા કીમતી પાઠો શીખવ્યા છે, પણ તેણે કોઈ પણ મનુષ્યને અન્યાય નથી કર્યો કોઈ પણ દેશનો રંજાડ નથી કર્યો બીજાઓ પર રાજ્ય ચલાવવાની ઇચ્છા કદી નથી સેવી આજે જીવનના સાચા ઉદ્દેશને વિપરીત રૂપ અપાયેલું છે

આ નિરાશાકૂપમાંથી હિંદુસ્તાને કેવી રીતે નીકળવું? સેંકડો વરસ પરાધીનતામાં રહીને લોકો જાણે એ ખાડામાંથી નીકળવાની હોંશ કે ઇચ્છા જ ગુમાવી બેઠા છે તેમની સામે ખડી થયેલી શક્તિઓ તેમને અતિબળવાન ભાસે છે ને તેમને લાગે છે કે એની સામે પોતે ટક્કર ઝીલી નહીં શકે એવા લોકોમાં આત્મવિશ્વાસ પેદા કરવો, તેમનામાં સ્વમાનની ભાવના વધારવી, તેમને છાતી કાઢીને ચાલતા શીખવવું એ સહેલું કામ નથી છતાં ગાંધીજીએ પોતાના આત્મામાં બળતી પાવકની જ્વાળા વડે લોકોના મંદ પડી ગયેલા અંતરાગ્નિને સતેજ કરવાનો, અને સ્વતંત્રતા માટેની પોતાની ધગશનો ચેપ તેમને લગાડવાનો ભગીરથ પ્રયાસ કર્યો છે સ્વતંત્રતામાં સ્ત્રીપુરુષો પોતાનું હીર પૂરેપૂરું બતાવી

ચાલુ કરવી એટલું પૂરતું નથી. જે આદર્શોને આપણે માનતા હોઈએ, જેને વિષે આપણને આસ્થા હોવાનું જગતની આગળ જાહેર કરતા હોઈએ, તે આદર્શોથી ઊલટી સ્થિતિ જગતમાં પ્રવર્તતી હોય તો તે સુધારવાનો આપણો ધર્મ છે; એ સુધારવાની ના પાડવી એમાં નિષ્ક્રિય હિંસા છે. અને આપણામાં સ્વાતંત્ર્ય ને ન્યાય વિષે જે સાચો અનુરાગ હોય તો તે આપણને એવી હિંસા કરતાં જરૂર રોકે. મનુષ્યની લોભ, ક્રૂરતા ને તિરસ્કારની ભાવનાઓના પાયા પર જ જો સામ્રાજ્યોની રચના થઈ હોય, તો આપણે પહેલાં એ સામ્રાજ્યોનું સ્વરૂપ બદલવું જોઈએ. તે પછી જ સ્વાતંત્ર્ય ને ન્યાયનાં બળોને ભેગાં કરી તેમનું જૂથ બાંધવાની હાકલ જગતને કરેલી આપણા મોઢામાં શોભે. હિંસા સક્રિય હોય છે તેમ નિષ્ક્રિય પણ હોય છે. પરદેશો પર ચડાઈ કરનાર રાષ્ટ્રો અત્યારે સક્રિય હિંસાનો પ્રયોગ કરી રહ્યાં છે. જે સામ્રાજ્યવાદી રાષ્ટ્રો ભૂતકાળમાં કરેલી હિંસાથી, એટલે કે અન્યાયથી, મળેલા લાભોનો ઉપભોગ ચાલુ રાખે છે ને તે જતો કરવાની ના પાડે છે, તેઓ પણ એટલી જ હિંસા કરે છે; અને તેઓ સ્વાતંત્ર્ય ને લોકશાસનનાં શત્રુ છે એમ જ કહેવું જોઈએ. આ બાબતમાં આપણે પ્રામાણિકપણે ન વર્તીએ ત્યાં લગી જગતમાં આજના કરતાં સારી વ્યવસ્થા સ્થાપી શકવાના નથી. જગતમાં કાયમની અનિશ્ચિતતા રહેશે, અને લડાઈઓ કે લડાઈની તૈયારીઓ નિરંતર ચાલ્યાં કરશે. બ્રિટન હિંદુસ્તાનને સ્વરાજ આપે છે કે નહીં એ પરથી બ્રિટનની પ્રામાણિકતાની ખરી કસોટી થવાની છે. સ્વરાજ હજુ મળ્યું નથી એનું સ્મરણ સહુનાં મનમાં તાજું રાખવા સારુ ગાંધીજી હજુ દર સોમવારે ચોવીસ કલાકનો ઉપવાસ કરે છે. અને છતાં, આજે પ્રજાની વાજબી આકાંક્ષાઓ અને અંગ્રેજ રાજ્યકર્તાઓની જક એ બેના ઘર્ષણનો પાર ન આવતો જોઈને અધીરું બનેલું હિંદુસ્તાન ગાંધીજીના પ્રભાવને લીધે સંયમની મર્યાદામાં રહે છે. હિંદુસ્તાનમાં આટલા કાળ લગી શાંતિ ટકાવી રાખનાર મોટામાં મોટી શક્તિ તે ગાંધીજી છે.

૧૯૧૪ માં દક્ષિણ આફ્રિકાની લડત પૂરી થયા પછી ગાંધીજી વિલાયત ગયા હતા. ત્યાં ઊતર્યા ત્યારે જર્મની સામે લડાઈ જાહેર થઈ ચૂકી હતી. તેમણે લડાઈ દરમ્યાન રણક્ષેત્ર પર ઘાયલોની સારવાર કરવાનું કામ બીનશરતે ઉપાડી લેવાની માગણી કરી. એ કામમાં તેમની સાથે જોડાનાર હિંદી સાથીઓ પણ સારી સંખ્યામાં મેળવ્યા ને તેમનાં નામો સરકારને મોકલ્યાં. સરકારે

તેમની માગણી સ્વીકારી. તેમને હિંદી ટુકડીના મુખી નીમવામાં આવ્યા. શરીરની નબળી સ્થિતિમાં તેમણે કવાયતમાં પૂરો ભાગ લેવા માંડ્યો, ને ઘણી વેળા ઘેરથી બે માઈલ ચાલીને કવાયતની જગાએ જતા. એને લીધે તેમને પાંસળીનો સખત વરમ ઊપડી આવ્યો ને જિંદગીને જોખમ પહોંચવાની શંકા ઊભી થઈ. સહેજ સુધારો થયો એટલે મિત્રોએ હિંદુસ્તાનની ઉષ્ણ હવામાં ચાલ્યા જવાનો આગ્રહ કર્યો. સ્વદેશ આવ્યા પછી ૧૯૧૮ માં વાઇસરૉયે મદદ માગી ત્યારે ગાંધીજીએ યુદ્ધને માટે રંગરૂટભરતી કરવાનું કામ ઉપાડ્યું; તે જોઈને તેમના ઘણા મિત્રો મૂંઝવણમાં પડી ગયા. યુદ્ધને અંતે સરકારે રોલેટ કાયદો પસાર કર્યો અને હિંદીઓએ એક અવાજે તેનો જે વિરોધ કર્યો તેની અવગણના કરી. પંજાબમાં માર્શલ લૉના અમલ દરમ્યાન એવાં કામો કરવામાં આવ્યાં જેથી દેશ ખળભળી ઊઠ્યો. પંજાબના અત્યાચારોની તપાસ કરવા મહાસભાએ નીમેલી સમિતિનો રિપોર્ટ લખનારમાં ગાંધીજી પણ હતા. એ બધું છતાં તેમણે ૧૯૧૯ ના ડિસેંબરમાં અમૃતસરમાં મળેલી મહાસભાને ભલામણ કરી કે સરકારે જે સુધારા આપ્યા છે તેનો સ્વીકાર કરવો ને તેનો બંધારણપૂર્વક અમલ કરવો. ૧૯૨૦ માં સરકારે નીમેલા હંટર કમિશનનો રિપોર્ટ બહાર પડ્યો. કમિશને અમલદારોનાં કામની ટીકા બહુ લૂલી ને અચકાતાં અચકાતાં કરી હતી. ત્યારબાદ વિલાયતમાં ઉમરાવસભાએ જનરલ ડાયરના કૃત્યને વખોડવાની ના પાડી. તે પછી ગાંધીજીએ બ્રિટિશ સરકાર જોડે અસહકાર કરવાનો, તેમના જીવનમાં અતિમહત્ત્વનો એવો, નિશ્ચય કર્યો. ૧૯૨૦ ના સપ્ટેંબરમાં રાષ્ટ્રીય મહાસભાએ અહિંસાત્મક અસહકારનો ઠરાવ પસાર કર્યો.

૧૯૨૦ ના ઑગસ્ટની ૧ લીએ ગાંધીજીએ વાઇસરૉયને જે કાગળ લખેલો તેમાંનો કેટલોક ભાગ અહીં આપવા જેવો છે :

"આ અમલદારોના અપરાધો પર આપે કરેલો ઢાંકપિછોડો, સર માઇકલ ઓડવાયરનો આપે કરેલો બચાવ, મિ. મૉંટેગ્યુનો ખરીતો, અને છેવટે ઉમરાવોની સભાએ પંજાબ વિષે દર્શાવેલું અજ્ઞાન તેમજ હિંદીઓની લાગણીઓ પ્રત્યે દર્શાવેલો હડહડતો તુચ્છકાર—એ બધા બનાવોએ મને સામ્રાજ્યના ભાવિ વિષે અત્યંત શંકાશીલ કરી મૂક્યો છે, ચાલુ સરકારથી મને છેક વિખૂટો પાડી દીધો છે, અને આજ સુધી હું એકનિષ્ઠપણે સરકાર

જોડે ખરા દિલથી જેવો સહકાર કરતો આવ્યો તેવો સહકાર ચાલુ રાખવાને મને તદ્દન અશક્ત બનાવી દીધો છે.

"મારા નમ્ર અભિપ્રાય મુજબ અરજીઓ, શિષ્ટમંડળો ઇ૦ હમેશનાં સાધનો દ્વારા, હિંદી સરકારની પેઠે સાવ કર્તવ્યવિમુખ બનેલી સરકારની આંખ ઉઘાડવી અસંભવિત છે. યુરોપના દેશોમાં જો ખિલાફત અને પંજાબ જેવા મહાઅન્યાયો પર આવો ઢાંકપિછોડો કરવામાં આવ્યો હોત તો કેદહાડાનીયે રાજ્યક્રાંતિ થઈ ને લોહીની નદીઓ વહી હોત. લોકો કેવળ પશુબળના જોરથી પ્રજાને નામર્દ કરી મૂકવાના આવા પ્રયત્નની સામે શિરસાટે પણ થયા હોત. પણ આજ અરધું હિંદ આવો પ્રતિકાર કરવાને અસમર્થ છે, ને બાકીનું અરધું અનિચ્છુક છે. એટલે સરકારથી અલગ થઈ જવા ઇચ્છનારાઓને તેમ કરવાનો રસ્તો કરી આપનાર અસહકારનો માર્ગ ગ્રહણ કરવાનું મેં સૂચવ્યું છે. અને જો આ અસહકાર ખુનામરકી વગર ને વ્યવસ્થિત રીતે ચાલે તો તે સરકારને નમવાની ફરજ પાડી થયેલા અન્યાયોનું પરિમાર્જન અવશ્ય કરાવી શકે એવો મને વિશ્વાસ છે. પણ લોકો આવશે ત્યાં સુધી એમને સાથે લઈ આવો અસહકાર ચાલુ કરવા છતાં, હું ઉમેદ રાખ્યે જ જઈશ કે હજીયે આપ ન્યાય આપવાનો નિશ્ચય કરશો."

ગાંધીજી કહે છે ખરા કે બ્રિટિશ અમલ જે રૂપમાં આજે ચાલે છે તેણે હિંદુસ્તાનનાં "ધન, શરાતન, ધર્મ, અને તેનાં સંતાનોની આત્મરક્ષા કરવાની શક્તિ" ઘણે અંશે હરી લીધાં છે. છતાં તેઓ એવી આશા સેવે છે કે એ સ્થિતિ બદલી શકાય એવી છે. બ્રિટિશ અંકુશની સામે લડત ચલાવતા છતાં તેઓ બ્રિટન સાથેના સંબંધની વિરુદ્ધ નથી. અસહકારની હિલચાલ પૂરજોશમાં હતી તે વખતે તેમણે બ્રિટન સાથેનો સંબંધ સાવ તોડી નાખવાની હિલચાલનો સખત વિરોધ કર્યો હતો.

અંગ્રેજોની સાથે મિત્ર અને સમોવડિયા તરીકે કામ કરવાને તેઓ રાજી છે. પણ તેઓ દૃઢતાપૂર્વક માને છે કે અંગ્રેજો જ્યાં લગી શેઠાઈ અને ગુમાનની અસ્વાભાવિક વૃત્તિ કાયમ રાખે ત્યાં લગી હિંદુસ્તાનની સ્થિતિમાં કશો સુધારો થવો શક્ય નથી. આપણે એ યાદ રાખવું ઘટે છે કે ભારેમાં ભારે ક્ષોભ અને આવેશની ક્ષણોએ પણ ગાંધીજીએ અંગ્રેજો વિષે દ્વેષ રાખ્યો નથી કે તેમનું

ખૂરુ ઇચ્છતુ નથી તેમણે તો કહ્યુ છે "હુ હિંદુસ્તાનનો લાભ સાધવાને ઈંગ્લંડ કે જર્મનીને નુકસાન નહી પહોચાડુ "

અમૃતસરનો હત્યાકાડ કે સાઈમન કમિશનની નિમણૂક જેવા સરકારના બેવકૂફ કે અવિચારી કામથી હિંદુસ્તાન ધીરજ અને સયમ ગુમાવી બેઠેલુ ને તેના હૃદયમા રોષની જ્વાળા ભભૂકી ઊઠેલી એવે પ્રસગે ગાંધીજીએ એ અસતોષ અને રોષને પ્રેમ અને સમાધાનની સુરક્ષિત દિશામા વાળ્યા હતા ગોળમેજી પરિષદ્મા તેમણે અગ્રેજો વિષેનો ન ભૂસી શકાય એવો પ્રેમ દાખવ્યો હતો અને પોતાની શ્રદ્ધા વ્યક્ત કરતા કહેલુ કે એક એવો રાષ્ટ્રસમૂહ સ્થપાવો જોઈએ જેની ઈમારતના મૂળમા પશુબળ નહી પણ પ્રેમ, સદ્ભાવ, અને સમગ્ર માનવજાતિનુ હિત સાધવાની ઇચ્છા રહેલા હોય ગોળમેજી પરિષદોના પરિણામરૂપે પ્રાંતોમા લૂલુપાગળુ સ્વરાજ અપાયુ મોટા ભાગના લોકો એ બધારણને સ્વીકારવા ને ચલાવવાને નારાજ હતા તે વેળા સુધારા જેવા હોય તેવા ચલાવવા મહાસભાને સમજાવવાનો યશ બીજા કોઈના કરતા વધારે ગાધીજીને જ છે એમની એકમાત્ર ઝખના બ્રિટન જોડે શાંતિની છે, પણ એ શાંતિનુ મૂળ સ્વતત્રતા ને મિત્રાચારી હોવુ જોઈએ આજે હિંદુસ્તાનના પ્રતિનિધિ એક એવા આગેવાન છે જેમના મનમા અણુમાત્ર જાતિદ્વેષ કે વ્યક્તિગત કડુતા નથી તેમને પશુબળના ઉપયોગ વિષે આસ્થા નથી ને તેઓ પ્રજાને હિંસાનો આશ્રય લેતા રોકે છે બ્રિટિશ પ્રજાસમૂહનો અર્થ જો સ્વતત્ર પ્રજાઓનો સઘ હોય તો જ તેઓ હિંદુસ્તાનને એ સમૂહથી વિખૂટુ પાડવા નથી ઇચ્છતા કૅનેડાની પાર્લામેંટ આગળ ગઈ ૧૯ મી મે (૧૯૩૯) એ ભાષણ આપતા ના બાદશાહે કહેલુ કે બ્રિટિશ સામ્રાજ્યની એકતા "આજે પ્રજાઓના એક ઐચ્છિક સઘરૂપે વ્યક્ત થાય છે એ પ્રજાઓ રાજ્યતત્રના સમાન સિદ્ધાતોનો લાભ ભોગવે છે, અને તેમને એકબીજાની સાથે જોડી રાખનાર વસ્તુ તે તાજ પ્રત્યેની સહુની વફાદારી છે " આ "રાજ્યતત્રના સમાન સિદ્ધાતો" હિંદુસ્તાનને પણ લાગુ પાડવા જોઈએ એમ ગાધીજી માગે છે તેમનો દાવો એ છે કે હિંદીઓ પોતાના ઘરના માલિક હોવા જોઈએ અને એ દાવા કે માગણીમા દુરાગ્રહ કે અનીતિ બેમાથી એકે નથી બે પ્રજાના સદ્ભાવવાળા માણસો એકબીજા જોડે સહકાર કરતા થાય, ને એ સહકાર દ્વારા બે પક્ષો વચ્ચેનો સબધ સુધરે, એવી ગાધીજીની તીવ્ર ઇચ્છા છે

એમની આ વિનતિ અરણ્યરુદન સમાન નીવડે છે એ અતિશય અફસોસની વાત છે વરસોની અથાક મહેનત અને વીરતાભરી લડત છતા તેમનું મહાન કાર્ય હજુ અધૂરુ રહ્યુ છે, જોકે તેમની દીર્ઘદૃષ્ટિ ને શ્રદ્ધા તો હજુ પણ તીક્ષ્ણ અને સતેજ છે હુ પોતે તો એવી આશા સેવીશ કે બ્રિટિશ લોકમત પોતાની સરકાર ઉપર દબાણ લાવશે અને તેની પાસે પોતાનુ ધાર્યું કરાવશે એ સરકારનુ કર્તવ્ય આજે એ છે કે તેણે સાટા કે રકઝક વિના, સકોચ કે વિનમ વિના, છૂટે હાથે ને હસતે મોઢે વિશ્વાસપૂર્વક, હિંદુસ્તાનને સ્વતત્રતા આપવી ને તે સ્વરાજ ભોગવે એવી વ્યવસ્થા કરી આપવી ને એમ કરતા સહેજ જોખમ વહોરવુ પડે તો તે પણ વહોરવુ કેમકે મને લાગે છે કે ગાધીજીએ ન્યાય અને સમાનતા માટે જે વિનતિ કરી છે તેના જવાબરૂપે જો બ્રિટન આટલુ પગલુ નહીં ભરે તો આપણા બે દેશો વચ્ચેનો સબધ વધારે બગડશે, બે વચ્ચેનુ અતર વધતુ જશે, અને પરસ્પર વૈમનસ્યમા વધારો થશે એથી બને દેશને હાનિ થશે ને બને જોખમમા આવી પડશે દક્ષિણ આફ્રિકાની સરકાર કે બ્રિટિશ સરકાર, હિન્દી મિનમાલિકો કે હિન્દુ ધર્માધિકારીઓ કે દેશી રાજાઓ, એમાથી ગમે તેની સામે ગાધીજીના ટીકા કે વાગ્બાણ ચાલતા હોય તોયે એ સર્વ ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓની પાછળ રહેલી ભાવના તો એક જ છે "એ મૂગા દરિદ્રનારાયણોના અતરમા વસતા પ્રભુ સિવાય બીજા ઈશ્વરને હુ નથી ઓળખતો તેમને એ અતર્યામીની ઓળખ નથી, મને છે અને હું એ જનતાની સેવા વાટે જ પરમેશ્વરને સત્યરૂપે કે સત્યને પરમેશ્વરરૂપે ભજુ છુ "

### ૪. સત્યાગ્રહ

'**अहिंसा परमो धर्म**' એ મહાભારતનું એક સુપ્રસિદ્ધ વચન છે એનો જીવનના વહેવારમા પ્રયોગ તે સત્યાગ્રહ સત્યાગ્રહના મૂળમા એવી માન્યતા રહેલી છે કે "જગત સત્યરૂપી ખડકના પાયા પર રચાયેલુ છે અસત્યનો એક અર્થ જૂઠાણું છે, ને બીજો અર્થ એ છે કે જેની હસ્તી નથી તે સત્યનો અર્થ સચ્ચાઈ ઉપરાત એ છે કે 'જેની હસ્તી છે તે' અસત્યની જો હસ્તી જ ન હોય તો તેના વિજયનો તો પ્રશ્ન જ ક્યા રહ્યો? અને સત્ય એ'ને 'જેની હસ્તી છે તે', તેથી એનો તો નાશ કરી શકાતો જ નથી ' પરમેશ્વર એ જ સત્ય છે સ્વતત્રતા અને પ્રેમની ભાવના એ સત્યને અનુકૂળ છે માણસ

જ્યારે એ ભાવનાને તરછોડી પોતાનો સ્વાર્થ સાધવા બેસે છે ત્યારે તે પોતાના આત્માને જ તરછોડે છે આત્માને આમ છેહ દઈને તે સત્યનો વિરોધી બને છે, સત્યથી વિખૂટો પડી જાય છે સત્યની સાથે આ રીતે અસહયોગ કરવામા માણસ પોતાની જાતથી જ પરાયો બની જાય છે, પોતાના અતર્યામી આત્માની અવગણના કરે છે એવો અસહયોગ કાયમ ટકી જ ન શકે મનુષ્યના હૃદયની જન્મસિદ્ધ ભાવનાને નિર્મૂળ કરી નાખવાનુ સામર્થ્ય તેનામા નથી સત્ય પોતે જ પોતાના પ્રયત્નને વિફળ બનાવે એમ બને નહીં 'सत्यमेव जयते नानृतम्'. ઈશ્વરને કોઈ હરાવી શક્યુ નથી પૃથ્વીનો વારસો રામને પોતાનુ બળ માનનારા નમ્ર અને રક માણસોને મળવાનો છે, ગર્વિષ્ઠ ને બળવાન માણસોને નહીં બળવાન માણસો તો પોતાને બચાવવાનો પ્રયત્ન કરતા જ ખલાસ થઈ જશે, કેમકે તેઓ ધનવૈભવ અને સહારક શસ્ત્રો જેવી આત્મહીન કે અસત્ય વસ્તુઓ પર આધાર રાખીને બેસે છે જગત ઉપર આખરે રાજ્ય અસત્ય, દ્વેષ ને હિંસામા માનનારાઓનુ નથી ચાલતુ પણ જ્ઞાન અને પ્રેમ, તથા આતર અને બાહ્ય શાતિમા માનનારા ને તેનુ અનુશીલન કરનારાઓનુ જ ચાલે છે

સત્યાગ્રહની જડ સત્યની શક્તિમા, આત્માના આતરિક બળમા રહેલી છે વિરોધીની હિંસા ન કરવી એવી અભાવાત્મક અહિસા તે સત્યાગ્રહ નથી વિરોધી પ્રત્યે પ્રેમ હોવો જોઈએ, તેનુ હિત કરવાની ઇચ્છા હોવી જોઈએ "હુ મારા વિરોધીને મારુ તો એ તો હિંસા છે જ પણ ખરેખરા અહિંસક થવા માટે મારે એના પ્રત્યે પ્રેમ રાખવો જોઈએ, ને તે મને મારે ત્યારે પણ મારે તેને માટે પ્રાર્થના કરવી જોઈએ " પ્રેમનો અર્થ છે અભેદ તે દુષ્કર્મની જોડે બાથ ભીડે છે દુષ્કર્મ એટલે ભેદભાવ, લોભ, તિરસ્કાર, દ્વેષ, મારપીટ ને હત્યા પ્રેમ પાપને, દુરાચારને, અન્યાયને કે ગરીબના શોષણને સાંખી નથી રહેતો, તેમા સમતિનો સૂર નથી પૂરતો તે આવા પ્રશ્નનો વિચાર કરવાનુ ટાળતો નથી તે નિર્ભયપણે અન્યાયીની સામે ખડો થાય છે, અને પ્રેમ તથા કષ્ટસહનના અમોઘ બળ વડે તેના અન્યાયનો પ્રતિકાર કરે છે શસ્ત્રબળ તે નથી વાપરતો, કેમકે શસ્ત્રબળથી લડવુ એ મનુષ્યસ્વભાવથી વિરુદ્ધ છે આપણા કલહોની પતાવટ સમજ અને સદ્ભાવ, પ્રેમ અને સેવા વડે કરવી જોઈએ એમ કરવામા જ આપણી માણસાઈ અને શોભા છે આ દુ ખમા ડૂબેલી દુનિયામા આશા ને ઉત્સાહ પ્રેરનાર એક જ વસ્તુ તે મનુષ્યરૂપે જીવવાનુ મહાસાહસ છે

ચોમેર મૃત્યુનુ સામ્રાજ્ય વ્યાપેલુ હોવા છતા જીવન ટકી રહેલુ છે ને પોતાની સર્જનપ્રવૃત્તિ ચલાવ્યે જાય છે  દુનિયામા ભય અને નિરાશા ફેલાયેલા છે ખરા છતા ખેડૂત અને વણકર, કલાકાર અને તત્ત્વચિંતક, મઠમા રહેતો સાધુ ને પ્રયોગશાળામા કામ કરતો વૈજ્ઞાનિક, જુવાન તેમજ ઘરડા, એ સહુ, જ્યારે પ્રેમભાવે વર્તે છે ને પ્રેમને કાજે કષ્ટ સહે છે ત્યારે, માનવધર્મ આચરે છે  જીવનનો વિસ્તાર ઘણો વિશાળ છે  **प्राणो विराट्**

શસ્ત્રબળના ઉપયોગનુ સમર્થન કરનારાઓ ડાર્વિનના જીવનકલહને અણઘડ રૂપ આપી તેને દલીલરૂપે વાપરે છે  પશુસૃષ્ટિ અને મનુષ્યસૃષ્ટિ વચ્ચેનો પાયાનો ભેદ તેઓ ધ્યાનમા લેતા નથી  અને પ્રાણીશરીરને લગતો જે નિયમ છે તેને મનુષ્યના સમગ્ર જીવનનો સિદ્ધાંત બનાવી દે છે, ને કહે છે કે માણસોએ એને અનુસરીને જ ચાલવુ જોઈએ  હિંસક પ્રતિકારનુ સ્થાન મનુષ્યની દુનિયામા નથી, છતા જો એ દુનિયામા એનો ઉપયોગ કરવામા આવે તો માણસ અવનતિ પામીને પશુની કોટિએ પહોચી જવાનો ભય રહે છે  મહાભારતમા મનુષ્યોની લડતી દુનિયાને કૂતરાની ટોળી સાથે સરખાવી છે “ કૂતરા પહેલા પૂછડીઓ પટપટાવે છે, પછી ભસે છે, પછી સામા ભસે છે પછી એકબીજાની આસપાસ ગોળગોળ ફરે છે, પછી દાત બતાવે છે, પછી ઘૂરકે છે, ને તે પછી યુદ્ધ શરૂ થાય છે  હે કૃષ્ણ એમા જે બળવાન હોય તે જીતીને પેલો માસનો ટુકડો ખાય છે  એવુ જ માણસોને વિષે પણ છે, ફરક કશો નથી ’’* ગાધીજી આપણને કહે છે કે શસ્ત્રથી લડવાનુ વાદરા ને કૂતરા પર છોડો, માણસોને છાજે એવી રીતે વર્તો  અને શાતિથી કષ્ટ સહન કરીને સત્યની ઉપાસના કરો  પ્રેમ અથવા કષ્ટસહન શત્રુને જીતી શકે છે — તેનો નાશ કરીને નહીં  પણ તેનો હૃદયપલટો કરાવીને  કેમકે આખરે તો એ પણ આપણા જેવા જ લાગણીઓ ને રાગદ્વેષોવાળો માણસ છે  ગાધીજી પોતાની

---

* लांगूलचालन क्ष्वेड॰ प्रतिरावो विवर्तनम् ।
दन्तदर्शनमारावस्ततो युद्धं प्रवर्तते ॥
तत्र यो बलवान्कृष्ण जित्वा सोऽत्ति तदामिषम् ।
एकमेव मनुष्येषु विशेषो नास्ति कश्चन ॥

— उद्योगपर्व, अ॰ ७०, श्लो॰ ७१-७२

ભૂલો કબૂલ કરીને જગત આગળ પોતાની શરમ પ્રગટ કરે છે, એમાં એમનું મનોધૈર્ય અને આત્મશુદ્ધિ માટે તપ કરવાની એમની તત્પરતા દેખાઈ આવે છે

છૂટીછવાઈ વ્યક્તિઓએ પોતાના અગત જીવનમાં અહિંસાનો પ્રયોગ કરવાના પ્રયત્નો કરેલા ખરા પણ ગાંધીજીએ એને સામાજિક અને રાજકીય મુક્તિ પ્રાપ્ત કરવાના સાધન તરીકે વાપરી છે એ એમના જીવનની સર્વોત્તમ સિદ્ધિ છે એમની આગેવાની નીચે દક્ષિણ આફ્રિકા અને હિંદુસ્તાનમાં સંગઠિત સમુદાયોએ તેનો પ્રયોગ પોતાના દુઃખોનું નિવારણ કરાવવા સારુ મોટા પાયા પર કર્યો છે રાજકીય હેતુઓ સિદ્ધ કરવા માટે કોઈ પણ પ્રકારની હિંસાનો ઉપયોગ સર્વથા ત્યાજ્ય ગણીને ગાંધીજીએ રાજકીય ક્રાંતિના ઇતિહાસમાં અહિંસાની આ નવી પ્રક્રિયા દાખલ કરી છે ને મારી પોતાની ખાતરી છે આ પ્રક્રિયાથી હિંદુસ્તાનની આધ્યાત્મિક પ્રણાલિકાને આઘાત પહોંચતો નથી એટલું જ નહીં પણ એ પ્રણાલિકાના અનુશીલનમાંથી જ આ પ્રક્રિયા ઉદ્ભવેલી છે

આ અહિંસાની લડતે સત્યાગ્રહ, અહિંસાત્મક અસહકાર, અવિનય ભંગ આદિ ભિન્ન ભિન્ન રૂપો ધારણ કર્યાં છે એ પ્રત્યેકના મૂળમાં અન્યાય પ્રત્યે દ્વેષ અને અન્યાયી પ્રત્યે પ્રેમ રહેલા છે સત્યાગ્રહી વિરોધી પ્રત્યે વિનયશીલ હોય છે કાયદાનો ભંગ હમેશ સવિનય જ હોવો જોઈએ અને "વિનય એટલે અમુક પ્રસંગ પૂરતી ધારણ કરેલી વાણીની કેવળ બાહ્ય નમ્રતા નહીં, પણ સ્વભાવમાં વણાઈ ગયેલી નમ્રતા, અને પ્રતિપક્ષીનું ભલું કરવાની ઇચ્છા" ગાંધીજીની બધી લડતો દરમ્યાન જ્યારે જ્યારે પ્રતિપક્ષી સંકટમાં આવી પડ્યો ત્યારે ત્યારે તેઓ તેની વહારે ધાયા હતા શત્રુની ભીડનો લાભ લઈ પોતાનું કામ સાધી લેવાના પ્રયત્નો તેમને નાપસંદ છે બ્રિટન યુરોપમાં મુશ્કેલીમાં હોય ત્યારે આપણે સોદો કરવા ન બેસવું જોઈએ ગયા યુદ્ધ વખતે તેમણે વાઇસરૉયને લખેલું "મારાથી બની શકતું હોત તો હું આવે ટાણે હોમરૂલ વગેરેનું ઉચ્ચારણ સરખું ન કરત, પણ સામ્રાજ્યની ભીડને વખતે બધા શક્તિમાન હિંદીઓને તેના રક્ષણને અર્થે મૂંગે મોઢે હોમાઈ જવા પ્રેરત. એમ કરવાથી જ અમે સામ્રાજ્યના ભાગમાં મોટા ને આદરણીય ભાગીદાર બની જાત, અને રંગભેદ તથા દેશભેદ ભૂંસાઈ જાત "[1] ગાંધીજીની અહિંસાની

---

1 આત્મકથા, પૃ ૬૦૫.

મોહની જનરલ સ્મટ્સને પણ લાગેલી; ને એમના એક મંત્રીએ ગાંધીજીને કહેલું: "મને તમારા લોકો ગમતા નથી, ને તેમને મદદ કરવાની મને બિલકુલ ઇચ્છા નથી. પણ કરું શું? અમારી ભીડને વખતે તમે અમને મદદ કરી. અમે તમારી સામે હાથ શી રીતે ઉગામી શકીએ? મને ઘણીવાર થાય છે કે અંગ્રેજ હડતાળિયાઓની પેઠે તમે પણ હિંસાનો આશ્રય લો તો સારું. એટલે પછી અમને તરત જ ખબર પડી રહે કે તમને કેવી રીતે ઠેકાણે પાડવા. પણ તમે તો શત્રુને પણ ઈજા કરવાની ના પાડો છો. તમે જાતે કષ્ટ સહન કરીને જીત મેળવવા ઇચ્છો છો, અને વિનય ને સભ્યતાની તમે જાતે સ્વીકારેલી મર્યાદાનું ઉલ્લંઘન કદી કરતા નથી. એને લીધે જ અમે સાવ લાચાર બની જઈએ છીએ."

ગયું યુદ્ધ "યુદ્ધનો સદાને માટે અંત આણવાને સારુ" લડાયેલું. તે પૂરું થયા પછી વીસ વરસે આજે કરોડો માણસો શસ્ત્રસજ્જ બન્યા છે; અને અત્યારના શાંતિના કાળમાં જ જમીન પર સેનાઓ ભેગી થાય છે, સમુદ્ર પર મનવારોના કાફલા ફરે છે, ને લડાયક વિમાનો આકાશમાં ઊડે છે. આપણે જાણીએ છીએ કે શસ્ત્રયુદ્ધથી પ્રશ્નો ઊકલતા નથી, પણ ઊલટા ગૂંચવાડામાં પડે છે. ઘણાં ખ્રિસ્તી સ્ત્રીપુરુષો યુદ્ધના પક્ષની તેમજ વિપક્ષની દલીલો સાંભળીને વિમાસણમાં પડી ગયાં છે, ને મનોવ્યથા ભોગવે છે. શાંતિવાદી કહે છે કે યુદ્ધ એ ગુનો છે, માનવજાતિને કાળપ લગાડે છે, અને જંગલીપણાનાં સાધનો વડે સંસ્કૃતિની રક્ષા કરવામાં જરાયે ઔચિત્ય કે શોભા નથી. જે સ્ત્રીપુરુષોની જોડે આપણે કશો કજિયો નથી તેમને માથે દુઃખોનો વરસાદ વરસાવવાનો આપણને કશો હક નથી. યુદ્ધમાં પડેલી પ્રજાના મનમાં શત્રુને હરાવી તેનું નિકંદન કાઢવાનો અડગ નિર્ધાર હોય છે. ભય અને દ્વેષની પ્રબળ લાગણીઓ તેના મનને ઘેરી વળે છે. ગીચ વસ્તીવાળા શહેર પર મોત ને વિનાશની વૃષ્ટિ કરવાનું કામ કંઈ પ્રેમ અને ક્ષમાવૃત્તિથી બની શકતું નથી. યુદ્ધની આખી રીત શેતાનને શેહ આપવા માટે શેતાનનો ઉપયોગ કરવા સમાન છે. ઇસુ ખ્રિસ્તનું માનસ, તેમનો ધર્મોપદેશ, અને તેમના આચરણનું દૃષ્ટાંત એ સર્વ યુદ્ધનો નિષેધ સૂચવે છે. હિંસા અને ખ્રિસ્તીધર્મ બેનો મેળ બેસાડવો અશક્ય છે.

યુદ્ધના સમર્થકો કહે છે કે યુદ્ધ એ ભયાનક બૂરાઈ છે એની અમે ના

નથી પાળતા પણ કેટલેક પ્રસગે બે બૂરાઈની વચ્ચે પસદગી કરવાની હોય છે, તેમા યુદ્ધ એ નાની બૂરાઈ છે વહેવારુ ડહાપણ વસ્તુઓનુ તારતમ્ય — ઓછાવત્તા મહત્ત્વનુ પ્રમાણ સમજવામા રહેલુ છે આપણે સમાજના, તથા એ સમાજનુ અગભૂત જે રાજ્ય તેના, ઉપકાર તળે હોઈ તે બનેની પ્રત્યે આપણા કેટલાક કર્તવ્યો છે સમાજના સભ્ય તરીકે આપણે જાનમાલનુ રક્ષણ કેળવણી, અને બીજા એવા લાભો મેળવીએ છીએ, જેના વડે આપણા જીવન ઉપયોગી ને રસમય બને છે એટલે જ્યારે રાજ્ય ઉપર હુમલો આવે ત્યારે તેનુ રક્ષણ કરવાનો ને આપણા પૂર્વજોએ આપેલા વારસા પર તરાપ વાગે ત્યારે તેને બચાવી રાખવાનો આપણો ધર્મ થઈ પડે છે

એવુ સતુ કોઈ નથી જેને પાપીના ઉપર પહેલો પથરો નાખવાનો અધિકાર હોય " સામ્રાજ્યરચના એ ગંજીફાની રમત જેવી છે કેટલાક રાષ્ટ્રોને સરસ પાના મળી જાય છે, ને તેઓ એવી સારી બાજી ખેલે છે કે બીજાઓ ક્યાના ક્યા પાછળ પડી જાય છે જેટલો નફો મળવાનો હોય તે બધો મળીને ખીસા તર થાય એટલે એ રાષ્ટ્રો મોઢુ ફેરવી બીજાઓ સામે જુએ છે, ને કહે છે કે જુગાર રમવો એ પાપ છે! બીજાઓ હજુ જૂની રમત રમવા ઇચ્છે છે એ જોઈને તેઓ આશ્ચર્ય પામ્યાનો દેખાવ કરે છે જાતિમદ, સત્તા ને શસ્ત્રબળની મૂર્તિઓ એકલા મધ્ય યુરોપમા જ પૂજાય છે એમ માનવુ યોગ્ય નથી

ઇંગ્લંડની ઉમરાવસભામા ૧૯૩૯ ની ૨૦ મી માર્ચે થયેલી ચર્ચામા કેંટરબરીના આર્ચબિશપે "ન્યાયની રક્ષા માટે બળનો સચય" કરવાની હિમાયત કરેલી તેમણે કહેલુ " આપણે આમ કરવુ પડે છે, કેમકે આપણી પાકી ખાતરી છે કે જગતમા એવી કેટલીક વસ્તુઓ છે જે શાતિ કરતા પણ વધારે પવિત્ર છે, એ વસ્તુઓનુ રક્ષણ થવુ જ જોઈએ જે વસ્તુઓ સસ્કૃતિ ને માનવકલ્યાણને માટે અમૂલી કીમતી છે તેનુ રક્ષણ રાષ્ટ્રો કરે એમા ઇશ્વરની ઇચ્છાનો અનાદર થાય છે એવુ હુ માની શકતો નથી ' ગાંધીજી આપણને એવા પુણ્યપુરુષ મળ્યા છે જેમની ધર્મનિષ્ઠા લોકોત્તર છે એટલે તેઓ સ્વદેશ ભક્તિના ઝનૂનવાળા માણસોની સભામા નિર્ભયપણે જઈને કહી શકે છે કે " હુ, જરૂર પડશે તો, સત્યને અર્થે હિંદુસ્તાનનો પણ ભોગ આપીશ ' તેઓ કહે છે "હુ જે ધાર્મિક માણસોને મળ્યો છુ તેમાના ઘણાખરા પ્રચ્છન્ન રૂપમા મુત્સદ્દીઓ છે પણ હુ મુત્સદ્દીનો વેશ પહેરવા છતા હૃદયથી ધાર્મિક માણસ છુ "

ધર્મનિષ્ઠ માણસનુ ધ્યેય એ નથી કે દુનિયાદારીનો વહેવાર જેટલુ ખેંચાણ કરે તેટલો પોતાનો આદર્શને નીચો ઉતારવો તેનુ ધ્યેય તો સમારના વહેવારમા પણ પોતાના આદર્શ અનુસાર વર્તવાનું, ઊર્ધ્વગામી બનવાનુ, અને વહેવારને આદર્શની કોટિએ ચડાવતા જવાનુ છે આપણી સ્વદેશનિષ્ઠાઓ માનવકુળની આધ્યાત્મિક એકતાને છિન્નભિન્ન કરી રહી છે એ વિશાળ સમાજ પ્રત્યેની આપણી નિષ્ઠા વ્યક્ત કરવાનો રસ્તો એ છે કે શસ્ત્રયુદ્ધમા ભાગ ન લેવો અને આપણા રાષ્ટ્ર પ્રત્યેની નિષ્ઠા વ્યક્ત કરવાનો રસ્તો એ છે કે તેનુ રક્ષણ ધર્મને અગ્નિકુંડ અને માણસાઈને છાજે એવા ઉપાયોથી કરવુ કઈ નહી તો ધર્મપરાયણ માણસોએ તો એવો

નિશ્ચય કરવો જ જોઈએ કે અમે રામની આણ માનીશું મનુષ્યની નહીં આપણી મુશ્કેલી એ છે કે સર્વ દેશોમા સમાજની આગેવાની જે માણસોના હાથમા છે તેઓ યુદ્ધને રાજનીતિનુ એક ધર્મ્ય સાધન માને છે, અને પ્રગતિનુ માપ વિજયના વિસ્તાર પરથી કાઢે છે

માણસ ક્રૂરતામા જ રાચવાના સ્વભાવવાળો ન હોય તો પોતે જ્યારે રહેમ અને દયા દાખવે છે ત્યારે મનથી સુખી થાય છે સર્જનમા આનદ ને સહારમા પરિતાપ રહેલા છે સામાન્ય સૈનિકોને તેમના શત્રુઓ પ્રત્યે કશો જ દ્વેષ નથી હોતો પણ રાજ્યકર્તા વર્ગો તેમની ભય સ્વાર્થ ને ગર્વની લાગણીઓને ઉત્તેજિત કરે છે, ને તેમના હૃદયમાથી દયાભાવને નિર્મૂળ કરે છે જેમના મનમા ક્રોધ અને દ્વેષની લાગણીઓ કૃત્રિમપણે પેદા કરવામા આવી છે એવા લોકો એકબીજા સામે લડે છે, કેમકે તેઓ સાદા, ભોળા માણસો છે, ને ઉપરીની આજ્ઞા માનવાની તાલીમ પામેલા છે છતા તેઓ પોતાની હિંસામા કશો આનદ માણતા નથી જે વસ્તુનો તેમને અણગમો છે તે વસ્તુ લશ્કરી શિસ્ત તેમની પાસે પરાણે કરાવે છે એની આખરી જવાબદારી સરકારોની છે તેઓ તો દુરાગ્રહી ને નિર્દય હોય છે તેમણે સાદા લોકોને કેદમા પૂરી રાખીને તેમની માણસાઈ ઘણે અંશે હરી લીધેલી હોય છે જે માણસો સર્જનપ્રવૃત્તિમા રાચતા ને તેમાથી જીવનનો આનદ મેળવતા તેમનો વિનાશ માટે રચાયેલા લશ્કરો, નૌકા ને હવાઈ દળોમા જોડાવાની તાલીમ આપવામા આવે છે આપણે ખુનામરકીની વાહવાહ બોલાવીએ છીએ ને દયાને નબળાપણાની નિશાની માનીએ છીએ આપણે સત્તા ને શિક્ષણની બડાઈ કરીએ છીએ, ને જુદા જુદા દેશાભિમાનના રગો આપીએ છીએ આપણે આપણા પોતાના દેશબાંધવોના તેમજ પરદેશીઓના સભ્યતા, સુખ ને જીવનો વિનાશ કરીએ છીએ અને સામૂહિક ખુનામરકી તથા આધ્યાત્મિક મૃત્યુની જવાબદારી આપણે માથે વહોરી લઈએ છીએ

જોઈએ રાષ્ટ્રીય જીવનની તેમજ વિશ્વવ્યવસ્થાની નવરચના કરવી હોય તો જીવનનો જૂનો ચીલો છોડી નવો જ ચીલો પકડવો જોઈએ એ ચીલો — એ જીવનમાર્ગ — સર્વ વર્ગોના, જાતિઓના ને રાષ્ટ્રોના સાચા હિતની રક્ષા ને વૃદ્ધિ કરશે જે મુક્તાત્માઓ અવિદ્યાની અંધ ને સ્વાર્થી ઇચ્છાની તાણે દોરીમાંથી પોતાના પુરુષાર્થને બળે છૂટી ગયા છે તેઓ જ શાંતિસ્થાપના માટે પ્રયત્ન કરી શકશે ને તેમા સફળતા મેળવી શકશે શાંતિનો અર્થ એ છે કે અમુક સનાતન સિદ્ધાંતો ને આદર્શોને પોતાના જીવન અને આચરણમા મૂર્તિમત કરવા ને તેનુ પ્રત્યક્ષ દર્શન કરાવવુ એ સિદ્ધાંતો ને આદર્શો માટે લડવામા આપણે એવા જ સાધનો વાપરવા જોઈએ જેથી નીતિનો હ્રાસ કે મનુષ્યનો સહાર ન થતો હોય એવો પ્રયત્ન કરતા જે કઈ દુ ખ કે કષ્ટ વેઠવા વારો આવે તે સહેવાને આપણે તૈયાર રહેવુ જોઈએ

દુનિયાના જુદા જુદા દેશોમા પ્રવાસ કરતા મેં જોયુ છે કે ગાધીજીની કીર્તિ મોગમા મોટા રાજધુરીણો ને રાષ્ટ્રનેતાઓ કરતા વધારે વ્યાપક છે, અને તેમાના કોઈના કરતા, કે એ સર્વના સમૂહ કરતા પણ ગાધીજીના વ્યક્તિત્વને વિષે લોકોના મનમા અધિક સ્નેહ ને આદર છે એમનુ નામ એવુ દિગતવ્યાપી ને એટલુ બધુ પરિચિત છે કે કોઈ પણ ખેડૂત કે મજૂર એવો નહી નીકળે જે એમને માનવજાતિના મિત્ર ન માનતો હોય એ લોકો એમ માનતા લાગે છે કે ગાધીજી પૃથ્વી પર સત્યયુગની પુન સ્થાપના કરશે પણ જેમ આપણે રસ્તે જતી ગાડીને બોલાવીએ છીએ તેમ સત્યયુગને હાક મારીને બોલાવી શકાય એમ નથી. કેમકે આપણે એક એવી વસ્તુની તાબેદારીમા પડ્યા છીએ જે કોઈ પણ રાષ્ટ્રના કરતા વધારે બળવાન છે ને ગમે તેવા પરાજયના કરતા વધારે અપમાનજનક છે એ વસ્તુ છે અજ્ઞાન, અવિદ્યા આપણી સર્વ શક્તિઓ જીવનને માટે નિર્માયેલી છે, છતા આપણે તેને આડે રસ્તે વહેવા દઈ મૃત્યુને કાજે વપરાવા દીધી છે માનવજાતિનુ સર્જન થયુ છે એનો અર્થ જ એ છે કે એને સુખ પ્રાપ્ત કરવાનો હક છે છતા આપણે એ હકને વિસારે પડવા દીધો છે, અને આપણી શક્તિને સત્તા ને સપત્તિની સાધનામા વપરાવા દીધી છે એ સત્તા ને સપત્તિ પણ એવી, જેના બળ વડે બોમા જેટના લોકોના મૃગજળ જેવા સંતોષને ખાતર અનેકોના સુખનુ બલિદાન અપાય છે જે ભ્રમની ગુલામીમા તમે ને હુ પડ્યા છીએ તેજ ભ્રમની

માણસ રોજનો આહાર મળે એને સાવ મામૂલી વાત સમજે છે. પણ ખરું જોતાં તો તેને એ આહારને માટે હિંદુસ્તાન, ચીન, પૂર્વ યુરોપ, કૅનેડા, આર્જેન્ટાઈન, અને આફ્રિકાના ઉષ્ણ પ્રદેશના કરોડો મૂગા, ને ઘણીવાર અધપેટે રહેનારા, ખેડૂતો પર આધાર રાખવો પડે છે. એ બધા મુલકોમાં ખેડૂતો હજુ પણ વરસોવરસ મનુષ્ય જેના વડે જીવે છે તે અનાજ પકવવા માટે તાપતડકા, પવન અને વરસાદનો ઉપયોગ કરી લેવાને ફાંફાં મારે છે. (અને એ તત્ત્વો એને કેટલી બધી વાર હાથતાળી દઈને રવડાવે છે!) હજારો વરસ થયાં તેઓ પેઢી દર પેઢી આ પ્રમાણે કરતા આવ્યા છે. જેમ સુકવણાં ને અતિવૃષ્ટિ તેમના પાકનો નાશ કરે છે, તે જ પ્રમાણે લડાઈઓ ને ક્રાન્તિઓ પણ તેમને માથે થઈને ચાલી જાય છે ને તેમની વરસ દહાડાની મહેનત બરબાદ કરે છે. હવે આખરે એ મૂગા ખેડૂતોનો પોકાર જગતને સંભળાવનાર એક પુરુષ નીકળ્યા છે: મહાત્મા ગાંધી.

હિંદુસ્તાનની કરોડોની વસ્તીમાં એવું એક પણ માણસ ભાગ્યે મળશે જે ગાંધીજીનું નામ ન જાણતું હોય. પહાડમાં રહેનારી કોમો અને આદિવાસીઓ પણ દરિદ્રનારાયણના આ મિત્ર અને સહાયકને ઓળખે છે ને ચાહે છે.

ગાંધીજીએ શિક્ષણ તો વકીલાતનું લીધું હતું, છતાં તે પાછા ખેડૂત બન્યા છે. તેઓ ખેડૂતના જેવો કચ્છ પહેરે છે. દેશના એક દૂરના ખૂણામાં આવેલા પછાત, રીઢા, ને જૂની ટેવો કેમે કર્યે ન છોડનારા ગામમાં રહે છે. ગામ એવું કે એમના જેવા મહાત્માને કહે પણ ચોખ્ખાઈ રાખવા કે નવા જમાનાની રીતભાત સ્વીકારવા તૈયાર નથી. આમ ગાંધીજીનું જીવન બહારના દેખાવમાં જ ખેડૂતના જેવું બન્યું છે એમ નથી. હૃદય અને મનથી તો તેઓ એથીયે અધિક અરી ખેડૂત બની ગયા છે. તેઓ દુનિયાને ખેડૂતની નજરે જુએ છે ખેડૂતની જેમ તેઓ ચતુર, આખાબોલા, સરળ, વિનોદી, દયાળુ, ધીરજવાન, અને એ બધા ઉપરાંત અત્યંત ધર્મપરાયણ છે. તેઓ જીવનને જુદાં જુદાં ખાનાંમાં વહેંચી નાખતા નથી, પણ સમગ્ર જીવન એક અખંડ ઘટક છે એમ માને છે. તેઓ જાણે છે કે અદૃષ્ટ શક્તિઓ આપણે ન કળી શકીએ એવી રીતે વિશ્વમાં કામ કરી રહી છે. છતાં આપણે જો મૌન સેવીને સાંભળી રહેવા રાજી હોઈએ તો આપણને ઘણીવાર એની ગેબી વાણી સમજાય છે, અને શું એ શક્તિની ઝાંખી પણ કરવા પામીએ છીએ.

૧૯૨૮ ના ઉનાળામા હુ હિંદુસ્તાનમા ૭ મહિના પ્રવાસ કર્યા પછી, ગાધીજીને પહેલવહેલો સાબરમતીમા મળ્યો હતો તે વેળા એમણે જે શબ્દો મને કહેલા તે હુ કદી ભૂલવાનો નથી મેં એમને પૂછ્યુ "હુ વિલાયત પાછો જાઉં ત્યારે ત્યા શુ કહું ?" તેમણે કહ્યુ "તમે અગ્રેજ પ્રજાને કહેજો કે અમારી કાધ પરથી ઊતરી જાય " આ વચનમા કેટલો બધો અર્થ ભર્યો છે એનો વિચાર કરો એમાથી એમના ધ્યેયનુ જ નહીં, એ ધ્યેય કઈ રીતે પ્રાપ્ત થાય તેનુ પણ સૂચન મળી રહે છે

ગાધીજીનુ ધ્યેય તો આપણા જમાનાના બીજા ક્રાન્તિકારી નેતાઓના ધ્યેયથી જુદી જાતનુ છે જ પણ એ બેની વચ્ચે એટલી એક જ બાબતમા ભેદ નથી એ ધ્યેયની પ્રાપ્તિ માટે ગાધીજી જે સાધન વાપરે છે તેને વિષેનો ભેદ કદાચ એથીયે અધિક મહત્ત્વનો હશે ગાધીજીએ ૧૯૦૮ મા, હિંદના રાજ્ કાજમા સક્રિય ભાગ લેતા પહેલા, 'હિંદ સ્વરાજ' નામનુ નાનકડુ પુસ્તક લખ્યુ હતુ તેમા તેમણે લખ્યુ છે "રાજાઓ તો હથિયાર વાપરશે જ તેમની તો રીત પડી ખેડૂતો કોઈના તલવારબળને વશ થયા નથી ને થવાના નથી તેઓને તલવાર વાપરતા આવડતી નથી, બીજાની તલવારથી તેઓ ડરતા નથી " એટલે, ગાધીજી જે ખેડૂતોનુ સ્વરાજ, ખેડૂતોનો અમન, ખેડુતોની સ્વતત્રતા સ્થાપવાનો મનસૂબો રાખે છે તેને માટે સાધન પણ એવા વાપરવા ઇચ્છે છે જેનો એ ધ્યેયની સાથે મેળ ખાય એવો હોય જેઓ માણસોના શાસક બની તેમના પર દોર ચલાવવા માગે છે તેઓ તલવારનો ઉપયોગ કરે છે તલવાર એ દરેક રાજ્યકર્તા વર્ગનુ શસ્ત્ર છે સમાજવાદીઓ કે સામ્યવાદીઓ, અથવા નાઝીઓ કે ફાસિસ્ટો જ્યારે 'રાજ્યકર્તા વર્ગ'ના પોતાના જ હથિયાર વાપરી એ વર્ગનો નાશ કરવા નીકળે છે, ત્યારે એમનો વિજય માત્ર એક રાજ્યકર્તા વર્ગને ખસેડી તેને સ્થાને બીજા રાજ્યકર્તા વર્ગને બેસાડે છે તલવાર જમીનમાલિક, મિલમાલિક કે મિલમાલિક વર્ગના હાથમા રહેવાને બદલે સામ્યવાદી પક્ષ ફાસિસ્ટ પક્ષ કે નાઝી પક્ષના હાથમા જઈ પડે છે આમવર્ગના માણસને માથે તો જુલમ ગુજરવો ચાલુ જ રહે છે એ નવો શાસકવર્ગ પ્રજાની કાધ પર સવાર થાય છે

પણ ગાધીજી તો ખેડૂતોની કાધ પરથી શાસકવર્ગનો બોજો હમેશાને માટે ઉતારવા માગે છે અત્યારના રાજ્યકર્તાઓને ઉતારી પાડી તેમની



પહેલો ગુણ તે સત્ય વચન અને કર્મથી સત્ય આચરવુ એટલુ એમને મન બસ નથી, હૃદયના ઊંડાણમા પણ સત્યની આરાધના ચાલવી જોઈએ. તેઓ ઈશ્વરને પણ 'સત્યનારાયણ' એ નામે ઓળખે છે 'સત્ય એ પરમેશ્વર છે, અને પરમેશ્વર એ સત્ય છે,' એ સૂત્ર તેઓ હમેશા ઉચ્ચારે છે તેમની સત્યની આરાધના કેટલી ઉગ્ર ને અવિરત છે તે તેમના નિત્યજીવન પરથી દેખાઈ આવે છે માણસ સત્યથી એક તસુ પણ ચળે તો પરમાત્માથી વિમુખ ને વિખૂટો પડે છે, ને તેનુ આત્મતેજ ઝાખુ પડી જાય છે

જેનો ઊગમ પરમાત્મામા છે તેવો બીજો ગુણ તે અહિંસા એનો અક્ષરાર્થ છે હિંસાનો અભાવ પણ મહાત્માજી એનો અર્થ બહુ વિશાળ કરે છે તેમની અહિંસામા પ્રેમ અને સેવાના ગુણનો સમાવેશ થાય છે યુદ્ધ અને ખુનામરકીમા સક્રિય ભાગ ન લેવો એનુ નામ અહિંસા છે પણ અપકારી પર ઉપકાર કરવો, અવગુણ કેડે ગુણ કરવો, આપણુ બૂરુ કરનારનુ મન જીતી લેવાને ગમે એટલુ કષ્ટ વેઠવાને તૈયાર થવુ, એ પણ અહિંસા છે ઈશ્વર જેમ સત્યસ્વરૂપ છે તેમ અહિંસાની મૂર્તિ પણ છે 'અહિંસા એ પરમ ધર્મ છે' (**अहिंसा परमो धर्मः**) એ એક પ્રાચીન શાસ્ત્રવચન છે તેથી, આ પરમ ધર્મનો પ્રયોગ કયા કયા થઈ શકે તે શોધી કાઢવામા, અને તેનો સત્યની સાથે મેળ સાધવામા, મહાત્માજી પોતાનુ આખુ જીવન ગાળે છે અહિંસા એટલે માત્ર અસત્યની સામે યોજેલો નિઃશસ્ત્ર પ્રતિકાર જ નથી, પણ અસત્યનો સક્રિય — અને છતાં ક્રોધ, દ્વેષ કે હિંસાનો આશ્રય લીધા વિના કરેલો — વિરોધ છે

ત્રીજો મોટો ગુણ તે બ્રહ્મચર્યનો મહાત્માજી કહે છે કે એ શબ્દની વ્યુત્પત્તિ 'બ્રહ્મ' એટલે કે પરમેશ્વર શબ્દમાથી થયેલી છે હિંદુ ધર્મના પ્રાચીન ઋષિમુનિઓની પેઠે તેઓ પણ માને છે કે વિષયવિકારને દબાવી દેવાથી, અને પછી તેનુ રૂપાન્તર કરી તેને ઊંચી કક્ષાએ ચઢાવવાથી એવી આધ્યાત્મિક શક્તિ પેદા થાય છે જે એક દૈવી મગ થઈ પડે છે ને અદ્ભુત પરિણામો નિપજાવે છે સત્ય અને અહિંસાનો સાચો ઉપાસક બ્રહ્મચારી પણ હોવો જોઈએ લગ્ન એ પણ માણસની નબળાઈ જોઈને આપેલી એક છૂટ છે એમ મહાત્માજી માને છે બીજા શબ્દોમા કહીએ તો, વિષયભોગનો સર્વથા ત્યાગ કરવો એટલુ જ નહીં, વિચારથી પણ નિર્વિકાર બનવુ એ

અજ્ઞાન ખેડૂતની સાથે મિત્રતા બાંધતા એમને આનંદ છે તેમને મન કોઈ પણ પુરુષ કે સ્ત્રી તુચ્છ કે અસ્વચ્છ નથી આ સુંદર સિદ્ધાંત તેમને સારુ પોથીમાંના રીંગણા નથી, તેને તેમણે પોતાના દૈનિક આચરણમાં ઉતારેલો છે

આજના જમાનામાં હિંસાને નવી આવરદા મળી છે ગમે તેવો નિશ્ચયી આક્રમણકાર પેદા કરી શકે એના કરતાં વધારે શસ્ત્રસરંજામની 'સામુદાયિક સલામતી' એ જ આજે પશ્ચિમના માણસની આશાનો એકમાત્ર આધાર છે એક આર્ચબિશપ જેવો મોટો માણસ પણ એટલું જ કહી શકે છે કે "ન્યાયના પક્ષમાં શસ્ત્રબળની જમાનત કરવી" એ આખરી શાંતિની સ્થાપના માટેનું પહેલું પગથિયું છે એવે સમયે આપણી નજર આગળ — આપણે માન આંખ ઉઘાડીને જોવા માગતા હોઈએ તો — એક મહાપુરુષ ઊભેલા દેખાય છે તેમની કાયા સુકલકડી છે, તેમની તબિયત નબળી છે, અને તેમનામાં કશી ભારે કુશળતા નથી, પણ પોતાના જીવન દ્વારા, તેમજ પોતાના દેશબન્ધુઓ પર તેઓ જે જાદુઈ શક્તિ ધરાવે છે તે શક્તિ દ્વારા, તેમનો એમ બતાવવાનો નિર્ધાર છે કે મનુષ્યનો આત્મા જ્યારે પરમાત્માની દિવ્ય જ્યોતિથી પ્રકાશિત થયેલો હોય ત્યારે તેનું બળ ભારેમાં ભારે શસ્ત્રાસ્ત્રોના કરતાં વધી જાય છે

નમ્ર માણસો જો તેમની નમ્રતા વિષે શ્રદ્ધા ધરાવે, હિટલર અથવા સ્ટૅલીનની બીકને ફગાવી દે, અને આપણા યુગના આ સહુથી મહાન જગદ્‌ગુરુ પ્રત્યે આશાની નજરે જોવા લાગે, તો આ પૃથ્વીનો વારસો તેઓ હજુ પણ મેળવી શકે

## ૨. એક મિત્રની શ્રદ્ધાંજલિ

### ચાર્લી ઍન્ડ્રુઝ

૧

મહાત્મા ગાંધી કેટલાક સદ્‌ગુણને વધારેમાં વધારે મહત્ત્વ આપે છે, ને તે કેળવવાની આવશ્યકતા પર ઘણો જ ભાર દે છે તેઓ માને છે કે એ ગુણો કેળવનાર માણસ ઈશ્વરથી ડરીને ચાલે તો જગતમાં જેનું અભાગણ કાયમ રહે એવું કામ કરી જાય છે

જગાએ પોતાના મિત્રોને ચડાવવા એવો તેમનો ઇરાદો નથી એટલે તેમણે આખુ જીવન એવુ હથિયાર ઘડવામા ગાળ્યુ છે, જેનો ઉપયોગ નબળા તેમજ સબળા સહુ કરી શકે ગાંધીજી પાસેથી તાલીમ મેળવીને તેઓ પોતાના પગ પર ટટાર ઊભા રહેતા શીખે છે, મોટા બોજા તળે બેવડ વળી જતા નથી

ગાંધીજી કહે છે કે પ્રજાની કાંધ પર સવાર થયેલા એક માણસને ઉતારી પાડવા માટે આપણે પોતે પ્રજાની કાંધ પર ચડી બેસવાની જરૂર નથી માત્ર પેલો માણસ પ્રજાની કાંધ પરથી ઊતરે નહીં ત્યા સુધી આપણે એને કોઈ પણ પ્રકારે મદદ આપવાની ના પાડવી જોઈએ એટલે આખરે તેને ઊતરવુ જ પડશે કેમકે જે ટેકાને આધારે તે ત્યા બેસી રહ્યો હતો તે ટેકા ખસી પડ્યા હશે ' તમે મને ટેકો આપવો ચાલુ નહીં રાખો તો હુ તમને જાતજાતની સજા કરીશ એવી ધમકી પણ તે કદાચ તમને આપશે તે ધમકીનો અમલ પણ તે કદાચ કરશે પણ તમે જો કેદખાનાને અને મોતને હસતે મોઢે વધાવી લેતા શીખ્યા હશો તો તેની ધમકીઓ અને તેની તલવાર પણ તમને ડગાવી નહીં શકે જે કામ ભૂરુ છે એમ તમારો અતરાત્મા તમને કહેતો હશે તે કામ તે તમારી પાસે બળજબરીથી નહીં કરાવી શકે

આ અહિંસક પદ્ધતિનો અસરકારક પ્રયોગ થઈ શકે તે પહેલા ઘણી ભારે મુસીબતોને દૂર કરવી પડશે સૈનિકોને સામી ગોળી ચલાવવાની છૂટ હોય ત્યારે પણ તેમને મશીનગનના મારા સામે ઊભા રહેવાનુ શીખવવુ મુશ્કેલ હોય છે તો વળી સામો ઘા કર્યા વિના દરેક પ્રકારની હિંસાની ઝડી પોતાના શરીર પર ઝીલવાની કવાયત આપવાનુ તો ઘણુ વવારે મુશ્કેલ હોય જ ગાંધીજીએ ત્રીસ વરસ પર કહેલુ કે " સત્યાગ્રહીઓએ સપૂર્ણ બ્રહ્મચર્ય પાળવુ જોઈએ, સ્વેચ્છાએ ગરીબાઈ સ્વીકારવી જોઈએ, સત્યના ઉપાસક બનવુ જોઈએ, અને નિર્ભયતા કેળવવી જોઈએ ' આ અત્યે અહિંસાત્મક જીવનનુ રહસ્ય શીખી ગયેલા સ્ત્રીપુરુષો જગતમા દરેક યુગમા થઈ ગયા છે

ગાંધીજી એમના દેશના કરોડો માણસોમાના દરેક સ્ત્રીપુરુષને એક એક સ્વતત્ર વ્યક્તિ ગણે છે, અને તેનુ વ્યક્તિત્વ પોતાના વ્યક્તિત્વ જેટલુ જ પવિત્ર માને છે પોતાના જેટલુ જ ઊંડુ શિક્ષણ પામેલા માણસની સાથે [illegible]લી લાગણીથી તેઓ મિત્રતા રાખે તેટલી જ સાચી લાગણીથી અજ્ઞાનમા

અજ્ઞાન ખેડૂતની સાથે મિત્રના ભાવના એમને આનંદ છે તેમને મન કોઈ પણ પુરુષ કે સ્ત્રી તુચ્છ કે અસ્વચ્છ નથી આ સુંદર સિદ્ધાંત તેમને સારુ પોથીમાના રીંગણા નથી તેને તેમણે પોતાના દૈનિક આચરણમા ઉતારેલો છે

આજના જમાનામા હિંસાને નવી આબરૂ મળી છે ગમે તેવો નિશ્ચયી આક્રમણકાર પેદા કરી શકે એના કરતા વધારે શસ્ત્રસરંજામની ‘સામુદાયિક સલામતી’ એ જ આજે પશ્ચિમના માણસની આશાનો એકમાત્ર આધાર છે એક આર્ચબિશપ જેવો મોટો માણસ પણ એટલુ જ કહી શકે છે કે “ન્યાયના પક્ષમા શસ્ત્રબળની જમાનત કરવી” એ આખરી શાંતિની સ્થાપના માટેનુ પહેલુ પગથિયુ છે એવે સમયે આપણી નજર આગળ — આપણે માન આખ ઉઘાડીને જોવા માગતા હોઈએ તો — એક મહાપુરુષ ઊભેલા દેખાય છે તેમની કાયા સુક્કલકડી છે તેમની તબિયત નબળી છે, અને તેમનામા કશી ભારે કુશળતા નથી પણ પોતાના જીવન દ્વારા, તેમજ પોતાના દેશબન્ધુઓ પર તેઓ જે જાદુઈ શક્તિ ધરાવે છે તે શક્તિ દ્વારા, તેમનો એમ બતાવવાનો નિર્ધાર છે કે મનુષ્યનો આત્મા જ્યારે પરમાત્માની દિવ્ય જ્યોતિથી પ્રકાશિત થયેલો હોય ત્યારે તેનુ બળ ભારેમા ભારે શસ્ત્રાસ્ત્રોના કરતા વધી જાય છે

નમ્ર માણસો જો તેમની નમ્રતા વિષે શ્રદ્ધા ધરાવે, હિટલર અથવા સ્ટૅલીનની બીકને ફગાવી દે, અને આપણા યુગના આ સહુથી મહાન જગદ્-ગુરુ પ્રત્યે આશાની નજરે જોતા લાગે, તો આ પૃથ્વીનો વારસો તેઓ હજુ પણ મેળવી શકે

## ૨. એક મિત્રની શ્રદ્ધાંજલિ

### ચાર્લી ઍન્ડ્રૂઝ

૧

મહાત્મા ગાધી કેટલાક સદ્ગુણોને વધારેમા વધારે મહત્ત્વ આપે છે, ને તે કેળવવાની આવશ્યકતા પર ઘણો જ ભાર દે છે તેઓ માને છે કે એ ગુણો કેળવનાર માણસ ઇશ્વરથી ડરીને ચાલે તો જગતમા જેનુ સંભારણુ કાયમ રહે એવુ કામ કરી જાય છે



પહેલો ગુણ તે સત્ય વચન અને કર્મથી સત્ય આચરવુ એટલું એમને મન બસ નથી, હૃદયના ઊંડાણમા પણ સત્યની આરાધના ચાલવી જોઈએ તેઓ ઈશ્વરને પણ 'સત્યનારાયણ' એ નામે ઓળખે છે 'સત્ય એ પરમેશ્વર છે, અને પરમેશ્વર એ સત્ય છે,' એ સૂત્ર તેઓ હમેશાં ઉચ્ચારે છે તેમની સત્યની આરાધના કેટલી ઉગ્ર ને અવિરત છે તે તેમના નિત્યજીવન પરથી દેખાઈ આવે છે માણસ સત્યથી એક તસુ પણ ચળે તો પરમાત્માથી વિમુખ ને વિખૂટો પડે છે, ને તેનુ આત્મતેજ ઝાંખુ પડી જાય છે

જેનો ઊગમ પરમાત્મામા છે તેવો બીજો ગુણ તે અહિંસા એનો અક્ષરાર્થ છે હિંસાનો અભાવ પણ મહાત્માજી એનો અર્થ બહુ વિશાળ કરે છે તેમની અહિંસામા પ્રેમ અને સેવાના ગુણનો સમાવેશ થાય છે યુદ્ધ અને ખુનામરકીમા સક્રિય ભાગ ન લેવો એનુ નામ અહિંસા છે પણ અપકારી પર ઉપકાર કરવો, અવગુણ કેડે ગુણ કરવો, આપણુ બૂરુ કરનારનુ મન જીતી લેવાને ગમે એટલુ કષ્ટ વેઠવાને તૈયાર થવુ, એ પણ અહિંસા છે ઈશ્વર જેમ સત્યસ્વરૂપ છે તેમ અહિંસાની મૂર્તિ પણ છે 'અહિંસા એ પરમ ધર્મ છે' (**अहिंसा परमो धर्मः**) એ એક પ્રાચીન શાસ્ત્રવચન છે તેથી આ પરમ ધર્મનો પ્રયોગ કયા ક્યા થઈ શકે તે શોધી કાઢવામા, અને તેનો સત્યની સાથે મેળ સાધવામા, મહાત્માજી પોતાનુ આખુ જીવન ગાળે છે અહિંસા એટલે માત્ર અસત્યની સામે યોજેલો નિ શસ્ત્ર પ્રતિકાર જ નથી, પણ અસત્યનો સક્રિય — અને છતા ક્રોધ, દ્વેષ કે હિંસાનો આશ્રય લીધા વિના કરેલો — વિરોધ છે

ત્રીજો મોટો ગુણ તે બ્રહ્મચર્યનો મહાત્માજી કહે છે કે એ શબ્દની વ્યુત્પત્તિ 'બ્રહ્મ' એટલે કે પરમેશ્વર શબ્દમાથી થયેલી છે હિંદુ ધર્મના ઘણા પ્રાચીન ઋષિમુનિઓની પેઠે તેઓ પણ માને છે કે વિષયવિકારને દબાવી દેવાથી, અને પછી તેનું રૂપાન્તર કરી તેને ઊંચી કક્ષાએ ચઢાવવાથી એવી આધ્યાત્મિક શક્તિ પેદા થાય છે જે એક દૈવી બળ થઈ પડે છે ને અજબ પરિણામો નિપજાવે છે સત્ય અને અહિંસાનો સાચો ઉપાસક બ્રહ્મચારી પણ હોવો જોઈએ લગ્ન એ પણ માનુષની નબળાઈ જોઈ [illegible] આપેલી એક છૂટ છે એમ મહાત્માજી માને છે બીજા શબ્દોમા કહીએ તો, વિષયભોગનો [illegible]થા ત્યાગ કરવો એટલુ જ નહીં, વિચારથી પણ નિર્વિકાર બનવુ એને

તેઓ મનુષ્યને સાધ્ય એવી આધ્યાત્મિક જીવનની એક ઊંચામાં ઊંચી પાયરી માને છે.

મહાત્મા ગાંધી ખરેખર ધર્મપરાયણ પુરુષ છે. ઈશ્વરની કૃપા વિના માણસ સર્વાંશે પાપમુક્ત થઈ શકતો નથી એમ તેઓ માને છે. તેથી પ્રાર્થનાને એમના જીવનમાં બહુ અગત્યનું સ્થાન મળેલું છે. સત્યાગ્રહીમાં સહુથી પ્રથમ આવશ્યક ગુણ તે સત્ય અને અહિંસાની પ્રતિમારૂપ ઈશ્વર વિષેની શ્રદ્ધા છે. મૂક પ્રાર્થના કરતાં તેમને સંભળાયેલા અંતર્યામીના અવાજને અનુસરતાં તેમના જીવનનો આખો પ્રવાહ થોડીક ક્ષણમાં બદલાઈ ગયેલો મેં જોયો છે. જીવનના પરમ મહત્ત્વના પ્રસંગોએ એક ગેબી વાણી નિશ્ચયપૂર્વક તેમની સાથે બોલે છે. તેની અવગણના તેઓ કરી શકતા નથી. એમને જ્યારે આવા અંતરનાદરૂપે ઈશ્વરી વાણી સંભળાય છે ત્યારે જગતની કોઈ પણ શક્તિ તેમને ડગાવી કે ચળાવી શકતી નથી.

તેઓ જેને આત્મપરાયણ જીવનનો માર્ગ ગણે છે તેનું સંપૂર્ણ સમર્થન તેમને ગીતામાં વધારે ને વધારે અંશે દેખાય છે. તેમની આશ્રમ પ્રાર્થનામાં ગીતાના કેટલાક શ્લોકો રોજ ગવાય છે.

૨

ઘણાં વરસ પર ફ્રાન્સના મહાન લેખક રોમેં રોલાંએ મહાત્માજીને "આપણા યુગના સેંટ પૉલ"[૧] એ ઉપનામ આપ્યું હતું. ત્યારે મહાશય રોલાંની ઊંડી તત્ત્વદૃષ્ટિ જોઈને હું ચકિત થયો હતો. મને એ વર્ણન સાચું લાગ્યું હતું. કેમકે સેંટ પૉલની પેઠે ગાંધીજી પણ ધર્મપરાયણ લોકોમાં દ્વિજત્વ પામેલા પુરુષ છે. જુવાનીમાં તેઓ ભારે હોંશથી વકીલાતનો ધંધો કરતા હતા. ધંધામાં સફળતા; જીવનમાં મનુષ્ય તરીકેની સફળતા; અને એથી ઊંડે ઊંડે એમના અંતરમાં રહેલી રાષ્ટ્રીય નેતા તરીકેની સફળતાની ઇચ્છા — એમ અનેકવિધ સફળતા મેળવવી એ એમના જીવનની મુખ્ય અભિલાષા હતી.

દક્ષિણ આફ્રિકામા બે હિંદી વેપારીઓ વચ્ચે મોટો દાવો ચાલતો હતો તેમા એક પક્ષના વકીલ તરીકે તેઓ દક્ષિણ આફ્રિકા ગયેલા ત્યા સુધી તેમણે એ દેશમા ચાલતા રગદ્વેષ વિષે માત્ર વાતો જ સાભળી હતી 'મારા પોતાના ઉપર હુમલો થાય ને મારુ અપમાન થાય તો મારી દશા શી થાય?' એવો વિચાર તેમણે કદી કર્યો ન હતો પણ ડરબનથી પ્રિટોરિયાની મુસાફરીમા એમને એ ભીષણ અનુભવ પૂરેપૂરો થયો તેમની પાસે પહેલા વર્ગની ટિકિટ હતી, છતા ગાર્ડે એમને ડબ્બામાથી ઉતારી મૂક્યા, અને ગાડી એમને મૂકીને ચાલી ગઈ મોડી રાતનો વખત હતો સ્ટેશન સાવ અજાણ્યુ હતુ ત્યા કોઈ પણ માણસ એમનુ ઓળખીતુ નહોતુ ત્યા આ અપમાન વેઠ્યા પછી તેઓ આખી રાત ટાઢમા ધ્રૂજતા બેસી રહ્યા, ને મનોમથન કર્યું તેમણે મનને પૂછ્યુ 'હે જીવ! મારુ કર્તવ્ય શુ? મારે હિંદુસ્તાન પાછા જવુ કે ભગવાનનુ શરણ લઈને આગળ જવુ અને જે ભોગવવાનુ નસીબમા લખ્યુ હોય તે ભોગવવુ?' સવાર પડતા પહેલા તેમના આત્માને રસ્તો સાફ દેખાઈ ગયો તેમણે ભગવાન પર ભરોસો રાખીને મર્દની પેઠે વર્તવાનુ નક્કી કર્યું એ પ્રકારના અપમાનોનો વરસાદ થોડા જ વખતમા તેમના પર વરસવાનો હતો, અને દક્ષિણ આફ્રિકામા રહ્યા ત્યા સુધી એવા અપમાનના પ્રસગો આવતા ચાલુ હતા પણ એકવાર ઝપલાવ્યા પછી પાછા ફરવાનો વિચાર તેમણે કદી કર્યો નહીં

એ રાતનો પ્રસગ ૧૯૩૮ ના નવેમ્બરમા ડૉ મોટની આગળ ગાધીજીએ વર્ણવેલો તે મેં સાભળ્યો હતો તેમણે એમ પણ કહેલુ કે એ અનુભવે એમનુ જીવન ફેરવ્યુ ને ત્યારથી એમના જીવનમા નવુ પાનુ શરૂ થયુ હતુ[1]

૩

મહાત્મા ગાધીનુ નામ બે વસ્તુઓને લીધે સેંકડો વરસ લગી ચિરંજીવ રહેશે (૧) ખાદી, અને (૨) સત્યાગ્રહ

(૧) આજના યત્રયુગમા જગતની ખેતી કરનાર પ્રજાઓમા ગ્રામ ઉદ્યોગ મોટા પ્રમાણમા ફરી ચાલતા કરવામા પહેલ કરનાર ગાધીજી છે જે

---

૧ આ પ્રસગના સવિસ્તર વર્ણન માટે ગાધીજીની આત્મકથાના પહેલા ભાગના બીજા ખડના પ્રકરણ આઠ ને નવ વાચો

મોસમમા ખેતરોમા કામ કરી નથી શકાતુ ને ખેતીનુ કામ સાવ અટકી જાય છે તે મોસમમા કરોડો માણસોને રોજી આપવાના સાધન તરીકે તેમણે ગ્રામ ઉદ્યોગનો કાર્યક્રમ બનાવ્યો છે હિંદુસ્તાનમા આવી બેકારી વરસમા ચારપાચ મહિના આવે છે જૂના વખતમા જ્યારે વરાળ કે વીજળીથી ચાલતા યત્રો નહોતા ત્યારે કુટુબના નાના મોટા સહુ માણસોનો વખત હાથકાતણ હાથ વણાટ ને બીજા ગ્રામઉદ્યોગોમા જતો અને રોજના વાપર માટે મજબૂત ટકાઉ કાપડ કતાતુ ને વણાતુ

દુનિયાની વસ્તીનો એક ઠામા ઓછો ચડવો ભાગ આવી મોસમી બેકારી ભોગવતો થઈ ગયો છે અને તેનુ મુખ્ય કારણ યત્રથી બનાવેલા કાપડની રેલછેલ છે, એમ કહેવુ ખોટુ નથી એ કાપડે તેના સોઘાપણાથી બહુ ધીરે ધીરે ગામડી ગૃહઉદ્યોગોનો નાશ કરી નાખ્યો છે

સર્વ પ્રકારના ગ્રામઉદ્યોગો ફરી સજીવન થાય અને તે વાટે ગામડાની પ્રજા પોતે નૈતિક તેમજ શારીરિક ભૂખમરામાથી ઊગરી જાય એ શક્ય છે, એવી શ્રદ્ધા ધરાવનાર ગાધીજી પહેલા પુરુષ નીકળ્યા છે કરોડો માણસોના મનમા આ પ્રકારની નવી આશાનો સચાર તેઓ કરાવી શક્યા છે

એ ભાવના શી છે તે ભારતવર્ષમા વસનારા આપણે જાણીએ છીએ પરમાત્માનુ સાનિધ્ય અને સર્વવ્યાપીપણુ સમજવુ ને અનુભવવુ જીવનમા અનિક્ષણ મનુષ્યને ઈશ્વર પર આધાર રાખવો પડે છે એ હકીકત નિખાલસપણે કબૂલ કરવી અર્થ અને કામ કરતા ધર્મ અને મોક્ષને ઉચ્ચતર ગણવા, ધર્મ અને મોક્ષની સાધના કરતા ને તેને ખાતર, અર્થ અને કામને એટલે કે સસારના સુખોપભોગને તુચ્છ ગણવા એ ભારતવર્ષની ભાવના છે ગાધીજીની મહત્તા આ આદર્શોની મહત્તાને આભારી છે એ વિષે ભારતવર્ષને જાણનાર માણસના મનમા ક્ષણવાર પણ શકા નહીં ઊપજે

ભારતવર્ષના સતાનોને ફરી એ આદર્શોની દિશામા વાળવા માટે, તથા જે વખતે જગતમા લગભગ સર્વત્ર એ આદર્શો પ્રત્યે ઘૃણાની નજરે જોવાય છે તે વખતે ટીકા અને ઉપહાસ સહન કરીને પણ આખા જગતની સમક્ષ એ આદર્શો રજૂ કરવા માટે આજુ ભારતવર્ષ ગાધીજીનુ અત્યત ઋણી છે વધતા જતા જડવાદના યુગમા ગાધીજીએ અધ્યાત્મવાદના સ્વીકાર અને અનુશીલન કરવા જગતને હાકલ કરી છે

ગાધીજીને ખ્રિસ્તી સત ફ્રાન્સિસની સાથે સરખાવવાનુ મન ઘણીવા થાય છે સત ફ્રાન્સિસ પણ ગામડાના લોકોએ હાથે કાતેલુ વણેલુ જાડુ કાપડ રોજના પોશાક તરીકે વાપરતા એ રીતે તેમણે પોતાના જમાનામા હાથ બનાવટના કાપડને ફરી લોકોની નજરમા પ્રતિષ્ટિત સ્થાન અપાવ્યુ હતુ સત ફ્રાન્સિસ પણ, હથિયાર લીધા વિના અને કષ્ટ સહેવાની તૈયારી કરીને, સેરે સનોની હથિયારબધ ફોજમા, સહનશીલ પ્રેમના પોતાના સદેશા વાટે લડતા સૈન્યોમા શાતિ ફેલાવવાને, ચાલ્યા જતા એટલે જે વિચારો મહાત્મા ગાધી સેવે છે તે જ સત ફ્રાન્સિસના હૃદયમા પણ હતા આમ તેઓ બને એક જ શ્રેણીના પુરુષો હતા પણ હવે મહાત્મા ગાધી એથી આગળ વધ્યા છે તેમના બે મોટામા મોટા ‘સત્યના પ્રયોગો’ — ખાદી અને સત્યાગ્રહ — ને માનવજાતિના સામુદાયિક જીવનમા સ્થાન મળેલુ છે મનુષ્યના ઇતિહાસમા કદી ન જોયેલા કે જાણેલા એટલા મોટા પ્રમાણમા એ બે પ્રયોગનો અમલ અત્યાર પહેલા થઈ ચૂક્યો છે આ રીતે તેઓ, અત્યારે જીવતા બીજા કોઈ પણ પુરુષના કરતા અધિક અશે, માનવજાતિને માટે શાતિ ને સદ્ભાવના સદેશવાહક થઈ પડ્યા છે

## ૩. ગાંધીજીનો જીવનસાર

### જ્યૉર્જ એરંડેલ

મને ગાધીજીના જીવનમા ત્રણ ગુણ સૌથી વિશેષ આગળપડતા લાગ્યા છે—પહેલો ને સૌથી અગત્યનો ગુણ તે તેમની શુદ્ધ સાદાઈ બીજો ગુણ તે તેમના મૂળભૂત સિદ્ધાતો વિષેની ઊંડી અને સૂક્ષ્મ સમજ ત્રીજો ગુણ તે મુદ્દલ જ આડમ્બર વિનાની તેમની નિર્ભયતા

તેઓ ગમે ત્યા હોય તોયે સાદુ, વ્યવસ્થિત જીવન ગાળે છે કીર્તિનો ઝગઝગાટ તેમની આસપાસ હમેશા ફેલાયેલો હોય છે એવી સ્થિતિમા પણ તેઓ જે રીતે રહે છે તેનુ અનુકરણ આપણે સહુએ કરવા જેવુ છે તેમનો આત્મા જગતની સમક્ષ ખુલ્લો રહે છે તેમની રહેણી સર્વાશે એકસરખી હોય છે સૌનતી શક્તિનો ઉપયોગ જેવો તેઓ કરી જાણે છે તેવો કોઈ વિરલા જ કરી જાણતા હશે

તેમની રહેણી એક એવું દૃષ્ટાંત છે જેની રોજેરોજની વીગતોનું પણ આપણે અનુકરણ કરી શકીએ કેમકે તેઓ દુનિયાનાં કૃત્રિમતા ને આડમ્બરનો ત્યાગ કરે છે, અને ઈશ્વરે બતાવેલી અસલી સાદાઈ ધારણ કરે છે મનુષ્યો અને મનુષ્યેતર પ્રાણીઓને સુખ અને આબાદી એ રીતે જ મળી શકે એમ છે. આપણે ગાંધીજીની રહેણીનું અક્ષરશઃ અનુકરણ કરવું એમ મારું કહેવું હરગિજ નથી તેની પાછળ રહેલી ભાવનાને આપણા જીવનમાં ઉતારવી એમ હું આગ્રહપૂર્વક ખસૂસ કહું છું

વળી તેઓ કોઈક રીતે અંધારામાંથી પ્રકાશમાં જવાનો રસ્તો બતાવે છે પ્રકાશ ક્યાં છે તે તેઓ જુએ છે, ને તેના તરફ આગળ ચાલે છે. આપણામાંના કેટલાક એ ખાસ પ્રકાશ ન જોઈ શકે તોપણ એનો ઝળહળાટ તો જુએ જ છે અને બીજાનો પ્રકાશ આપણાથી જુદો હોય તોપણ તે આપણને આપણો પ્રકાશ શોધી કાઢવામાં મદદ કરે છે આખરે મૂળ પ્રકાશ તો એક જ છે, આપણે દરેક જણ એને ભલે જુદે જુદે રૂપે જોતા હોઈએ જે માણસ પોતાના મૂલભૂત સિદ્ધાન્તોને અનુસરે છે — જેમ ગાંધીજી અનુસરે છે — તે બીજાઓને તેમના પોતાના, ભલે સાવ જુદા, સિદ્ધાન્તોને અનુસરવાની અજબ પ્રેરણા આપે છે માણસનો અભિપ્રાય કેવો છે તે બહુ અગત્યની વાત નથી સૌથી અગત્યની વસ્તુ તે માણસની સ્ફટિકસમી સત્યનિષ્ઠા છે

છેવટે એમની નિર્ભયતા એ નિર્ભયતા સહજ છે એમ કહેવાનું મને મન થઈ જાય છે એ સહજ છે માટે જ મને ગમે છે એને માટે તેઓ જબરી તૈયારી કરતા નથી, કમર કસતા નથી, આડંબરપૂર્વક જાગરણ કરતા નથી, કશો ઠાઠમાઠ કરતા નથી નિર્ભયતાનો પ્રયોગ કરવાનો પ્રસંગ ઊભો થાય છે ત્યારે ક્ષણવારમાં તેમની નિર્ભયતાનું તેજ ભભૂકી ઊઠે છે

અને મને સૌથી વધારે આદરપાત્ર વસ્તુ એ લાગે છે કે તેઓ કશી હોહા કરતા નથી ને જનસમુદાયને પોતાની પાછળ ચાલવા બોલાવતા નથી અમુક પ્રસંગે નિર્ભયતાનો અમલ કયે પ્રકારે થશે એની જાહેરાત તેઓ કરે છે ખરા તે પછી તેઓ ચાલવા માંડે છે કોઈ પાછળ આવે તોયે ભલે કોઈ ન આવે તોયે ભલે જે માણસને એકલો જતા આવડે છે, એટલે કે ગમે તે ભોગે પણ ગયા વિના છૂટકો ન હોવાથી કોઈ અનુયાયી વિના પણ જે

માણુસ એકલો ચાલી નીકળે છે, તેને જેટલા વિજયો મળે છે તેટલા વિજયો લડત ઉપાડતા પહેલા મોટુ દળ ભેગા કરવા મથનાર માણુસને નથી મળતા

નિર્ભય થવુ એ ગાંધીજીનો સ્વભાવ છે, તેથી તેમની નિર્ભયતા સ્વાભાવિક છે તે સ્વાભાવિક છે તેથી શોભી નીકળે છે તેમના માર્ગમા આડે આવનાર સહુના પ્રત્યે તેઓ સદ્ભાવ ને સૌજન્ય દાખવે છે એમની નિર્ભયતા માણુસોને મિત્ર બનાવે છે, શત્રુ નથી બનાવતી શાંતિ સ્થાપે છે, યુદ્ધ નથી જગવતી

ગાંધીજીના રાજકીય સિદ્ધાન્તો ને પ્રવૃત્તિઓનો આક બાધવાનો પ્રયત્ન મેં નથી કર્યો સાચુ કહુ તો એ કેવા પ્રકારના છે એની મને ઝાઝી પરવા નથી આખરે તો એ સાધ્ય નથી પણ સાધન છે મારી સત્યનિષ્ઠાને ખાતર ક્યારેક એનો વિરોધ કરવાની મારી — ખરી કે ખોટી કલ્પેલી — ફરજ પણ થઈ પડે કોઈ પણ માણુસમા હુ વધારેમા વધારે કીમતી વસ્તુ ગણુ છુ તેની સત્યનિષ્ઠા, તેની એકાગ્રતા, તેની હિમત, તેની નિઃસ્વાર્થતા નિંદાસ્તુતિ કે લોકમત વિષેની તેની બેપરવાઈ, તેની અહિંસા, તેની ભ્રાતૃભાવના જે માણુસ જગતને આ ગુણોની ભેટ કરે છે તે કાયદા ને યોજનાઓ, તાત્ત્વિક સિદ્ધાન્તો ને ધર્મમતો આપનારના કરતા જગતના કલ્યાણમા અનન્તગણો અધિક ફાળો આપે છે

આજે આપણુને જગતમા એવા સ્ત્રીપુરુષો જોઈએ છે જેમનામા 'વસુધૈવ કુટુમ્બકમ્'ની ભાવના ભરેલી હોય, જેમનામા સ્વભાવની સાદાઈની ફુમાશ હોય, જેમનામા આદર્શો સેવવાની ધગશ હોય અને જેમને પોતાના આદર્શો પ્રાણુથી પણુ અધિક પ્યારા લાગતા હોય એમના વિચારો ખરા હોય કે કદાચ ખોટા પણુ હોય પણુ એમના હૃદય તો દયાઘન પરમાત્માના પ્રચાર તાનના સૂર પ્રમાણે નિરતર નાચી રહ્યા હોય છે

ગાંધીજી એવા એક પુરુષ છે એથી વધારે કહેવાની જરૂર છે ખરી ?

## ૪. ભારતસેવક

### રેવરંડ અઝારિયા

આજના જમાનામા હિંદી પ્રજાના જીવનમા ગાંધીજીના જેટલો ભાગ

પડતો ભાગ કોઈએ ભજવ્યો નથી યુરોપમા તો સામાન્ય રીતે હિંદુસ્તાન 'ગાધીના દેશ' તરીકે જ ઓળખાય છે રોમમા પોપના મહેલના પ્રવેશદ્વાર પર ઊભેલા ઇટાલિયન ચોકીદાર સાથે મારે જે વાત થઈ તે મારાથી ભુલાતી નથી મેં મારા નામઠામ લખી આપ્યા એટલે એણે મને પૂછ્યુ "હિંદુસ્તાન?" મેં કહ્યુ "હા" "ગાધી?" એણે સહેજ સ્મિત કરીને આ સવાલ પૂછ્યો, એટલે મારે હા કહેવી પડી ગાધીજીનો દેશ એમ કહેવાનો એનો આશય હતો એ હુ જાણતો હતો નવ વરસ પર ઇટલીમા મને આ અનુભવ ફરીફરીને થયો હતો

બે વરસ પર હુ અમેરિકા ગયેલો ત્યા દક્ષિણના એક સસ્થાનમા ધોરી રસ્તા પર આવેલી હબસીઓ માટેની એક પ્રાથમિક શાળામા હુ અચાનક જઈ ચડ્યો આચાર્યે મને બાળકો આગળ હિંદુસ્તાન વિષે કઈક બોલવાનુ કહ્યુ હુ ક્યાથી આવ્યો વગેરે મારે કહેવુ પણ એ બાળકોને સમજાય એવુ શુ કહેવુ એની મને મૂઝવણ થઈ પડી મારે જે કઈ કહેવાનુ હતુ તે મેં પાચ મિનિટમા તો પૂરુ કરી નાખ્યુ પછી આચાર્યે કહ્યુ કે બાળકોને હિંદુસ્તાન વિષે જે પ્રશ્નો પૂછવા હોય તે પૂછે ઉપલા વર્ગની એક છોકરીએ એકદમ ઊભી થઈને પૂછ્યુ "મિ ગાધીને વિષે અમને કઈક કહો" હિંદુસ્તાનથી આટલે દૂર આવેલી એક નિશાળની વિદ્યાર્થિનીએ આવો સવાલ પૂછ્યો એ જોઈ મારા આશ્ચર્યનો પાર રહ્યો નહીં આખી દુનિયામા ગાધીજીને હિંદુસ્તાનના મોટામા મોટા માણસ, સ્વદેશની સ્વતત્રતાના અડગ ને અણનમ એવા ઉપાસક, અને હિંદુસ્તાનની પ્રતિભા ને ભાવનાની સર્વશ્રેષ્ઠ મૂર્તિરૂપ માનવામા આવે છે, અને એ યોગ્ય જ છે

ગાધીજીએ અહિંસાનુ જે પ્રતિપાદન પોતાના વચન અને આચરણ દ્વારા કર્યું છે તે સાવ મૌલિક છે તે દ્વારા તેમણે બતાવી આપ્યુ છે કે કેવળ સ્વેચ્છાએ વહોરેલા ને ભોગવેલા કષ્ટને જોરે ચલાવેલા સામુદાયિક નૈતિક પ્રતિકાર યાને સત્યાગ્રહ દ્વારા આજે યુદ્ધની હિંસા પર વિજય મેળવવો પણ શક્ય છે દક્ષિણ આફ્રિકામા તેમને આ ક્ષેત્રમા વિજય મળ્યો હતો તેમણે સત્યાગ્રહીઓની 'ચીથરેહાલ ફોજ'ને મોખરે રહી ડ્રેકન્સબર્ગના પહાડ ઓળગ્યા અને સરકારી મનાઈહુકમ તોડી ટ્રાન્સવાલની હદમા પ્રવેશ કર્યો તે પછી જનરલ સ્મટ્સે તેમની સર્વ શરતો સ્વીકારી લીધી જનરલ સ્મટ્સે

કબૂલ કર્યું કે હિંસાના હથિયારો વિના ચનાવેલી આવી નૈતિક લડાઈ સામે ટક્કર ઝીલવી અશક્ય છે

ગાંધીજીએ હિંદુસ્તાનની બીજી એક મોટી સેવા કરી છે તેને સારુ હિંદુસ્તાનને ચાહનાર સહુ સ્ત્રીપુરુષ તેમના સદાના ઋણી રહેશે એ સેવા તે અસ્પૃશ્યતા સામેની તેમની ઝુંબેશ અને હરિજનોની સેવા ભૂતકાળમા અનેકવેળા ધર્મસુધારકોએ નાતજાતના ભેદ પર પ્રહારો કર્યા હતા પણ અસ્પૃશ્યતા પરત્વે હિંદના વિચારશીલ સ્ત્રીપુરુષોના વિચારમા જેવો ધરમૂળનો પલટો ગાંધીજી કરાવી શક્યા છે તેવો બીજા કોઈએ કરાવ્યો ન હતો. હિંદુસ્તાનનો એ વહેતો જખમ હજુ વહે છે ને રુઝાયો નથી એ આપણને શરમાવનારી વાત છે એ કુરિવાજ રૂઢિગત હિંદુ ધર્મનુ અગ ગણાય છે તેને લીધે દૂર થતો નથી પણ હિંદુ સમાજનો અન્તરાત્મા જાગૃત થયો છે નાતજાતના કોમ્પ્લિાના પાયા હાલી ગયા છે, અને એ ગઢ જમીનદોસ્ત થવાને થોડા વખતની જ વાર છે એ કુરિવાજ પર પ્રહાર કરવામા ગાંધીજીએ જે રીતે કામ લીધુ છે તેને વિષે મતભેદ સભવી શકે છે પણ અસ્પૃશ્ય વર્ગના સવાલ પ્રત્યેનુ હિંદુસ્તાનનુ વલણ ગયા વીસ વરસમા — અરે, દસ વરસમા — બદલાયુ છે એ નિ શક વાત છે, અને એ પરિણામ લાવવામા ગાંધીજીનો ફાળો નાનોસૂનો નથી એ પણ કબૂલ કર્યે છૂટકો છે

આપણે આજે એમને અભિનન્દન આપીએ છીએ આપણે ઇચ્છીએ છીએ કે તેઓ હજુ ઘણા વરસ લગી આપણી પ્રિયતમ ભારતભૂમિનુ નેતૃત્વ ભોગવે ને તેની સેવા કરે

## ૫. ગાંધીજી—સેતુ અને શાન્તિસ્થાપક

### અર્નેસ્ટ બાર્કર

ગાંધીજી સાથેના બે પ્રસગો મને યાદ છે પહેલો પ્રસગ ૧૯૩૧ ના નવેમ્બરનો છે તે વેળા તેઓ ગોળમેજી પરિષદ માટે વિલાયત આવ્યા હતા ને તે દરમ્યાન કેમ્બ્રિજ આવ્યા ત્યારે મારે ઘેર ઊતર્યા હતા બીજો પ્રસગ ૧૯૩૭ ના ડિસેમ્બરની આખરની એક મુલાકાતના સવારનો છે તે વખતે ગાંધીજી મુબઈથી ઉત્તરે થોડેક દૂર દરિયાકાંઠે એક બગલામા, ઊંચા તાડવૃક્ષના

મર્મરધ્વનિની નીચે, તબિયત સુધારવા રહ્યા હતા, ત્યાં તેમને મળવા માટે એક હિંદી મિત્ર મને મોટરમાં બેસાડીને લઈ ગયેલા

કેમ્બ્રિજની ગાંધીજીની મુલાકાતનો પ્રસંગ મને આબેહૂબ યાદ છે તેમના ઓરડામાં તેમની અને કુમારી સ્લેડ (મીરાબહેન)ની સાથે પ્રાર્થનામાં હું સામેલ થયો હતો પછી ગાંધીજી અમારી બેઠકની ઓરડીમાં આવ્યા, અને રેંટિયો ચલાવતા ચલાવતા અમારી સાથે વાતો કરી કેટલીક વાતચીત તો સાવ સાદી વસ્તુઓ વિષે હતી મને યાદ છે કે વિલાયતના જીવનમાં ફૂટબોલ કેવું સ્થાન ધરાવે છે એની વાત મેં કરી તે તેમણે રસપૂર્વક સાંભળી હતી પણ અમારી વાતો મુખ્યત્વે તો ગંભીર વિષયોને લગતી હતી એમાંનો એક વિષય તે પ્લેટો હતો મારો એવો ખ્યાલ બંધાયો કે પ્લેટોની પેઠે ગાંધીજી પણ એમ માને છે કે જે લોકો ન્ય કરે છે ને દેશનો કારભાર ચલાવે છે તેમણે સાદાઈમાં રહેવું જોઈએ, સેવાની તક મળી એટલાથી સન્તોષ માનવો જોઈએ, અને મોટા ઇનામ વાની આશા ન રાખવી જોઈએ હું સામે એવી દલીલ કરવા ગયો કે પોતાનો મોભો ને પોતાની પ્રતિષ્ઠા જાળવવા જોઈએ ને તે માટે તેની ાસ અમુક દબદબો ને દેખાવ પણ હોવા જોઈએ પણ મને તે જ
૧ ાગેલું કે હું નીચલી પાયરીએ ઊતરીને વાત કરી રહ્યો છું બીજો એક વિષય ચર્ચાયેલો મને યાદ રહ્યો છે તે હિંદુસ્તાનના રક્ષણનો મેં કહ્યું દેશમાં શાન્તિ તો જાળવવી જ જોઈએ, ચોરડાકુની ટોળીઓ દેશ પર ચડાઈ કરે એવી જે બીક રહે છે તેને પહોંચી વળવું જોઈએ, તેને માટે રક્ષક સૈન્ય પણ જોઈએ, હાલ તુરત એ રક્ષક સૈન્યનું ખરચ ભરપાઈ કરવાની બાંહેધરી દેશે આપવી જોઈએ અને એ ખરચને માટે હિંદી ધારાસભાના મત પર — તેની હા કે ના પર — આધાર ન રાખી શકાય ગાંધીજીએ જવાબમાં એક રૂપક વાપર્યું તેમણે કહ્યું "માનો કે એક ગામડું છે તેના પર જંગલના જાનવરો હુમલા કર્યા કરે છે ગામના જાનમાલની સલામતી માટે કોઈ પરગજુ સત્તા ગામની આસપાસ દિવાલ ચણાવી આપવાનું કહે છે પણ ગામલોકો જુએ છે કે દિવાલના ખરચને સારુ ઘણો જ ભારે કર આપવો પડશે, અને તેને લીધે તેમની જિંદગી એવી કંગાલ થઈ જશે કે પછી જીવવામાં કશો રસ કે સાર નહીં રહે તો શું એ લોકો એમ નહીં કહે કે 'આવી ગરીબાઈ અમારાથી સહી શકાય એમ નથી. એના કરતાં તો લૂંટફાટ ને જોખમ સા।

એ કેવાં હોય એ અમે અનુભવે જાણીએ તો છીએ'૨"

અમે જે બે વિષયોની વાતો કરી તે પરથી ગાધીજીએ શીખવેલા બે બોધપાઠ હુ સમજી શક્યો — એક પાઠ તો પ્રેમનો, પ્રેમપૂર્વક કરેલી સેવાનો, અને બીજો પાઠ અહિંસાનો

ગાંધીજીના ગયા પછી હુ વિચાર કરવા લાગ્યો કે એમનામા કયા ભિન્ન ભિન્ન તત્ત્વોનો સયોગ થયેલો છે સાદી ગરીબાઈ અને જીવમાત્ર પ્રત્યે પ્રેમ તથા મેળ રાખવાના વ્રતવાળા સત ફ્રાન્સિસનો અશ પણ એમનામા છે ઊચી કોટિની દલીલો કરી શકનાર અને સૂક્ષ્મ ને અટપટા વિચારો સમજી શકનાર વિચારક અને ફિલસૂફ સત ટોમસ એક્વીનાસનો અશ પણ એમનામા છે તેઓ વ્યવહારકુશળ પુરુષ છે તેમના વ્યવહારજ્ઞાનને કાયદાના જ્ઞાનનો ટેકો છે પહાડના શિખર પર વસનાર કોઈ માણસ જેમ ખીણની વસ્તીને શાણપણની સલાહ આપી તેને સન્માર્ગે દોરે એના જેવી ગાંધીજીની સ્થિતિ છે

ગાધીજીમા સત ફ્રાન્સિસ અને સત ટોમસ એક્વીનાસની સાથે વ્યવહાર કુશળ અને વકીલી આવડતવાળા પુરુષનો સયોગ થયેલો છે એમ હુ ઉપર કહી ગયો ખરુ જોતાં મારે એમ કહેવુ જોઈતુ હતુ કે ભક્તિ અને જ્ઞાનમાર્ગ વાળી હિંદી ધર્મપ્રણાલિકાનો અને સમાજ તથા રાષ્ટ્રના નાગરિક ને રાજકીય સ્વાતન્ત્યની પશ્ચિમી પ્રણાલિકાનો સયોગ ગાધીજીમા થયેલો છે એ વર્ણન વધારે સાચુ ને બધબેસતુ છે એ તત્ત્વોના સયોગને લીધે ગાધીજી એક મહાન સેતુરૂપ બન્યા છે તેઓ તેમના દેશબન્ધુઓની આગળ રાજકારણને ધર્મરૂપે રજૂ કરી શક્યા છે, અને અગ્રેજ પ્રજાની આગળ પોતાને તથા સ્વદેશની લડતને રાજકીય ચળવળિયા કે રાજકીય ધાધલના કરતા કંઈક ઊચા રૂપમા રજૂ કરી શક્યા છે વળી તેઓ માત્ર પોતાના દેશભાઈઓ અથવા અગ્રેજ પ્રજાની સમક્ષ જ સેતુ અને શાન્તિસ્થાપક રૂપે રજૂ થયા છે એવુ નથી તેમણે પશ્ચિમની સર્વ પ્રજાઓનુ ધ્યાન ખેંચ્યુ છે, અને તેમને હિંદુસ્તાનના પ્રશ્નમા રસ લેતી કરી છે જે પુરુષ ધર્મ અને રાજકારણનો યોગ સાધી શકે, અને છતાં બેમાથી એકેયને ક્ષતિ ન પહોંચવા દે, તે આજના યુગની મહાન અને આકર્ષક વ્યક્તિ બન્યા વિના રહે જ નહીં

આ ઉપરાંત, તેમણે પોતાના દેશની ઘરગથ્થુ ને અતિ આવશ્યક

જરૂરિયાતો જાતે સમજી લઈને બીજાને સમજાવી છે, એ પણ હુ ભૂલી શકતો નથી એમનો રેંટિયો એમની એ સમજનુ પ્રતીક છે હિંદના કોઈ પણ ગામડામા જાઓ, તો એમ દેખાઈ આવે કે ત્યાના લોકોને વધારે સુખી ને સુઘડ જીવન, અને પોતાની શક્તિઓનો આજના કરતા અધિક સદુપયોગ કરવાની તક એ બન્નેની ઘણી જ જરૂર છે ઉદ્યોગ માત્ર મુબઈની કાપડની મિલોમા અને કલકત્તાની શણની મિલોમા જ પુરાઈ ન રહેતા ગામડામા લઈ જવામા આવે, તો ગામડાનો ઉદ્ધાર થાય, અને ગામડાં એ હિંદનો ઘણો જ મોટો ભાગ છે, એટલે ગામડાનો ઉદ્ધાર થવાથી હિંદનો પણ આર્થિક ઉદ્ધાર થાય ગાધીજીએ એ ઉદ્ધારને માટે પરિશ્રમ કર્યો છે એ એમની એક મોટામા મોટી સેવા ગણાશે

ગાધીજીએ તેમના દેશબન્ધુઓને ત્રણ વાતો શીખવી છે, અને જગતને શીખવવામા મદદ કરી છે—પ્રેમપૂર્વક અને પ્રેમને ખાતર કામ કરવુ, હિંસા વિના કામ કરવુ, અને જેમા મનુષ્યની શક્તિઓનો પૂરો ઉપયોગ થાય એવુ સમૃદ્ધ જીવન ગ્યવા માટે માત્ર મગજથી જ નહીં, હાથથી પણ કામ કરવુ

## ૬. ગાંધીજીની જય !

### લૉરેન્સ બિનિયન

હુ હિદુસ્તાન વિષે જે કઈ જાણુ છુ તે તેની કળા મારફતે જ જાણુ છુ તે સિવાય એ દેશ વિષે મને બહુ જ ઓછી માહિતી છે હુ માનુ છુ કે કોઈ પણ દેશમા જાતે જઈને તેના રાજકીય પ્રશ્નોનો અભ્યાસ કર્યા વિના તેની ગૂચો ને આટીઓ વિષે કશો ઉપયોગી અભિપ્રાય બાધવો અશક્ય હોય છે તેથી ગાધીજીની રાજકીય કારકિર્દી વિષે કઈ પણ કહેવાનુ સાહસ મારાથી થઈ શકે એમ નથી એમની રાજનીતિની વીગતો હુ કદાચ સમજી ન શકુ એ સાચુ પણ જે યુગ માનવજાતિને માટે શરમભરેલો હતો એમ ઇતિહાસ નોધશે, તે યુગમા મારો અભિપ્રાય દહાડે દહાડે પાકો થતો જાય છે કે આ હાલી ગયેલી ને દુ ખી દુનિયામા આત્માને લગતી વસ્તુઓ, ને તેમાથી નીપજતી પ્રવૃત્તિઓ, એ જ બીજી કોઈ પણ વસ્તુના કરતા અધિક અગત્યની છે હુ માનુ છુ કે ગાધીજી આ મધ્યવર્તી ને સ્થાયી વસ્તુઓને ખાતર જીવે છે એટલે જ હુ કહુ છુ કે ગાધીજીની જય હો !

## ૭. એક જીવનપથ

### પર્લ બક

ગાંધીજીના જીવતાં જ તેમનું નામ એક વ્યક્તિનું નામ મટી ગયું છે, અને ગાંધી એટલે વર્તમાન દુઃખી જગતમાં એક અનોખા પ્રકારનો જીવનપથ, એવો અર્થ પ્રચલિત થયો છે. જગતમાં ચોમેર નિરંકુશ અને બૂરા પશુબળનું પ્રાબલ્ય જામ્યું છે, એવે વખતે તેમણે એ જીવનપથનો પુનઃપ્રચાર કર્યો છે એને હું સૌથી અગત્યની વસ્તુ ગણું છું. ગાંધીજીએ સ્વેચ્છાએ સ્વીકારેલા આ માર્ગ પર તેઓ અડગપણે ટકી રહ્યા છે. તેને લીધે, જગતમાં વધતા જતા જુલમની સામે મોટામાં મોટા શસ્ત્રથી — એટલે કે અજેય, અડગ નિશ્ચયથી — પ્રતિકાર કરવાની હિમ્મત કરોડો માણસોની પેઠે મારામાં પણ આવી છે, એમ અહીં કહી શકું છું તેથી મને આનંદ થાય છે. હું ગાંધીજીનો આભાર માનું છું, અને મારો સંપૂર્ણ પ્રશંસાનો ભાવ પ્રદર્શિત કરું છું.

## ૮. ગાંધીજી સાથે બે મુલાકાત

### લાયોનલ કર્ટિસ

ગાંધીજી સાથે મારી પહેલી મુલાકાત ૧૯૦૩ માં થઈ હતી. એ પ્રસંગ મારી સ્મૃતિમાં જડાઈ ગયેલો છે. હું તે વખતે એક જુવાન અમલદાર હતો હું જે ખાતામાં કામ કરતો હતો તેના હાથમાં હિંદી ગિરમિટિયાઓનો અટપટો ને અઘરો સવાલ સોંપાયેલો હતો. ત્યારપછી હું ઘણા હિંદી ને ચીની મિત્રો મેળવવાને ભાગ્યશાળી થયો છું. પણ હું માનું છું કે મને મળનાર પૂર્વના પ્રથમ સજ્જન તે ગાંધીજી હતા. તેમણે યુરોપિયન પોશાક પહેરેલો હતો. માથે માત્ર હિંદી ઘાટની પાઘડી હતી તેઓ બહુ જ કુશળ અને સમર્થ જુવાન વકીલ છે એવી છાપ તે વેળા તેમણે મારા પર પાડેલી. તેમના દેશબન્ધુઓના ચારિત્રમાં જે સારા અંશો હતા તેને વિષે — તેમનો ઉદ્યમ, તેમની કરકસર, ધીરજ વગેરે વિષે — મારી ખાતરી કરી આપવાના પ્રયત્નથી તેમણે વાતચીતની શરૂઆત કરી. મને યાદ છે કે એમની વાત સાંભળી લીધા પછી મેં કહ્યું: "મિ. ગાંધી, હું તો પહેલેથી માનું છું કે તમે કહો છો એ બધી વાત સાચી

છે, એટલે મારો મત બદલાવવાપણું તો રહેતું જ નથી. આ દેશના ગોરા લોકો હિંદીઓના દુર્ગુણોથી નથી ડરતા, તેમના સદ્ગુણોથી ડરે છે." ગાંધીજી સાથે મારે પાછળથી ઘણીવાર કામ પડ્યું. એ પ્રસંગોમાં મારા પર વધારેમાં વધારે છાપ પડી એમના દૃઢ નિશ્ચયની. ત્યારથી હું માનતો થયો છું કે જગતમાં દૃઢ નિશ્ચયથી ચડી જાય એવા ગુણો બહુ ઓછા હશે.

વરસો પછી, ૧૯૧૬ ની નાતાલમાં, હું ગાંધીજીને ફરી મળ્યો લખનઉ મહાસભાની છાવણીમાં. ટ્રાન્સવાલમાં મેં જોહાનિસબર્ગના જે જુવાન ને ચાલાક વકીલને જોયેલા તેના કરતાં સાવ જુદું જ એમનું રૂપ મેં અહીં જોયું. એ બે વચ્ચેનો ભેદ હું કદી ભૂલવાનો નથી. લખનઉમાં તેમણે ગરીબ હિંદીના જેવો પોશાક પહેર્યો હતો. એમની મુખમુદ્રા પર ઉમરની સાથે તપસ્યાનાં પણ ચિહ્ન હતાં. સવારનો વખત હતો. ટાઢ સખત હતી. સગડી પર હાથ તપાવતાં તપાવતાં તેઓ બોલતા હતા. સગડી પાસે બેસીને અમે વાતો કરી. વર્ણવ્યવસ્થાનું રહસ્ય હિંદી માનસને કેવું સમજાય છે તે મને સમજાવવાનો તેમનો પ્રયત્ન હતો.

મારી પેઢીના બહુ ઓછા માણસોએ ગાંધીજીના જેટલા અનુયાયીઓ મેળવ્યા હશે, ઘટનાઓનો પ્રવાહ એમના જેટલો બદલાવ્યો હશે, અને અનેક ખંડોની વિચારસરણિ પર એમના જેટલી અસર પાડી હશે. ૧૯૦૩ માં હું જે ચબરાક જુવાન વકીલને મળેલો તેનામાં આટલું બધું આત્મબળ છુપાયેલું પડ્યું હશે એવું અનુમાન હું તે વેળા કરી શક્યો નહોતો, એ મારે નમ્રતાપૂર્વક કબૂલ કરવું જોઈએ.

## ૯. ગાંધીજી અને રાષ્ટ્રીય મહાસભા

### બાબુ ભગવાનદાસ

ઈસવી સનની વીસમી સદીના પહેલા ચાર દાયકાઓનો, વાવંટોળ ને વાવાઝોડાંથી ભરેલો, ઇતિહાસ વીસેક નામોની આસપાસ લખાયેલો છે. એ નામો ધારણ કરનાર પુરુષોમાંથી અડધાથીયે ઓછા આજે જીવે છે. મહાત્મા ગાંધી માત્ર એમાંના એક નથી; એ બધામાં પણ અદ્વિતીય છે. કેમકે તેઓ રાજકારણ અને અર્થશાસ્ત્રમાં અહિંસક આધ્યાત્મિકતાના એકમાત્ર પુરસ્કર્તા

છે હિંદના ઇતિહાસમા બુદ્ધ પછી એમના કરતા મોટી કે એમના જેવડી પણ નૈતિક શક્તિ બીજી કોઈ નીપજી નથી ભવિષ્યમા કદાચ ગાધીજીની હારમા મૂકી શકાય એવા નામ ઇતિહાસકાર આપી શકે, પણ આજે તો ગાધીજીનુ વ્યક્તિત્વ અદ્વિતીય છે, તેનો જોટો જગતમા મળે એમ નથી

એટલે સ્વાભાવિકપણે મારા મનમા એમને વિષે અત્યત ઊંડી પ્રશસાનો ભાવ છે પ્રાચીન ભારતવર્ષમા, તેમજ મધ્યયુગીન ખ્રિસ્તી ધર્મમા તથા પાછળના ઇસ્લામ ધર્મમા, જે સાત્ત્વિક તપની પ્રણાલિકા છે તેના જેવુ તપ એમણે કર્યું છે તેને માટે મને અતિશય પૂજ્યભાવ છે, કેમકે એ તપ વડે પ્રાપ્ત કરેલુ આત્મબળ, એકાગ્રપણે ભારતવર્ષની ઉન્નતિમા વપરાવાને લીધે, ઉદાત્ત, બુદ્ધિયુક્ત અને પવિત્ર બની ગયુ છે

એટલે મહાત્મા ગાધીના અદ્‌ભુત રાજકીય નેતૃત્વનો હુ ભારે પ્રશસક છુ તેમની તપોમય પવિત્રતા અને 'સર્વભૂતહિત'ની તેમની ભાવનાને વિષે મારા મનમા ઊંડો આદર છે એમના અજબ આત્મનિગ્રહ વિષે મારા મનમા આદર અને પ્રશસા બન્નેનો ભાવ છે એમના અચૂક ગૌરવ અને સૌજન્ય આત્માની સ્વસ્થતા, પોતાના અતરનાદ અનુસાર ભારતવર્ષની સેવાને કાજે મન અને શરીરની અવિશ્રાન્ત પ્રવૃત્તિ — એ ગુણોને લીધે એમના મોટામા મોટા વિરોધીઓ એમના પ્રશસક બન્યા છે, અને ઘણીવાર એમની ઇચ્છા અનુસાર વર્તવાને તૈયાર થયા છે

મારી આવી લાગણી હોવાથી, મને લાગે છે કે મારે આ પ્રસગે માત્ર થોડાક સ્તુતિસુમનો ધરીને સતોષ ન માનવો જોઈએ એવી પુષ્પવૃષ્ટિથી ગાધીજી અત્યાર લગીમા કદાચ કટાળી ગયા હશે તેથી હુ તેમના મહાકાર્યને અગે કેટલાક ટીકાના વચનો લખવા ઇચ્છુ છુ એ ટીકા અને તે ઉપરાત કેટલીક સૂચનાઓ મેં ગાધીજી અને હિંદી પ્રજાની સમક્ષ ગયા પદરેક વરસ દરમ્યાન અનેકવાર રજૂ કરી છે

૧૯૩૯ ના માર્ચ માસમા ગાધીજીએ નવી દિલ્હીમા એક અમેરિકન અખબારનવીસને મુલાકાત આપેલી તેમા તેમને એક સવાલ એ પૂછવામા આવેલો કે " હિંદુસ્તાન આપને ગમે એવી રીતે પ્રગતિ કરી રહ્યુ છે ?' ગાધીજી વિચારમા પડી ગયા, અને તેમણે કહ્યુ "હા, કરી રહ્યુ છે ?

કેટલીકવાર ડરી જાઉં છુ, પણ મૂળમા પ્રગતિ થઈ રહી છે, અને એ પ્રગતિ સગીન છે મોગમા મોગી મુસીબત હિંદુ–મુસ્લિમ કુસપની છે એ એક ભારે અન્તરાયરૂપ છે એ બાબતમા જોઈ શકાય એવી પ્રગતિ છે એમ હુ કહી શકતો નથી પણ એ મુસીબતનો ઉકેલ આપોઆપ આવ્યે છૂટકો છે જનસમૂહનુ દિલ સાબૂત છે, કેમકે તે નિસ્વાર્થ છે બન્ને કોમની રાજકીય હાડમારીઓ એક જ પ્રકારની છે, આર્થિક મુસીબતોનુ પણ એવુ જ છે

એ કોમની હાડમારીઓ એક જ પ્રકારની છે એ વાત સાવ સાચી છે તો પછી ગાધીજી એ વાત બન્ને કોમને કેમ સમજાવી શક્યા નથી ને તેમનુ ઐક્ય કેમ સાધી શક્યા નથી? આ મુસીબતનો ઉકેલ આપોઆપ શાન્તિથી આવે એ સભવિત નથી અમને કેટલાકને લાગે છે કે સર્વ ધર્મોના સમાન આવશ્યક તત્ત્વોનો, અને સાચી સમાજવ્યવસ્થાના મૂળભૂત સિદ્ધાન્તોનો, પ્રયત્નપૂર્વક પ્રચાર કરવામા આવે તો જ કોમી સવાલનો નિવડો આવી શકે

મહાસભાની રાજકીય ને આર્થિક લડતમા શારીરિક અહિંસા મોટે ભાગે જળવાઈ છે ખરી, પણ માનસિક અહિંસાને વિષે એમ ન કહી શકાય મહાસભામા જાતજાતના દગાફટકા ચાલે છે મહાસભાના તત્રમા હોદ્દાઓની ચૂટણીઓ વખતે મતપત્રોની પેટીઓ લૂટાઈ છે, બગાઈ છે ને ઊપડી ગઈ છે કેટલીક જગાએ લાઠી ચાલી છે ને મારામારી થઈ છે એકબે જગાએ એકાદ માણસનો જીવ પણ ગયો છે માત્ર એ ચિત્રની ઊજળી બાજુ એ છે કે દેશનો મોટો વિસ્તાર અને મતદારોની હજારોની સખ્યા જોતા અને આ 'પ્રથમ પ્રયોગો' હતા એ હકીકતનો વિચાર કરતા, આવા દુખદ બનાવો આથી વધારે બનવા પામ્યા નથી

જનસમૂહનુ માનસ જાગૃત કરવાને જે સુદર પ્રયાસો થયા તે એકદરે, અને તે સમયના સજોગો જોતા, બની શકે એટલા ઉત્તમ હતા એ તો એ જાગૃતિ લાવવામા મળેલી અજબ સફળતા પરથી દેખાઈ આવે છે પણ મહાત્મા ગાધીના એ પ્રયાસો થવા જોઈતા હતા તેટલા સફળ કેમ ન થયા? એટલે આગેવાનીમા કઈક ગભીર ભૂલ હોવી જોઈએ અહીં હુ ફરીવાર કહી લઉં કે અહિંસાત્મક અસહકાર કે સવિનય ભગ, કે તેને બીજુ જે નામ આપો તે, હિંદુસ્તાનના વર્તમાન સજોગોમા સારામા સારી રીત છે એ વિષે

લવલેશ શંકા નથી એ રીત વડે ગાધીજી હિંદી પ્રજાને સકલ્પબળ, અને તે ઉપરાંત એક જબરદસ્ત હથિયાર, આપી શક્યા છે એ રીત પ્રજાની પ્રાચીન ભાવના અને પ્રણાલિકાને અનુરૂપ છે ધારણા, પ્રાયોપવેશન, ઉપવાસ, આજ્ઞાભગ, દેશત્યાગ, રાજત્યાગ, રાજાની નિગર્હણા ( राजा तत्र विगर्हते ) વગેરેનો— સત્તાના દુરુપયોગનો સામનો કરવાના કેટલાક અહિંસક ઉપાયોનો — ઉલ્લેખ પ્રાચીન ગ્રન્થોમા કરેલો છે જોકે એમા તો, શાન્તિમય ઉપાયો નિષ્ફળ ગયા પછી, ખાસ સજોગોમા, શસ્ત્રયુદ્ધ કરવાની પરવાનગી જ નહીં, આજ્ઞા પણ, આપેલી છે

આ બધા શુભ પ્રયાસોનુ ધાર્યું પરિણામ ન આવ્યુ તેનુ કારણ બીજા કશાકની ખામી હોવુ જોઈએ એકાદ આવશ્યક દ્રવ્યના અભાવને લીધે એ ઉપચારથી રોગ હજુ સુધી દૂર નથી થઈ શક્યો, એટલુ જ નહીં પણ તેમા રાહત પણ નથી મળી મહાત્મા ગાધી અને કાર્યવાહક સમિતિએ એવી કોઈ યોજનાની રૂપરેખા આકી નહીં, જેને અનુસરીને મહાસભાના પ્રધાનમડળો બધા મળીને લોકકલ્યાણને સારુ કાયદા ઘડે ભવિષ્યમા લોકસભા ( કન્સ્ટી ટ્યૂઅટ ઍસેમ્બ્લી ) રચાશે ત્યારે તે આની યોજના ઘડી આપશે એવી ગણતરી તેમણે રાખી મહાસભાના પ્રધાનમડળો ઘણી સખત મહેનત કરે છે દારૂની બધી કરવાના, અક્ષરજ્ઞાનનો પ્રચાર કરવાના, ખેડૂતોનુ દેવુ ઓછુ કરવાના, સ્થાનિક ઉદ્યોગોને ઉત્તેજન આપવાના, સફાઈ સુધારવાના, ચેપી રોગો સામે લડવાના મહાપ્રયત્નો તેઓ કરી રહ્યા છે તેમને જોઈએ એવી સફળતા નથી મળતી તેનુ એક કારણ એ પણ છે કે 'સ્વરાજ' શબ્દનો અર્થ પ્રજાને પૂરતો સમજાવવામા આવ્યો નથી

'સ્વરાજ' શબ્દનો અર્થ શો એ પ્રજાને સમજાવવાનો પ્રયત્ન મહાત્મા ગાધીએ કે મહાસભાના બીજા કોઈ પ્રસિદ્ધ નેતાએ કદી કર્યો નથી ૧૯૩૬ કે ૧૯૩૭ સુધી, જ્યારે જ્યારે પ્રસગ આવે ત્યારે, મહાત્મા ગાધી કહેતા કે એમને મન સ્વરાજનો અર્થ વસાહતી સ્વરાજ ( ડુમિનિયન સ્ટેટસ ) છે ઉપર જે તાજેતરની મુલાકાતનો ઉલ્લેખ કર્યો છે તેમા તેમણે કહેલુ "એ બાબતમા હુ કયા ઊભેલો છુ એ હુ ચોક્કસ કહી શકતો નથી " કેવળ રાજ્યતન્ત્રના પ્રકાર કરતા વધારે અગત્યની વસ્તુ તે સામાજિક વ્યવસ્થા છે હિંદુસ્તાનને કેવા પ્રકારની સામાજિક વ્યવસ્થા જોઈએ તે વિષે મહાત્મા ગાધીએ એમનો મત

પ્રગટ કર્યો નથી. "હું ભવિષ્યમાં બનનારી ઘટનાઓ અગાઉથી જોઈ શકતો નથી," "હું મારી આસપાસ અંધકાર જોઉં છું," "મારામાં જે આત્મ-વિશ્વાસ પહેલાં હતો તે હવે રહ્યો નથી," "મારી પાસે સ્વરાજની યોજના તૈયાર હોય તો હું તરત જ પ્રજાને બતાવી દઉં," "પ્રજાએ ચૂંટેલી ભાવિ લોકસભા (કન્સ્ટીટ્યૂઅંટ એસેમ્બ્લી) એ એનો નિર્ણય કરવો રહ્યો," વગેરે ઉદ્દગારો તેમણે ફરીફરીને, સ્પષ્ટપણે કાઢેલા છે. એવું હોય તો, હિંદુસ્તાનને સ્વરાજ મળવું જોઈ એ કે નહીં એનો નિર્ણય પણ ભાવિ લોકસભાને કરવા દોને! ગાંધીજીના આ વિષયને લગતા વિચારો તેમના 'હિંદ સ્વરાજ' માં પૂરેપૂરા આપેલા છે. એ બધાનો સાર એ છે કે જેટલી જેટલી વસ્તુઓ આધુનિક સુધારાની ખાસિયતરૂપ છે કે તેની સાથે સંબંધ ધરાવે છે તે બધી — યન્ત્રો, રેલવે, આગબોટ, વિમાન, વીજળીની બત્તી, મોટર, ટપાલ, તાર, છાપખાનાં, ઘડિયાળ, ઇસ્પિતાલો, શિક્ષણની પદ્ધતિ અને સંસ્થાઓ, વૈદકની પદ્ધતિઓ — ખૂરી છે; તેને માત્ર સુધારીને વ્યવસ્થિત બનાવ્યે નહીં ચાલે; તેનો સદંતર ત્યાગ જ કરવો જોઈએ. વળી એ લખાણ પરથી એવો પણ ખ્યાલ બંધાય છે કે પ્રાચીન ભારતીય સસ્કૃતિના પણ ઘણા અંશો — મોટાં ને વિશાળ મન્દિરો, સુંદર કોતરેલા પથ્થરના ઘાટ અને મહેલો, લલિત કલાઓ, શાલ અને કિનખાબ, વિવિધ પ્રકારનાં વિદ્યા અને સાહિત્ય, જીવનને 'ભવ્ય' બનાવનાર સર્વ ચીજો — યોગ્ય હસ્તક્ષેપ કરીને ફેંકી દેવા જોઈએ; અને અતિપ્રાચીન કાળના કૃષિજીવનનો પુનરુદ્ધાર કરવો જોઈએ, કેમકે ઈશ્વરે અને કુદરતે માનવજાતિને માટે એ જ સ્થિતિ નિર્મેલી હતી. પણ ખરું જોઈએ તો સંસ્કૃતિ અને તેની કલાઓ ને વિદ્યાઓ પણ કુદરતની જ કૃતિઓ છે. સ્વરાજ એટલે રામરાજ એમ મહાત્મા ગાંધીએ ઘણીવાર કહ્યું છે; તેમાં પણ ચોકસ વ્યાખ્યા આપી નથી. પણ રામરાજનો જે ચિતાર વાલ્મીકિએ આપ્યો છે તે ખરો માનીએ, તો એ રાજ એકલી ખેની પર જ ચાલતું નહોતું. તે મોટે ભાગે ખેતીપ્રધાન હતું ખરું; પણ તેમાં એકલાં ગામડાં જ નહોતાં; મોટાં શહેર પણ હતાં. રાવણની સોનેરી નગરી લંકામાં યન્ત્રોનો વાપર ઘણો થતો. તેનું જે વર્ણન વાલ્મીકિએ આપ્યું છે લગભગ તેના જેટલું જ ભભકભર્યું, માત્ર સહેજ વધારે શાન્તરસવાળું, વર્ણન તેમણે રામની અયોધ્યાનું આપેલું છે.

હિંદુસ્તાનની અત્યારની આન્તરિક કલહોવાળી સ્થિતિમાં ઘણા સુશિક્ષિત

જુવાનોની નજર રશિયા અને તેના સામ્યવાદ કે સમાજવાદ કે એનાર્કીઝમ પર ચોંટી છે, જોકે આ અવારનવાર ચાલતી ખુનામરકીથી તેઓ ડરે છે પણ ખરા બીજી બાજુ મહાસભાની અંદરના તેમજ બહારના જૂની પેઢીના માણસો ગુલામી માનસની ઝાટકણી કાઢે છે છતા, બ્રિટન યા તેની વસાહતો, અને અમેરિકા ને કદાચ ફ્રાન્સ ની ઢબના લોકશાસન તરફ મીટ માંડી રહ્યા છે નાઝીવાદ — ફાસીવાદની ખુલ્લંખુલ્લા તરફેણમા હિંદનુ કોઈ માણસ હોય એમ દેખાતુ નથી અમને કેટલાકને તો લાગે છે કે આ વાદો જો તેમની અતિશયતા છોડી દે, અને થોડોક સાચો આધ્યાત્મિક ધર્મ તથા માનસશાસ્ત્રના થોડાક સિદ્ધાન્તો ગ્રહણ કરે, તો તેઓ એકબીજાની સાથે હાથ હલાવવા લાગે એટલુ જ નહીં પણ એકબીજાને ભેટી પણ પડે આ બધા વાદોએ ઘણા પરાક્રમો કર્યાં છે એ ખરુ તેમના ઉધારપાસામા મોટા મોટા ગુના પડેલા છે એ પણ ખરુ તેમનો એકાગી વિચાર કરનાર મતાગ્રહીઓ જ તેમને એકબીજાની સામે ઘુરકાવે છે, અને તેમની પ્રજાઓની શક્તિ શાન્તિને માટે સગઠન કરવાને બદલે યુદ્ધનુ સગઠન કરવામા વપરાવે છે

પશ્ચિમની સસ્કૃતિની દુર્દશાના દહાડા આવ્યા છે તેણે નબળી પ્રજાઓની સામે જે મહાપાપ કર્યાં છે તેના ફળ હવે તેને પોતાને ભોગવવા વારો આવ્યો છે તેનુ નસીબ સતરને તાતણે લટકી રહ્યુ છે એ જોઈને આપણા 'લોકશાસનવાદી' ને 'સમાજવાદી' નેતાઓની પશ્ચિમના વિવિધ 'વાદો' પરની ભોળી શ્રદ્ધા સાવ દૂર ન થાય તોયે ઓછી તો થવી જ જોઈએ એ 'વાદો'ને ખુદ એ પશ્ચિમના જ અગ્રેસર વૈજ્ઞાનિકો ને વિચારકો સખત રીતે વખોડી રહ્યા છે પશ્ચિમની આ અવદશા જોઈને આપણા દેશના પ્રાચીન અને કાળે કસી જોયેલા સમાજવ્યવસ્થાના સિદ્ધાન્તો તરફ ગભીરપણે ધ્યાન અપાવુ જોઈએ ને તેને વિષે વિચાર થવો જોઈએ કેટલાક પૂછે છે એ સિદ્ધાન્તો જો આગલા બધા સારા હતા, તો હિંદુસ્તાનની અધોગતિ કેમ થવા પામી? એનો ઉત્તર આ છે એ સિદ્ધાન્તોના હવાલદારોનુ ચારિત્ર અધોગતિ પામ્યુ, તેમની ભાવના બદલાઈ, મગજ અવળુ ચાલ્યુ, સાચા સિદ્ધાન્તોનુ અનુશીલન થયુ નહીં, તેના પ્રત્યે દુર્લક્ષ થયુ એટલુ જ નહીં પણ તેની જગાએ ખૂ ! સિદ્ધાન્તોને સ્થાપવામા આવ્યા હિંદુ ધર્મમા 'ધર્મ'ના રક્ષકો તપ અને જ્ઞાન અને ગુમાની બેઠા હૃદય અને મગજનો સયોગ સાપૂત ને અડગ ન હોય તે

એટલે કે પરગજુ, તપસ્વી ને તત્ત્વદર્શી પુરુષોનો એક વર્ગ ન હોય તો, કોઈ પણ રાષ્ટ્ર, કોઈ પણ પ્રજા, કોઈ પણ સસ્કૃતિ ફૂલીફાલી ન શકે જે રાષ્ટ્ર, જે પ્રજા હૃદય અને મગજનો આવો સયોગ સાધી ને ટકાવી ન શકે તે અધોગતિ પામીને અકાળ મૃત્યુથી, કે હિસક 'અકસ્માત'થી મરી જવાના અથવા ગુનામ બની પારકાની દયા પર જીવવાના આ છેલ્લી દશા હિંદુસ્તાનની થઈ છે પણ હજુ તેનામા ઘણી જીવનશક્તિ બાકી છે, અને જો મહાત્મા ગાધીના તપમા આવશ્યક વિદ્યાનો ઉમેરો કરવામા આવે તો તેને નવુ આનરણ પ્રાપ્ત થવાનો પૂરેપૂરો સભવ છે

મહાત્મા ગાધી, જેઓ આજે આપણુ મોટામા મોટુ નીતિબળ છે આપણુ મોટામા મોટુ તપોબળ છે, તેમણે એ બળમા માત્ર આપણી પ્રાચીન વિદ્યા સમાજવ્યવસ્થાને વિષે જે શિક્ષણ આપે છે તેનુ બુદ્ધિબળ ઉમેરવુ રહ્યુ છે તો તેઓ હિંદુસ્તાનને ઉગારી શકશે અને તેને પશ્ચિમનુ ઝાખુ ને વિકૃત પ્રતિબિંબ બનાવવાને બદલે પશ્ચિમને નકલ કરવા યોગ્ય જ્વલત ઉદાહરણરૂપ બનાવી શકશે

## ૧૦. ગાંધીજીનું રાજકારણ

### આલબર્ટ આઇન્સ્ટાઇન

ગાધીજીનુ સ્થાન જગતના રાજકીય ઇતિહાસમા અનોખુ છે પીડિત પ્રજાની સ્વાતત્ર્યની લડતને માટે તેમણે સાવ નવી ને મનુષ્યને છાજે એવી રીત શોધી કાઢી છે, અને ભારેમા ભારે સ્ફૂર્તિ ને એકનિષ્ઠાપૂર્વક તેને અમલમા પણ ઉતારી છે તેમણે સુધરેલી દુનિયાના વિચારશીલ લોકો પર જે નૈતિક અસર પાડી છે તે આપણા, પશુબળના પ્રાબલ્યવાળા, યુગમા સભવિત દેખાય એના કરતા વધારે લાબો કાળ ટકી રહેશે કેમકે રાજકાજમા પડેલા મુત્સદ્દીઓ જેટલે અશે પોતાના અગત ઉદાહરણથી અને લોકો પર પ્રભાવ પાડીને પોતાની પ્રજાના નીતિબળને જાગૃત અને સગઠિત કરે તેટલે અશે જ એ મુત્સદ્દીઓનુ કાર્ય ચિરસ્થાયી રહી શકે

આના તેજસ્વી—ભવિષ્યની પેઢીઓને દીવાદાંડીરૂપ થઈ પડે એવા—પુરુષ વિધાતાએ આપણા જમાનાને આપ્યા છે એ આપણુ સદ્ભાગ્ય છે, અને તેને માટે આપણે કૃતજ્ઞ રહેવુ ઘટે છે

## ૧૧. સમાજવિદ્યાના વૈજ્ઞાનિક અને શોધક

### રીચર્ડ ગ્રેગ

યન્ત્રો વિષેના ગાધીજીના વિચારો સબન્ધી ઘણી ગેરસમજ ફેલાયેલી છે તેને લીધે પશ્ચિમમા લગભગ એમ મનાય છે કે ગાધીજીનુ માનસ વૈજ્ઞાનિકના માનસથી સાવ ઊલટુ છે પણ આમ માનવુ એ ભૂલ છે

ગાંધીજી સમાજવિદ્યાના વૈજ્ઞાનિક છે, કેમકે તેઓ નિરીક્ષણ, સ્વયસ્ફૂર્તિ, બૌદ્ધિક પ્રક્રિયા વડે ઉપજાવેલી કલ્પનાઓ, અને પ્રયોગાત્મક પરીક્ષા, એ ચતુર્વિધ વૈજ્ઞાનિક પદ્ધતિ વડે સામાજિક સત્યને શોધે છે ને અનુસરે છે તેમણે એકવાર મને કહેલુ કે ' હુ પશ્ચિમના વૈજ્ઞાનિકોને પૂરેપૂરા પાવરધા નથી માનતો, કેમકે તેમાના ઘણા પોતાની કલ્પનાઓનો પોતાના પર પ્રયોગ કરવાને રાજી નથી હોતા ' ગાધીજી તો પોતાની કોઈ પણ નવી કલ્પનાને પહેલા પોતાની જાત પર અજમાવી જુએ છે, ને પછી જ બીજા કોઇને તે અજમાવવાનુ કહે છે એ કલ્પના આહાર, સફાઈ, રેંટિયો, સમાજસુધારો કે સત્યાગ્રહ એમાથી ગમે તે વિષયને લગતી હોય, તોપણ તેમની કામ લેવાની રીત તો એ જ છે તેમણે પોતાની આત્મકથાને નામ આપ્યુ છે ' સત્યના પ્રયોગો '

તેઓ કેવળ વૈજ્ઞાનિક નથી, સામાજિક સત્યના ક્ષેત્રમા મહાન વૈજ્ઞાનિક છે તેઓ જે સવાલોની પસદગી કરે છે, તેના ઉકેલ માટે જે રીતો અજમાવે છે, તેના સશોધનમા જે ખત, ઉદ્યમ અને એકાગ્રતા રાખે છે, અને માનવ હૃદયનુ જે ઊંડુ જ્ઞાન ધરાવે છે તે બધાને લીધે તેઓ મહાન છે પ્રજાના સસ્કાર, વિચાર અને ભાવના, તથા તેમની આર્થિક ને યાન્ત્રિક સાધનસામગ્રી એ સહુ વસ્તુઓ ધ્યાનમા લઈ તેની સાથે બધ બેસે એવુ રૂપ તેઓ પોતાની કાર્યપદ્ધતિને આપે છે, એ સામાજિક શોધક તરીકેની તેમની મહત્તા બતાવે છે કઈ વસ્તુઓ તજવાનો ને કઈ સાચવી રાખવાનો પ્રયત્ન કરવો એની પસદગીમા તેઓ જે વિવેક રાખે છે તે પરથી પણ તેમની મહત્તા દેખાઈ આવે છે વળી તેઓ જે વેગથી પોતાના સુધારાઓને અમલમા મૂકે છે ને આગળ ધપાવે છે તે પણ તેમની મહત્તાની નિશાની છે તેઓ જાણે છે કે કોઈ પણ સમાજમા અમુક કાળે અમુક વેગથી જ પરિવર્તન થતુ શક્ય છે

તેઓ જાણે છે કે કેટલાક ફેરફારો જે લાંબા વખતથી ગર્ભાવસ્થામાં હોય છે તે એકાએક જન્મ પામે છે, જ્યારે બીજા ફેરફારોની બાબતમાં પૂરેપૂરો ફેરફાર થતાં, જૂની પેઢીઉતાર ટેવો ને મનોવૃત્તિઓ ખરી પડતાં, અને નવી ટેવો ને મનોવૃત્તિઓ પૂરેપૂરી કેળવાઈ રહેતાં ત્રણ પેઢી જેટલો વખત પણ કદાચ લાગી જાય સામાજિક શોધની બાબતમાં તેમની મહત્તાનું બીજું એક ચિહ્ન એ છે કે તેઓ જ્યારે જ્યારે કંઈક સમાજસુધારો સૂચવે છે ત્યારે તેને પાર પાડવા માટે કાર્યસાધક સંસ્થા પણ ઊભી કરે છે સંગઠન અને કારભાર બંનેની બધી વીગતોનું અસાધારણ જ્ઞાન તેઓ ધરાવે છે અનેક ક્ષેત્રોમાં તેમનાં કાર્યના પરિણામે અત્યાર લગીમાં તેમની અસાધારણ મહત્તા સિદ્ધ કરી છે, અને હું માનું છું કે જે ક્ષેત્રોમાં તેમનું કામ હજુ હમણાં જ શરૂ થયું છે તેમાં ઇતિહાસ તેમની મહત્તા સિદ્ધ કરી બતાવશે

જે વિશાળ અને વિષમ સામાજિક પ્રશ્નોને વિષે તેમણે ખાસ કામ કર્યું છે તે પ્રશ્નો આ પ્રમાણે છે (૧) ગરીબાઈ, (૨) બેકારી, (૩) વ્યક્તિઓ, સમૂહો તથા રાષ્ટ્રો વચ્ચેની હિંસા, (૪) સામાજિક સમૂહો વચ્ચેના કુસંપ અને ઘર્ષણ, (૫) કેળવણી, (૬) એ બધાથી સહેજ ઓછે અંશે, સફાઈ અને પ્રજાકીય આરોગ્ય, આહાર અને ખેતી એ સર્વમાં સુધારા આ પ્રશ્નો મોટા છે એ સહુ કબૂલ કરશે હું એની ચર્ચા ઊલટા ક્રમમાં કરવા ઇચ્છું છું

સફાઈ અને પ્રજાકીય આરોગ્યના ક્ષેત્રમાં ગાંધીજી સમજે છે કે જ્યાં સુધી પ્રજાની ગરીબાઈ ઓછી થાય નહીં ત્યાં સુધી સફાઈ અને આરોગ્યને લગતા ઘણા પ્રશ્નોનો નિવેડો આવી શકે એમ નથી છતાં તેમણે પોતાના આશ્રમોમાં સફાઈની એવી ઘણી સાદી રીતો અજમાવી ને દાખલ કરી છે જે દેશના મોટા ભાગની ખેડૂત વસ્તીથી અમલમાં મૂકી શકાય એવી છે તેમણે ઘણા કાર્યકર્તાઓને એ રીતોનું શિક્ષણ આપીને તૈયાર કર્યા છે, અને એ રીતો ધીરેધીરે અનેક જગાએ દાખલ થઈ રહી છે

એકબીજાથી વિખૂટા પડેલા સામાજિક સમૂહોને તેમના વેરઝેર દૂર કરી મેળ કરવા સમજાવવાની બાબતમાં ગાંધીજીએ ઘણી પ્રગતિ સાધી છે અસ્પૃશ્યતાનિવારણ અને હરિજનોની ઉન્નતિ એ એનું ખાસ ઉદાહરણ છે સામાજિક ઐક્યની ઐચ્છિક અને તેથી સાચી (આંતરિક તેમજ બાહ્ય)

હિલચાલ જેટલી મોટી આ વિષયમા થઈ છે તેટલી મોટી હિલચાલ બીજા કોઈ દેશમા થયેલી મારી જાણમા નથી હિંદુ-મુસ્લીમ ઘર્ષણ મોટે ભાગે બહારના રાજકીય સજોગોને આભારી છે, ને એ સજોગો પર ગાધીજી કે બીજા કોઈ હિંદી અકુશ ધરાવી શકે એમ નથી છતા હિંદુસ્તાન જ્યારે આઝાદી મેળવશે ત્યારે એ સવાલનો નિવેડો આવશે, અને એ નિવેડામા ગાધીજીની કાર્યપદ્ધતિ ઘણી કામ આવશે

પ્રજાના પ્રાથમિક શિક્ષણના ક્ષેત્રમા ગાંધીજીએ થોડા વખત પર એક નવી યોજના શરૂ કરી છે એ યોજના અનુસાર વિદ્યાર્થીઓને સર્વ શિક્ષણ કોઈ ને કોઈ હાથઉદ્યોગ વાટે આપવામા આવશે, જેટલુ જ્ઞાન આપવા યોગ્ય હશે તે બધાનુ સીધી યા આડકતરી રીતે અનુસધાન અમુક અમુક હાથઉદ્યોગની ક્રિયાઓ સાથે કરવામા આવશે આપણુ સહુને માથે આર્થિક આફતો આવી પડવાનો ભય ઝઝૂમી રહ્યો છે, એવી સ્થિતિમા આ યોજના સારી કામ આવશે એવી આશા રહે છે એથી વિદ્યાર્થીઓ ભણતા ભણતા જ કમાણી કરશે, અને એ રીતે ઓછામા ઓછી સરકારી મદદથી શિક્ષણ મોટા જનસમુદાયને માટે સુલભ બની જશે તે ઉપરાત શિક્ષણમાથી ઘણી નકામી વરણાગી નીકળી જશે, અને શિક્ષણ જીવનમા ઉપયોગી નીવડે એવુ બનશે. વળી, મનુષ્યના આખા વિકાસ દરમ્યાન મન હાથ અને આખ પર આધાર રાખવુ આવ્યુ છે, એ હકીકતની સાથે પણ શિક્ષણની આ નવી યોજનાનો મેળ બેસે છે

હિંસાનો પ્રશ્ન અને તેનો ઉકેલ આણવાની ગાધીજીની રીત એની ચર્ચા મેં 'અહિંસાનો પ્રભાવ' ( The Power of Non-violence ) નામના મારા પુસ્તકમા કરી છે, તેથી એની વધારે ચર્ચા અહીં નથી કરતો એમની કાર્યપદ્ધતિએ હિંદુસ્તાનને હજુ સ્વરાજ અપાવ્યુ નથી એ સાચુ, પણ તેણે દેશને ઘણો આગળ વધાર્યો છે, અને લગભગ આખી પ્રજાનુ રાજકીય ને સામાજિક માનસ બદલી નાખ્યુ છે પોતે કંઈક હલકા દરજ્જાના છે એવો જે ભાવ એમના ઘણાખરાના મનમા અગાઉ હતો તે નીકળી ગયો છે તેની જગાએ આશા, આત્મવિશ્વાસ અને રાજકીય સ્ફૂર્તિ તથા ઉત્સાહ આવ્યા છે, ને પોતાનામા એક નવા પ્રકારની શક્તિ આવ્યાનુ ભાન પ્રજાને થયુ છે મને વિશ્વાસ છે કે ગાધીજીની કાર્યપદ્ધતિ હિંદુસ્તાનને આઝાદી અપાવશે, એટલુ જ નહીં પણ આખી દુનિયાનો કાયાપલટો કરાવશે

ગરીબાઈ અને બેકારીના પ્રશ્નનો ગાંધીજીએ સૂચવેલો ઉકેલ એ છે કે કાપડના હાથપીંજણ, હાથકાંતણ ને હાથવણાટનો ઉદ્યોગ સજીવન કરવો, અને બીજા હાથઉદ્યોગ ફરી ખીલવવા આ યોજનાની યોગ્યતા સામે પશ્ચિમમા એટલો બહોળો ને ઊંડો વિરોધ થાય છે, અને હિંદુસ્તાનમા પણ પશ્ચિમની ને શહેરી ઢબે શિક્ષણ પામેલા હિંદીઓ તેનો એવો વિરોધ કરે છે, કે એ યોજના કેવી સંગીન છે તેની ચર્ચા પશ્ચિમની પરિભાષા વાપરીને અહીં કરવા હું ધારું છુ

એક વાત હિંદુસ્તાનમા તો સારી પેઠે જાણીતી છે પણ બીજે જાણીતી નથી હિંદની આબોહવામા થોડાક જ મહિના સામટો વરસાદ પડે છે, ને ઘણો લાંબો વખત તાપ અને સૂકી હવા હોય છે તેને લીધે આખા દેશમા ત્રણથી છ મહિના જેટલો વખત એવો આવે છે જ્યારે ખેડૂતોને કંઈજ કામ રહેતુ નથી ઉનાળાનો સખતમા સખત તાપ પડતો હોય ત્યારે તેઓ કઠણ જમીન ખેડી શકતા નથી, તેમ પાક વાવી કે લણી પણ શકતા નથી હિંદુસ્તાનમા ખેતર ને જંગલમાં જાતે મજૂરી કરનાર લગભગ ૧૨ કરોડ માણસો છે, તેથી દર વરસે ગામડામા અમુક મોસમમા જે બેકારી આવે છે તેનો વિસ્તાર — બેકારોની સંખ્યા, અને દેશની કુલ વસ્તીમા તેમનુ પ્રમાણ, એ બંને જોતા — ઘણુ જ મોટો હોય છે એથી આર્થિક હાનિ પાર વિનાની થાય છે એનાથી જે માનસિક ને નૈતિક અવનતિ અને હ્રાસ થાય છે તે ભયાનક છે પશ્ચિમમાથી મિલકાપડ આવતુ થયુ તે પહેલા ખેડૂતો આ બેકારીનો સમય પોતાને માટે કાંતીવણી લેવામા ને બીજા ગૌણ હાથઉદ્યોગો ચલાવવામા ગાળતા આજે પણ હિંદમા વપરાતા કાપડનો આશરે ત્રીજો ભાગ હાથસાળ પર વણાય છે કપાસ હિંદના લગભગ દરેક પ્રાંતમા પાકે છે આ કામને માટે હાથે ચલાવવાના જે ઓજારો જોઈએ તે ટૂંકી આવકવાળા ખેડૂતો ખરીદી શકે એટલા સસ્તા હોય છે હાથઉદ્યોગની પરંપરાનો હજુ છેક નાશ નથી થઈ ગયો હાથે બનાવેલા કાપડનો બજારભાવ મિલકાપડની કિંમત કરતા ઘણો વધારે નથી હોતો જેઓ જાતે સૂતર કાંતી લે છે તેમને તો હાથે વણેલુ કાપડ સસ્તુ પડે છે દેશની વસ્તીના મોટા ભાગનુ કપડાનુ ખરચ જીવનના કુલ ખરચના પાંચમા કે છઠ્ઠા ભાગ જેટલુ હોય છે જે લોકો માંડ માંડ જીવે છે ને મહાકષ્ટે ગુજારો કરે છે તેમને માટે તો આ રીતે વિનાઅડચણે જીવનના કુલ ખરચના

દસમા ભાગ જેટલી રકમ બચી જાય તો બહુ મોટી વાત કહેવાય આવો હાથઉદ્યોગ કેવળ આર્થિક દૃષ્ટિએ જ કીમતી નથી લાંબા વખતની બેકારી ને ગરીબાઈથી માણસોમા આશા, ઉત્સાહ, સ્વમાન ને સ્વાશ્રય નષ્ટપ્રાય થઈ ગયેલા હોય છે તેને તે સૂક્ષ્મ પણ સબળ રીતે ફરી જાગૃત કરે છે હાથઉદ્યોગમા રોગ મટાડવાની આ શક્તિ છે એમ ચાલુ જમાનાના મનોવ્યાધિના ચિકિત્સકો કબૂલ કરે છે, અને હાથઉદ્યોગનો મનના રોગમા, ખાસ કરીને ગમગીનીથી આવી ગયેલા ગાંડપણમા, ઉપચાર તરીકે બહોળા પ્રમાણમા ઉપયોગ થાય છે એટલે હિંદની બેકારીના ઇલાજ તરીકે આ ઉદ્યોગને સજીવન કરવાની યોજના ઉપરઉપરથી જોતા લાગે છે તેટલી હાસીપાત્ર ખરેખાત નથી

છતા પણ ઘણા લોકો એ વિચારને હસી કાઢે છે, તેને તુચ્છકારે છે, અને કહે છે કે એ તો આગળ જવાને બદલે પાછા પડવાની વાત છે, આ જમાનામા એ જરીપુરાણી વાત ચાલી ન શકે, એથી તો પ્રગતિના કાંટા પાછળ પડે છે, શ્રમવિભાગના અતિશય ફળદાયી સિદ્ધાન્તનો ત્યાગ થાય છે, યન્ત્રો અને વિજ્ઞાનની અવગણના કરવામા આવે છે

કોઈ પણ ઉદ્યોગપદ્ધતિનુ પ્રયોજન તેને અધીન રહેનારા સમગ્ર જનસમૂહને લાભ પહોચાડવાનુ છે અમુક ઉદ્યોગપદ્ધતિથી મોટી લઘુમતીને લાભ ન થતો હોય, અને જો એ લઘુમતી પોતાની આર્થિક સ્થિતિ ખરેખર સુધારતારી બીજી કોઈ ઉદ્યોગપદ્ધતિ સ્વીકારે, તો તેણે બેવકૂફી કરી એમ ન કહી શકાય અમુક ઉદ્યોગપદ્ધતિ કરોડો માણસોને રોજી પૂરી પાડતી ન હોય, તો એ પદ્ધતિ તેમને માટે અધારી ગલી સમાન ગણાય, અને તેઓ જો પાછા ફરીને ખરેખરો—પોતાના કાબૂમા રહે એવો—રસ્તો શોધી ન કાઢે, તો તેઓ મૂરખ ગણાય એમને માટે તો આર્થિક ઘડિયાળ બધ પડી ગયુ છે તેમને ભલે ગમે તેટલા વેગથી પણ તેમના જીવનની એક મોટી જરૂરિયાત પૂરી પાડે એવી ઉદ્યોગપદ્ધતિ તેઓ સ્વીકારે, તો તેથી એ ઘડિયાળના કાટા પાછા પડતા નથી, પણ બધ પડેલુ ઘડિયાળ ફરી ચાલતુ થાય છે પ્રગતિના કાટા હાથથી ચાલતા યન્ત્રોના રેટિયાથી પાછા પડશે એના કરતા વધારે તો આધુનિક યુદ્ધને લીધે પાછા પડવાના છે છતા જગતના મુત્સદ્દીઓ ને રાજપુરુષો યુદ્ધની પાછળ વધારે ને વધારે પૈસા ખરચતા જાય છે, અને ઘણાખરા ઇજનેરો ને બીજા 'સુશિક્ષિત' લોકો તેમા સમતિ આપે છે

જ્યારે હાથઉદ્યોગો જરૂરી હતા ત્યારે શરીરશ્રમને સમાજની વ્યવસ્થામાં જે સ્થાન હતું ને તેની જે ઉપયોગિતા હતી તે બન્નેમાં આધુનિક યન્ત્રોદ્યોગે ઘટાડો કર્યો છે, અને શરીરશ્રમનો દરજ્જો અગાઉના કરતાં હલકો બનાવી મૂક્યો છે હાથઉદ્યોગનો સ્વીકાર કરવાથી શ્રમવિભાગના સિદ્ધાન્તનો ત્યાગ થવાનો નથી યન્ત્રો આપોઆપ અથવા લગભગ આપોઆપ ચાલતાં થવાથી શ્રમવિભાગનો સિદ્ધાન્ત કેટલેક અંશે ખોરંભે પડ્યો છે વળી અગાઉ યન્ત્રોથી પેદા થયેલા માલને માટે મોટાં બજારો ખુલ્લાં હતાં, તે હવે નાનાં થઈ ગયાં છે, અને મજૂરો, વ્યવસ્થાપકો ને મૂડીદારો વચ્ચે જે સહકાર, પરસ્પરાશ્રય ને મેળ હોવા જોઈએ તે ઘટી ગયા છે, તેને લીધે પણ શ્રમવિભાગના સિદ્ધાન્તનો સચોટ અમલ હવે થતો નથી શ્રમવિભાગનો સિદ્ધાન્ત અમુક હદ સુધી જ લાભદાયી નીવડે છે, અને એ હદ હમણાં હમણાં સાંકડી બની ગઈ છે

ગાંધીજીની યોજનામાં યન્ત્રો કે વિજ્ઞાનનો ત્યાગ નથી, તેમ તેની અવગણના પણ નથી બેકાર લોકોની જે માનવશક્તિનો ભંડાર અત્યારે અવાવરુ પડ્યો છે તેને વાપરવા માટે એ યોજના સાદાં યન્ત્રોની મદદ લે છે એટલું જ તે અમુક પ્રકારનાં યન્ત્રો પસંદ કરે છે તે એટલા માટે કે એ યન્ત્રોનો જનસમૂહના આર્થિક ને સામાજિક જરૂરિયાતો સાથે મેળ ખાય છે, અને તે ઉપરાંત, અત્યારે જ્યારે મુશ્કેલીઓના મોટા પહાડ આવી પડેલા છે તે વખતે એ સાદાં યન્ત્રોના વાપરથી નવા અઘરા સામાજિક ને આર્થિક પ્રશ્નો ઊભા થવાના નથી

અત્યારે સર્વ દેશોમાં લશ્કરી સાધનસામગ્રી ને પ્રગતિ પામતા જતા વપરાતા સરકારી નાણાંની રકમ, અને કુલ ખર્ચને મુકાબલે તેનું પ્રમાણ ઉત્તરોત્તર વધતાં જાય છે તેને લીધે લોકોની જરૂરી હાજતો પર કાપ મુકાતો જાય છે, અને શિક્ષા પ્રજાકીય આરોગ્ય વગેરે લોકસેવાના વિષયો પાછળ થતા ખર્ચમાં ઘટાડો થતો જાય છે પશ્ચિમમાં તો એકધારી સામાજિક અશાંતિ ને અસંતોષના ફણગા ફૂટી રહ્યા છે, ને તેની નિશાનીરૂપે ગાંડપણ આપઘાત ને ગુનાના પ્રમાણમાં વધારો થઈ રહ્યો છે જો બીજું વિશ્વયુદ્ધ થશે તો માનવજાતિને હાથઉદ્યોગરૂપી ઉપચારની જરૂર મોટા પ્રમાણમાં પડશે ખરી અને સર્વ પ્રકારના હાથઉદ્યોગો રેંટિયો લેઈને — આર્થિક દૃષ્ટિએ તેમજ ઉપચાર તરીકે બન્ને રીતે — અધિક ઉપયોગી થઈ પડશે.

વળી આપણે એ પણ ભૂલવું ઘટતું નથી કે મોટા યન્ત્રોદ્યોગોવાળા સર્વ દેશોમાં વસ્તીનું પ્રમાણ ઝપાટાભેર ઘટતું જાય છે. પશ્ચિમના અનેક અર્થશાસ્ત્રીઓએ પુરાવા આપીને એ હકીકત સાબિત કરી બતાવી છે. ખાસ કરીને પશ્ચિમમાં આ જે વસ્તીનો ઘટાડો થઈ રહ્યો છે તેનાં આર્થિક ને સામાજિક પરિણામ અતિશય વસમાં આવશે, ને તેની અસર આખી દુનિયા ઉપર પડશે. એ કારણસર પણ હાથઉદ્યોગની — ખાસ કરીને ખાદીની — પ્રવૃત્તિ અતિશય મદદગાર થઈ પડશે.

બીજાં અનેક કારણોની સાથે આ કારણોનો પણ વિચાર કરતાં મારી તો પાકી ખાતરી થઈ છે કે ગાંધીજી સમાજવિદ્યાના મહાન વૈજ્ઞાનિક અને મહાન સામાજિક શોધક છે. તેમણે કરેલાં કામો જોઈને મને તો પેલી જૂની સંસ્કૃત કહેવત યાદ આવે છે: 'માણસને ચમત્કારી શક્તિઓ અઘરાં કામો કરવાથી નથી મળતી, પણ શુદ્ધ હૃદય વડે કામ કરવાથી મળે છે.' એટલે કે ઉચ્ચ આશય રાખીને, એકાગ્ર ચિત્તે, ને સંપૂર્ણ એકનિષ્ઠા વડે કામ કરવાથી ચમત્કારો કરી શકાય છે. ઈશ્વરે આપણને ગાંધીજી આપ્યા છે તેને માટે આપણે તેનો પાડ માનવો ઘટે છે.

## ૧૨. યુગપુરુષ

### જિરાલ્ડ હર્ડ

ધનવાન થવું એટલે સંસ્કારી થવું એમ માનવાનું પાશ્ચાત્ય જગતે શરૂ કર્યું ત્યારે તેણે એમ માની લીધું હતું કે તેની પોતાની યંત્રો વાપરવાની કુશળતા ઉત્તરોત્તર વધતી જ જશે, પોતાનું કલ્યાણ પણ એટલા જ પ્રમાણમાં વધતું જશે, પોતાની આબાદી કાયમ ટકશે, માણસમાત્રને પાર વિનાનો માલ સરખે હિસ્સે મળવાથી તેઓ સહુ સરખા બની રહેશે, અને હમેશાં આગળ વધતાં જ રહેશે, અટકવા કે પાછા ફરવા વારો કદી આવશે જ નહીં.

પશ્ચિમની આ કલ્પના હવે ખોટી ને અલ્પજીવી નીવડી છે, ને ભૂંસાતી જાય છે. એટલે હવે આપણે બેધડકપણે કહી શકીએ છીએ કે માણસમાત્ર સરખા નથી; કુદરતે સહુને એકસરખી આત્મશક્તિ આપેલી હોતી નથી, જગતમાં કેટલાક મહાત્માઓ છે ને કેટલાક અલ્પાત્માઓ છે. વળી સંસ્કૃતિનો પ્રબલ

હમેશા આગળ જ વધે છે ને વધવો જોઈએ એવુ નથી તે સાર થબી જવાનો સભર પણ રહે છે તેમજ કોઈએક સર્જનશીલ માનસની પ્રેરણાથી તેમા એમએક રૂપાન્તરો પણ થતા પામે છે

આ જાણ આપણને બહુ વેગાસર થઈ છે પાશ્ચાત્ય જગત એમ માની બેઠુ હતુ કે પોતે ભવિષ્યમા અપાર સુખચેન, એશઆરામ અને વૈભવ ભોગવવાની તૈયારી કરી રહ્યુ છે પણ વસ્તુત તો તે પોતાનો મુખ્ય પ્રશ્ન પણ ઉકેલી શક્યુ નહોતુ એટલુ જ નહીં પણ એ પ્રશ્નને ઝપાટાભેર વધારે ને વધારે વિકટ બનાવી રહ્યુ હતુ એ પ્રશ્ન આ હતો જગતમા કાયદો ને સુલેહશાન્તિ શી રીતે જાળવી રખાય ને તેનો ભગ થતો શી રીતે અટકાવાય ? અને હિંસા એ જો શાતિ અને ન્યાયની રક્ષા કરવાનો એકમાત્ર ઉપાય હોય, તો એ રીતે શાતિ અને ન્યાયની રક્ષા કરનારો માણસ જ તેનો ભક્ષક નહી નીવડે ને અશાતિ ને અન્યાય નહીં મચાવે એની શી ખાતરી ? આ પ્રશ્નનો વિચાર સહુ મોગ સુધારકે ને કરવો પડ્યો હતો ઈસુએ તલવાર હાથમા લેવાની ના પાડી હતી પણ તેમના અનુયાયીઓએ પોતાના હાથમા રાજસત્તા આવતા જ તલવાર ઉગામી હતી હઝરત મહમદે પણ સમજાવટ વડે ધર્મોપદેશ કરવાથી શરૂઆત કરી હતી, પણ પછી જુલમને ત્વરિતમા ત્વરિત પ્રચાર કાર્યના સાધન તરીકે સ્વીકારી લીધો હતો ત્યા સુધ્ધથી ધારેલુ કામ સફળ થતુ નથી યુદ્ધ કદી પુણ્યમય હોઈ શકે કે કેમ એ સવાલ તો જુદો છે યાન્ત્રિક શોધો જેમ જેમ વધતી જાય છે તેમ તેમ શસ્ત્રાસ્ત્રો અચોક્કસાઈના સાધન બનતા જાય છે, ને તાકેલા નિશાન પર ઘા કરવાને અધિકાધિક અસમર્થ બનતા જાય છે પરાણે, બળજબરીથી, શસ્ત્રાસ્ત્રના ઉપયોગ વડે, કોઈનો મત ખરેખર મનાવી શકાતો નથી એ વાત તો છે જ પણ તે ઉપરાત યુદ્ધમા આખ મીંચીને ફગોળિયો ઘા કરવામા આવે છે તેથી, જેમને પહેલા મત લગાઈ જોડે કરી બેસારેલા નહોતી તેઓ ઘાયલ થાય છે, અને તેઓ મતના મરનારના વિરોધી દળમા ભળે છે શસ્ત્રયુદ્ધ એ રાજનીતિનુ એક સાધન નથી તે સમાજનો એક વ્યાધિ છે

એટલે અત્યન્ત વિચાર કરનાર ઘણા માણસોએ પોતાનો ધાર્યો હેતુ પાર પાડવા માટે એક સાધન પેદા કરવાનો પ્રયત્ન આદર્યો છે, અને તેને માટે

એક સમગ્ર 'સૈન્ય' તૈયાર કર્યું છે ઇગ્નેશિયસ લોયોલાએ સ્થાપેલી 'સોસાયટી ઓફ જીસસ' આ પ્રકારનો એક મોટો પ્રયાસ હતો એ સંઘમા અમુક ચુનંદા માણસોને જ દાખલ કરવામા આવતા તેમની બુદ્ધિનો વિકાસ તો સાધવામા આવતો જ, પણ તે ઉપરાંત તેમને મનોનિગ્રહની તાલીમ પણ આપવામા આવતી નિયમપાલન અને ઉપરીઓની આજ્ઞાનુ પાલન એ બે બાબતમા એ સંઘની વ્યવસ્થા લશ્કરી ઢબે કરવામા આવેલી ઘરબાર, બૈરી બાળક, મિલકત કે હોદ્દો એ કશાનુ સુખ સંઘના માણસોને ન મળતુ માણસોને આવી રીતે તાલીમ આપીને તૈયાર કર્યા પછી, તેમને સંઘના સેનાપતિના આદેશ અનુસાર દુનિયામા મોકલી દેવામા આવતા ખ્રિસ્તી ધર્મ સુધારાના પહેલા સપાટામા રોમન કૅથલિક સંઘે જે સમ્પ્રદાય ગુમાવ્યુ હતુ તે ફરી મેળવવુ — એટલે કે કૅથલિક સંપ્રદાય છોડી ગયેલા માણસોને તેમા પાછા લાવવા — એ કામ તેમને કરવાનુ હતુ

તે પછી નવા નિ:શસ્ત્ર બળનો એક બીજો મોટો પ્રયોગ થયો તેમા ધર્મની પુન:સ્થાપના માટે સંઘ રચવામા નહોતો આવ્યો પણ કેટલાક પ્રશ્નનો નિવેડો જે હિંસાના પ્રયોગથી લાવી શકાતો નહોતો તે નિ:શસ્ત્ર બળના પ્રયોગથી લાવી શકાયો ગાંડા માણસોનુ ગાંડપણ મટાડવા માટે નવી માનસિક પ્રક્રિયા વપરાવા લાગી એ અહિંસાનો નાનકડો છતા ચોક્કસ ને અણધાર્યો વિજય હતો આ નવી પદ્ધતિથી ગાંડા માણસોનું ગાંડપણ મટવા લાગ્યુ એટલું જ નહિ પણ સમાજમા અગાઉના કરતા ઓછા માણસો ગાંડા થવા લાગ્યા એ માણસોને મારપીટ કરવાની જે જૂની, ભૂલભરેલી, રૂઢ પદ્ધતિ હતી તેનાથી આવુ પરિણામ કદી આવ્યુ ન હતુ તે પછી, પછાત પ્રજાઓ જોડે સંપર્ક સાધવામા, જંગલી જાનવરોને કેળવવામા, અને ગુનેગારોને કેળવી પાછા સમાજમા ભેળવી શકાય એવા સજ્જન બનાવવામા પણ આ અહિંસક પદ્ધતિનો પ્રયોગ કરવામા આવ્યો આમ એ પ્રયોગનુ ક્ષેત્ર અગાઉના કરતા ઘણુ વિશાળ બન્યુ

હિંસાને વશ ન થાય એવા માણસો ને જાનવરોના અમુક સમૂહો જોડે કામ લેવામા આ નવી પદ્ધતિનો પ્રયોગ કરવાથી આવા ઘણા આશ્ચર્યકારક પરિણામો આવ્યા પશ્ચિમમા પણ ક્વેકર લોકો જેવા ધર્મનિષ્ઠ માણસોએ અગાઉ કેટલાક વ્યક્તિગત પ્રસંગોમા એવા પરિણામો આણી બતાવ્યા હતા

પણ આ નવા મળેલા પરિણામો એ છૂટીછવાઈ શોધો હતી એ એટલી બધી છૂટીછવાઈ હતી કે ખુદ એ પદ્ધતિએ કામ કરનાર લોકોને પણ એવો ખ્યાલ આવ્યો નહોતો કે એમની શોધ, કાર્યપદ્ધતિ અને સફળતાને યુદ્ધ અને શાંતિ, સામાન્ય સમાજવ્યવસ્થા, તથા આન્તરરાષ્ટ્રીય સબંધોની સાથે કશો સબંધ છે, અથવા તો એને લગતા પ્રશ્નોમા આ પદ્ધતિનો પ્રયોગ કરી શકાય એમ છે

દરમ્યાન યુદ્ધના શસ્ત્રાસ્ત્રો તો હગનાબધ ખડકાયે જ જતા હતા આખરે તેની સહારશક્તિ એટલી હદે પહોચી કે મનુષ્યને હાથે કોઈ પણ શસ્ત્રાસ્ત્રો વડે આટલો સહાર થઈ શકે એવી કલ્પના સુદ્ધા કોઈએ કરી નહોતી જેમ જેમ એ શસ્ત્રાસ્ત્રોની ભીષણતા ને વ્યર્થતા વધતી ગઈ, માણસો પોતાના મનમાથી એના ગાડપણને કાઢવા અશક્ત બનતા ગયા, તેમ તેમ — મનુષ્યના વહેવારમા ઘણીવાર બને છે એમ — એ શસ્ત્રાસ્ત્રો સાધન મટીને સાધ્ય બનતા ગયા અગાઉ, એ શસ્ત્રાસ્ત્રો વિજયને માટે જરૂરી હોઈ એના વિના ચાલી ન શકે, એમ કહી એનો બચાવ કરવામા આવતો હવે માણસો એમ કહેવા લાગ્યા કે એ એક ભીષણ દેવતા છે, એની પૂજા કરવી જ જોઈએ, અને શસ્ત્રાસ્ત્રો નવા નવા બનાવ્યે જવા ને તેના ખડકલા કરવા એ જીવનનો પરમ પુરુષાર્થ છે

આમ એક તરફ સ્વતન્ત્ર માણસો ખુનરેજી કરનાર યન્ત્રોની શક્તિને વગરવિચારે તાબે થયા બીજી તરફ માનવસમૂહોની મૂર્ખાઈ જોર કરવા લાગી એ મૂર્ખાઈ પેલા સહારક યન્ત્રોના જેટલી જ આંધળી, ને તેના કરતાયે અધિક વિનાશક, હતી આમ બે ગાડપણ ભેગા થયા એનો સામનો કરવાને એક એવા પુરુષની જરૂર હતી જે સહારના રાક્ષસી શસ્ત્રોના શોધકો જેટલો જ બુદ્ધિશાળી હોય, અને પ્રજાઓને એકબીજાની કતલ કરવા હડસેલી મૂકનારા આસુરી નેતાઓના જેટલી જ કાર્યશક્તિ ને ઝડપવાળો હોય

મોહનદાસ ગાંધી તે આ પુરુષ છે એમ ઇતિહાસકારો કહ્યા વિના રહેવાના નથી, એ નિર્વિવાદ છે જે કાળે યુરોપ, એશિયા અને આફ્રિકા, અગાઉ કદી ન ખેંચાયા હોય એવી રીતે, એક ત્રિપક્ષી, અવિચારી ને આંધળા મન્થનમા ખેંચાઈ રહ્યા હતા, તે કાળે ભારતવર્ષે આફ્રિકાને આ પુરુષની ભેટ કરી, કે જેથી તેઓ ત્યા યુરોપની સામે પોતાનો પહેલો મહાપ્રયોગ કરે અથવા, એ પ્રયોગ યુરોપની સાથે રહીને કરવાનો હતો એમ કહેવુ વધારે સાચુ ગણાય

માટે તો એ એક જ માર્ગે જવુ લાજમ છે, અને એ માર્ગ આજે ખુ'લ્લો છે એનુ શ્રેય, બીજા કોઈના કરતા અધિક અશે, તે પુરુષને છે જેઓ આજે પોતાના જીવનના અને પોતે ઘડેલી માનવમેળાના શિખર પર ઊભેલા છે

હવે પછી આવનારા વરસો દુ ખ અને અંધકારથી ભરેલા નીવડવાનો સભવ છે, છતા તે પ્રકાશ અને આનન્દથી ભરેલા પણ હશે  આ લેખનો લેખક આભાર સાથે કબૂલ કરે છે કે તેની આખો ચાળીસેક વરસ પર લીઓ ટૉલ્સ્ટૉયના હૃદયસ્પર્શી વચનોથી ઊઘડેલી  તે પરથી તેણે અચકાતે અચકાતે ઐચ્છિક ગરીબાઈ અને યુદ્ધવિરોધના પ્રયોગો કર્યા, ને આખરે એને લીધે તેને કેદખાનાની કોટડીનો પણ ઠીકઠીક લાંબો અનુભવ લેવો પડ્યો  ત્યાર પછીના તેના પ્રયત્નો વધારે અવિરત ને એકધારા ચાલ્યા હોત તો સારુ થાત એમ તેને લાગે છે ખરુ   છતા, રશિયાના એ મહર્ષિનુ સ્થાન આજે જેમણે લીધુ છે તે ભારતના ઋષિવરને ચરણે આ શ્રદ્ધાજલિ અર્પવાની તક તેને મળી છે તેને સારુ તે કૃતજ્ઞ છે

નગરી છે, અને જે નગરીના સ્થાપના અમે મેળી ગયા છીએ, તે જ નગરીમા અમારી સાથે તેઓ પણ વાસ કરે છે

## ૧૩. મુક્તિ અને સંસારસેવા

### વિલિયમ અર્નેસ્ટ હોકિંગ

આજે દરેક માણસની આગળ એક કોયડો આવી પડેલો છે તે સ્વદેશ પ્રત્યે વફાદાર રહેવા માગે અને સમાજના સર્વ સમ્બન્ધો સાચવીને તેને લગતા કર્તવ્યો કરવા માગે, તો પછી તે યથેચ્છપણે વર્તી કે વિચારી શકતો નથી. પોતાની સ્વતત્રતા પર આવો કાપ મુકાતો જોઈ તે મૂઝાય છે ગાંધીજીએ આપણને જેમ બીજા ઘણા વિષયમા રસ્તો બતાવ્યો છે તેમ આ કોયડાનો ઉકેલ કેમ લવાય તે પણ શીખવ્યુ છે

આપણે આપણી ધાર્મિક, રાજકીય ને સામાજિક સસ્થાઓ વિષે વિચાર કરવા બેસીએ તો સૌથી પહેલું તો આપણને તેની ખામીઓનુ ભાન થાય છે આપણા પશ્ચિમના સમાજમા સુશિક્ષિત માણસને કોઈ પણ ખ્રિસ્તી સપ્રદાયના બધનમા રહેવુ મુશ્કેલ લાગે છે, કેમકે કોઈ પણ સપ્રદાયના સિદ્ધાંતો આજે છે તેવા રૂપમા તે સ્વીકારી શકતો નથી તેને કોઈ પણ રાજકીય પક્ષના સભ્ય થવુ અઘરું લાગે છે, કેમકે એ સર્વ પક્ષો અશુદ્ધિ ને સ્વાર્થથી કલુષિત થયેલા હોય છે ફિલસૂફીનો અભ્યાસ માણસને આ બધનોમાથી, તેમજ કુટુબ અને દેશની સાકડી મર્યાદાઓમાથી, છૂટી જવા પ્રેરે છે ફિલસૂફે પક્ષાપક્ષીમા ન પડવુ જોઈએ, તેણે પક્ષો વચ્ચેની સાઠમારીથી અળગા રહેવુ જોઈએ આત્મજ્ઞાન એ તટસ્થતા ને અનાસક્તિને એક ડગલુ આગળ લઈ જાય છે પરમાત્મા સાથે અભેદનો સાક્ષાત્કાર થાય ત્યા ભેદભાવનો લય થઈ જાય છે, અને મનુષ્ય પરમાત્મા સાથે તાદાત્મ્ય સાધે છે ત્યારે તેની સાથે તેવો મામૂલ સસારને માટે નકામો ને નિરર્થક જેવુ થઈ પડે છે આવી સ્થિતિ પણ્ વખતથી ચાલતી આવી છે

ત્કાર કરવા મથે છે જે લોકોની રાજનીતિ ને જેમનો સ્વાર્થ ગાંધીજીની નીતિ ને તેમના દેશબધુઓના સ્વાર્થથી સાવ ઊલટા છે તેમની સાથે પણ તેઓ વાતચીત કરે શકે છે છતા તેઓ એક પક્ષના નેતા છે એમ પણ કહી શકાય કે તેઓ પોતે જ એક પક્ષ છે તેઓ નવી નવી સમસ્યાઓ ચોકસ રૂપમા રજૂ કરે છે, ચોકસ માગણીઓ કરે છે, અને એ યોજનાઓ ને માગણીઓ વિષે 'હરિજન' તથા બીજા પત્રોમા દલીલો પણ કરે છે તેઓ કોઈ પણ રીતે નકામા ને નિરર્થક નથી

ટૂકામા કહીએ તો, સન્યાસીની અનાસક્તિ મુત્સદ્દીની કાર્યશક્તિમા કેવી રીતે વધારો કરી શકે તે તેમણે બતાવ્યુ છે માણસ સ્વદેશની સેવા કરે અને અનેક સસ્થાઓનો સભ્ય રહે છતા વધારેમા વધારે વ્યક્તિગત સ્વાતન્ત્ર્ય કેવી રીતે ભોગવી શકે, એ તેમણે દેખાડી આપ્યુ છે પોતાને જે વસ્તુ કરવી વધારેમા વધારે ગમે છે ને જે કરતા પોતાને વધારેમા વધારે આનન્દ આવે છે તે તેઓ પ્રતિદિન કરે છે એ બાબતમા જેટલી સ્વતન્ત્રતા તેઓ ભોગવે છે તેટલી ભોગવતા મેં બીજા કોઈ પુરુષને જોયા નથી

એમને મન તો એ સાવ સાદીસુતરી વાત છે અને છતા જગતમા જે દુ ખ અને અધાધૂધી ચાલે છે તેમાના મોટા ભાગનું કારણ એ છે કે માણસોના મનમા આ એક જ વસ્તુ વિષે સ્પષ્ટ ખ્યાલ નથી હોતો અમારા અમેરિકામા જ એવા અનેક માણસો છે જેઓ મુક્તિ મેળવવાને સારુ સસાર અને કર્તવ્યોમાથી નાસી છૂટવા માગે છે, તેમણે જે કૌટુબિક બધનો ને જવાબદારીઓ અગાઉ સ્વીકાર્યાં છે તેને ફગાવી દેવા માગે છે, રાજકાજની ધમાચકડીમાથી નીકળી જવા ઇચ્છે છે, ધર્મના સઘ કે જમાતનો ત્યાગ કરવા મથે છે, અને છેવટે સસારને જ તજી દેવા માગે છે

લોકશાસનવાળુ રાજ્યતન્ત્ર ધમધોકાર ચાલવાને બદલે સાવ ટગુમગુ ચાલે છે, તેનુ કારણ એ છે કે જે લોકો તેનુ નાવ સારામા સારુ ચલાવી શકે એવા, તેનો બોજો વહી શકે એવા, હોય છે તેઓ વિચાર અને ચિન્તનમા પડી જાય છે, અને પછી જવાબદારી ઉઠાવવાને બદલે તે ફગાવી દે છે, અને તેથી તેમની સેવા લોકશાસનને મળી શકતી નથી અપૂર્ણ ને અધૂરી વસ્તુઓમા પણ જે ભવ્યતા રહેલી છે તેની ખૂબી આપણે હજુ ઓળખવી બાકી છે

અને જે માણસ કુટુંબ, ગામ, દેશ આદિની નાની મર્યાદાઓ છોડી દઈને મુક્તિ મેળવવા ઇચ્છે છે તેને સંસારનો જ ત્યાગ કરવા વારો આવે છે, કેમકે સંસાર આવા નાના નાના સંબંધો પર જ રચાયેલો છે

ગાંધીજી આપણને શીખવે છે કે પોતાના સમાજમાં રહીને મેળવેલી મહત્તા સિવાય બીજી કોઈ મહત્તા નથી, પોતાના ગામ કે દેશમાં રહીને તેની સેવા કરતા કરતા કેળવેલું વિશ્વબંધુત્વ એ જ સાચું વિશ્વબંધુત્વ છે, સંસારની સરસા રહીને મેળવેલી મુક્તિ તે જ સાચી મુક્તિ છે

## ૧૪. ગાંધીજીનો મહિમા

### જોન હેન્સ હોમ્સ

આજથી વીસેક વરસ પહેલાં મેં અમેરિકાની પ્રજા આગળ કહેલું કે “ ગાંધીજી એ જગતના સર્વોત્તમ પુરુષ છે ” મારા દેશભાઈઓને તે વેળા ગાંધીજીને વિષે ખબર નહોતી તેમનું નામ પશ્ચિમના દેશોમાં ઝાઝું જાણીતું નહોતું થયું ! પણ ત્યારપછી તેમનું નામ બીજા કોઈ પણ જીવતા માણસના જેટલું જ પ્રસિદ્ધ થયું છે અને અમેરિકનો હવે જાણે છે કે મેં તેમને ‘ સર્વોત્તમ ’ કહેલા એ વર્ણન સાચું હતું

ગાંધીજીને આ યુગમાં અગ્રપદ મળેલું છે તે સામાન્યપણે પ્રતિભા કે કીર્તિમાં ગણાય એવી કોઈ વસ્તુને લીધે નથી તેઓ કોઈ સૈન્યના સેનાપતિ નથી કે મુલક જીતતા નથી. તેઓ ઊંચે હોદ્દે બેસી અનેક પ્રજાઓ પર અમલ ચલાવનાર મુત્સદ્દી કે રાજપુરુષ નથી તેઓ ફિલસૂફ કે સાક્ષર નથી તેમણે મોટા પુસ્તકો કે કાવ્યો લખ્યાં નથી જેને લીધે માણસ, કંઈ નહીં તો બહારથી જોતાં, પ્રભાવશાળી લોકનેતા જેવો લાગે તેવા રુઆબદાર ને પ્રતાપી વ્યક્તિત્વનાં લક્ષણો પણ તેમનામાં નથી તેમની પ્રતિભા તો આત્માના ક્ષેત્રમાં ઝળકે છે એ ક્ષેત્રમાં જ ઝળકે એ એમને ગમે પણ ખરું એમના આ મહત્તાએ જ એમને અપૂર્વ ને અદ્વિતીય પ્રભાવ અને નેતૃત્વ અપાવ્યાં છે એ આ મહત્તાને લીધે તેઓ જે કામો કરી શક્યા છે, તે કરવાનું જગતના ઇતિહાસમાં આંગળીને વેઢે ગણી શકાય એવા મોટામાં મોટા પુરુષોને બાદ કરતાં બીજાઓનું તો ગજું જ નથી, બીજાઓ તો એની વાની ફાળ પણ ભરી શકે એમ નથી હોતું

હિંદુસ્તાનને જ્યારે આખરે આઝાદી મળશે ત્યારે તેનો યશ બીજા કોઈ પણ હિંદીના કરતાં વધારે ગાંધીજીને અપાશે. ગાંધીજીએ એમના દેશબન્ધુઓના સ્વદેશી સંસ્કાર ફરી જાગૃત કર્યા, તેમનામાં આત્મગૌરવ અને સ્વમાનની વૃત્તિને સતેજ કરી, તેમનાં હૃદય અને મનને આત્મસંયમની કેળવણી આપી. અને એમ કરીને એ દેશબન્ધુઓને જેમ સ્વરાજ લેવાને સમર્થ બનાવ્યા તેમ તે ભોગવવાને લાયક પણ બનાવ્યા; અને તેમને રાજકીય સ્વતંત્રતાની સાથે આત્માની વિમુક્તિ પણ અપાવી — આવું ભગીરથ કામ કર્યાનો યશ પણ તેમને અપાશે ને તે માટે તેમનાં સ્તુતિગાનો ગવાશે. આ ઉપરાંત તેમણે અસ્પૃશ્ય વર્ગના લોકોને દુઃખ અને દાસત્વમાંથી છોડવ્યા છે. જગતના ઇતિહાસમાં થઈ ગયેલા માનવમુક્તિના મહાનમાં મહાન કાર્ય તરીકે તેમનું આ કામ ચિરસ્મરણીય થઈ જશે. છેવટે આવે છે ગાંધીજીનું સર્વશ્રેષ્ઠ કાર્ય. તેમણે 'અહિંસક પ્રતિકાર'નો સિદ્ધાંત લઈ તેને જગતમાં સ્વાતંત્ર્ય, ન્યાય અને શાંતિની સ્થાપનાનું સાધન બનાવ્યો છે. જે વસ્તુને બીજાઓએ વ્યક્તિઓએ પાળવાના સિદ્ધાંત તરીકે ઉપદેશી હતી તેને ગાંધીજીએ વિશ્વોદ્ધારના સામાજિક કાર્યક્રમનું રૂપ આપી દીધું છે.

કઠોર પણ થઈ શકે છે તેમનું સંકલ્પબળ અદમ્ય છે તેમની હિંમત પહાડ જેવી અડગ છે મન વચન કર્મની તેમની એકરૂપતા નરી આંખે જોઈ શકાય એટલી પારદર્શક છે તેમની સત્યની ઉપાસના અવિચળ છે તેમને કશું ખોવાનું છે નહીં, એટલે તેમની સ્થિતિ એવી છે કે તેના પર હુમલો કરીને તેને ઉથલાવી શકાતી નથી તેમણે સર્વસ્વનો ભોગ આપ્યો હોઈ તેઓ બીજાઓને ગમે તેટલો ત્યાગ કરવાનું કહી શકે છે પૈસાટકાનો વિચાર, દુન્યવી ચિંતા ને લોલુપતા તેમના જીવનમાંથી ક્યારના અલોપ થઈ ગયા છે સત્ય અને પ્રેમરૂપે વિરાજતા પરમાત્માએ તેમના જીવન પર સંપૂર્ણ સ્વામિત્વ જમાવ્યું છે ગાંધીજી કહે છે 'ઈશ્વરની અને તેથી જગતની સેવા એ મારો ધર્મ છે અને સેવા એટલે શુદ્ધ પ્રેમ'

## ૧૫. દક્ષિણ આફ્રિકાની એક શ્રદ્ધાંજલિ

### આલફ્રેડ હર્નલ

ગાંધીજીની ભાવના અને તેમના આદર્શોને જે સ્તુતિરૂપી પુષ્પોપહાર આખા જગતમાંથી ચડી રહ્યો છે તેમાં ઓછામાં ઓછું એક પુષ્પ દક્ષિણ આફ્રિકાના એક ગોરાએ પાઠવેલું હોય એ ઉચિત છે

કેમકે દક્ષિણ આફ્રિકામાં જ, છેક ૧૮૯૩ માં, ગાંધીજી હિન્દી કોમના નેતા બન્યા હતા હું જોહાનીસબર્ગમાં દરરોજ મારી વિદ્યાપીઠમાં જતાં જે કિલ્લાને ઘસાઈને જાઉં છું તે જ કિલ્લામાં પાછળથી તેમને ને તેમના અનુયાયીઓને સખત કેદની સજા આપી કેદમાં રાખવામાં આવેલા ટ્રાન્સવાલને સ્વરાજ મળ્યા પછી જનરલ સ્મટ્સ વસાહત ખાતાના મન્ત્રી થયેલા તેમની સાથે જ ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં વસતા હિન્દીઓના ભાવિ વિષે વાટાઘાટો ચલાવેલી દક્ષિણ આફ્રિકામાં રંગદ્વેષથી ભરેલા જે કાયદાઓ થયા હતા તેની સામેની લડતમાં તેમણે પોતાની કોમની આગેવાની લીધી હતી અને એ લડતમાં જ તેમના 'સત્યાગ્રહ' શસ્ત્રનો પહેલવહેલો પ્રયોગ કરેલો દક્ષિણ આફ્રિકામાં ઘણા હિન્દીઓના ઘરમાં, તથા હિન્દી કોમની માલિકીના સઘળાં મકાનોમાં, મહાત્માજીની છબિ માનભર્યું સ્થાન ભોગવે છે દક્ષિણ આફ્રિકામાં હજુ ગોરા તેમજ હિન્દી એવા ઘણા માણસો છે જેમણે

ગાંધીજીને પડખે રહીને લડત ચલાવેલી ને કષ્ટો વેઠેલાં. તેમના એક પુત્ર દક્ષિણ આફ્રિકામાં જ રહી ગયા છે, ને પિતાએ શરૂ કરેલું 'ઈંડિયન ઓપિનિયન' સાપ્તાહિક ચલાવે છે. એ પત્ર જે ફિનિક્સ આશ્રમમાંથી પ્રગટ થાય છે તે આશ્રમ પણ ગાંધીજીએ સ્થાપેલો. પોતાની પ્રજાની પ્રગતિ સાધવાનું જે સ્વપ્નું તેમના મનમાં રમી રહ્યું હતું તેને સિદ્ધ કરવા સારુ જ તેમણે એ આશ્રમની સ્થાપના કરેલી. ગાંધીજી પોતાની જન્મભૂમિની ને પોતાના દેશબન્ધુઓની સેવામાં પોતાની આધ્યાત્મિક ને રાજકીય નેતૃત્વની શક્તિ અર્પણ કરવા સ્વદેશ ગયા તે પહેલાં તેમણે દક્ષિણ આફ્રિકાના ઇતિહાસમાં અવિસ્મરણીય સ્થાન મેળવી લીધું હતું.

ગાંધીજીના એક ગોરા મિત્ર ને સહાયક રેવરંડ જોસેફ ડોક, જે જોહાનીસબર્ગમાં બેપ્ટિસ્ટ સંપ્રદાયના પાદરી હતા, તેમણે ગાંધીજીનું જીવનચરિત્ર લખ્યું છે, તેમાં ગાંધીજીના દક્ષિણ આફ્રિકાના દિવસોનું વૃત્તાન્ત આપ્યું છે. એ પુસ્તકનું નામ છે M. K. Gandhi: An Indian Patriot in South Africa ('મોહનદાસ ગાંધી: દક્ષિણ આફ્રિકાના એક હિન્દી દેશભક્ત'). એ પુસ્તક મેં વાંચ્યું છે. ગાંધીજીનો તેમના દેશભાઈઓ પર આટલો બધો પ્રભાવ કેમ હતો, અને ઘણા ગોરા પ્રતિપક્ષીઓ ઉપર પણ તેમણે આટલી બધી ઊંડી અસર કેમ પાડી હતી, એનું રહસ્ય એ પુસ્તકમાંથી ઉકેલવાનો પ્રયત્ન મેં કર્યો. તો મને એમની વિશિષ્ટતારૂપે નીચેની વસ્તુઓ જણાઈ.

એમની સામે નિર્દયમાં નિર્દય હુમલો તેમનો વિરોધ કરનાર તેમના જ દેશભાઈઓ તરફથી થયેલો તેઓ લોહીલુહાણ થઈને અસહાય દશામાં પડ્યા હતા ત્યારે પણ તેમણે પોલીસને વિનવણી કરેલી કે એ હુમલો કરનારને સજા કરાવવી નહીં તેમણે કહ્યું "એમણે તો માનેલું કે તેઓ જે કરે છે તે ખરું જ કરે છે એમના પર કામ ચલાવવાની મારી જરાયે ઇચ્છા નથી" આ પરથી સ્પષ્ટ દેખાય છે કે તેઓ બીજા પર જે પ્રભાવ ધરાવે છે તેની એક ચાવી એ છે કે તેઓ પોતાની જાત પર અંકુશ રાખી શકે છે

તે પૈકીની બીજી વિશેષતા દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ સામે જે કાયદા થતા હતા તેનો ઉદ્દેશ એ હતો કે હિંદીઓને ગોરા સમાજથી અળગા કાઢી મૂકવા, તેમને અસ્પૃશ્ય ને દૂરિત ગણવા, તેમને પરદેશી ગણવા, દેશમાંથી હાંકી ન કઢાય તો તેમની હાજરી માંડ સાંખી લેવી, પણ તેમના પર કડક પ્રતિબન્ધો મૂકવા, અને તેમને નાગરિક તરીકેના હકો ન મળે એવો સિદ્ધાન્ત સ્થાપવો આવા કાયદાઓની સામે થવા માટે ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાના હિંદીઓને સિસકાર્યા ને સગઠિત કર્યા તે વેળા, હિંદીઓને હક મળવા જોઈએ એવો સિદ્ધાન્ત કબૂલ રખાવાની માગણી કરીને જ સન્તોષ ન માન્યો તેમને મન એથી વધારે મહત્ત્વની વસ્તુ તો એ હતી કે પોતાના દેશભાઈઓના મનમાં સ્વમાનની ભાવના જાગૃત કરવી તેમણે જોયું કે એ લોકો હતાશ ને નાસીપાસ થઈ ગયા હતા, ને પોતાની દલિત દશા મૂગે મોંએ સ્વીકારી લેતા હતા ગાંધીજીએ તેમનામાં મનુષ્યત્વનુ ભાન જાગૃત કર્યું અને તેમને સમજાવ્યુ કે 'દક્ષિણ આફ્રિકાના ગોરા આપણને ગરવા માનવી ગણીને આપણા સ્વમાન અને ગૌરવ સચવાય એવી રીતે વર્તે, એવી માગણી આપણે તો જ કરી શકીએ જો આપણે પોતે આપણા મનુષ્યત્વનુ ગૌરવ સમજતા હોઈએ ' હિંદી કોમના ભાવિને વિષે ગાંધીજીએ જે સ્વપ્નુ સેવેલુ તેને વિષે તેમના ચરિત્રકાર રેવરડ ડોક કહે છે "દક્ષિણ આફ્રિકામાં વસતી હિંદી કોમ સમજે કે હિંદી માત્રના હિત અને આદર્શો એક જ છે, એ ઐક્યમાંથી કોમ બંધાયેલી રહે તે સુશિક્ષિત બને નીતિનિયમને અનુસરીને ચાલે, જે પ્રાચીન સસ્કૃતિની પોતે વારસ છે તે સસ્કૃતિને છાજે એવુ આચરણ રાખે પોતાનું હિંદીપણુ ખમીરથી જાળવે, છતાં એવી રીતે વર્તે કે દક્ષિણ આફ્રિકા છેવટે તેના હિંદી રહીશોને માટે ગર્વ લેતું થાય, અને જે હકો દરેક બ્રિટિશ પ્રજાજનને મળવા

જોઈએ તે આ હિંદીઓને પણ આપે — આવું સ્વપ્ન ગાંધીજીના મનમા રમી રહ્યુ હતુ ”

તેમનો ત્રીજો વિશેષ ગુણ એ કે નેતૃત્વની સાથે નમ્રતાનો સુયોગ કેમ સાધવો એ ગાંધીજી જાણતા હતા ધનિક હિંદીઓને તેમણે દેશસેવાનો દાખલો બેસાડ્યો તેઓ જે કઈ કમાતા તે છૂટે હાથે કોમની સેવામા વાપરી નાખતા ગરીબોમા તે ગરીબ બનીને ફરતા સ્વદેશમા તેમના પિતાએ દીવાનપદ ભોગવ્યુ હતુ તેમના કુટુબે પ્રતિષ્ઠા, દરમાદ, સત્તા ને સત્કાર માણ્યા હતા તેમણે પોતે વિલાયતમા બારિસ્ટરીનુ શિક્ષણ લઈ તેની પરીક્ષા પાસ કરી હતી સરકારી ગોરાઓને તેઓ સમાનભાવે મળી શકતા હતા છતા તેમણે કદી એવી માગણી ન કરી કે તેમને બીજા હિંદીઓ કરતા કઈક ઊંચા દરજ્જાના ગણી વિશેષ હક આપવામા આવે બીજા કોઈ પણ હિંદીના જેટલા જ હક પોતાને મળે એ એમણે વધારે પસદ કર્યું તમામ હિંદીઓએ ઓળખાણ માટે હાથના આગળાની છાપ આપવી એવો કાયદો જ્યારે થયો ત્યારે તેઓ અપવાદરૂપે પોતાને માટે તેમાથી મુક્તિ માગી શકતા હતા, છતા તેમણે તો ચીવટ રાખીને સૌથી પહેલી આગળાની છાપ આપી, અને બાકીના દેશભાઈઓને દાખલો બેસાડ્યો

હોત તો, જોહાનીસબર્ગમા ૧૯૦૪ મા ફાટી નીકળેલી મરકીએ લીધા તેના કરતા ઘણા જ વધારે જીવોનો ભોગ લીધો હોત

જે પુરુષે રંગભેદ અને કોમી સઘર્ષના સજોગોમા 'સત્યાગ્રહ'નુ શસ્ત્ર પહેલવહેલુ વાપર્યું તેમનુ ચારિત્ર ને તેમનો સ્વભાવ ઉપર વર્ણવ્યા તેવા હતા તેમના શબ્દો વાપરીને કહીએ તો, જે કાયદો હિંદીઓના અંતરને ડખતો હતો તેને તાબે થવાની તેમણે ના પાડેલી, છતા, રાજ્યની કાયદાપાલક પ્રજા તરીકે, એ કાયદાના ભગ કે અનાદર માટે ઠરાવવામા આવેલી સજા ભોગવી લીધી હતી તેમની લડત માટે તે વખતે 'પૅસિવ રેઝિસ્ટન્સ' શબ્દ વપરાતો હતો તેને વિષે તેમણે કહેલુ કે એથી એ આદર્શનુ અધૂરુ વર્ણન થાય છે "એ શબ્દમા મારા મનનો પૂરો અર્થ આવી જતો નથી એ એક કાર્યપદ્ધતિનુ વર્ણન કરે છે ખરો, પણ એ પદ્ધતિ જે વિશાળ સિદ્ધાન્તના માત્ર એક અશરૂપ છે તે સિદ્ધાન્ત વિષે એ પરથી કશુ સૂચન થતુ નથી ખરી ખૂબી તો બૂરાની સામે ભલુ કરવામા, અવગુણ કેડે ગુણ કરવામા, રહેલી છે એ જ મારુ ધ્યેય છે " આ પ્રકારની એમના મનની ભાવના હતી એટલે એમણે કહેલુ કે શત્રુ પ્રત્યે પ્રેમ — અવેર રાખવાનો, અને આપણો દ્વેષ કરનાર ને આપણા પર જુલમ કરનારનુ ભલુ કરવાનો, જે આદેશ ઈસુ ખ્રિસ્તે આપેલો છે, તે ભારતવર્ષના ધર્મ અને તત્ત્વદર્શનમા રહેલા ઊંડામા ઊંડા જ્ઞાનની સાથે પૂરેપૂરો મેળ ખાય એવો છે

'સત્યાગ્રહ'ના આ 'શસ્ત્ર' વિષે મારા થોડાક વિચારો ઉપસહારરૂપે આપી દઉં ?

અને મક્કમપણના અસાધારણ સન્વયની જરૂર રહે છે એ શસ્ત્રની અસર પડે છે તે આ રીતે જેમની સામે એનો પ્રયોગ થતો હોય તે માણસોના અતરાત્મા જાગૃત થાય છે, પોતાનો જ કક્કો સાચો છે એવો જે આત્મ વિશ્વાસ તેમનામા અગાઉ હોય છે તે ડગી જાય છે, તેમનુ શરીરબળ અને શસ્ત્રબળ નકામુ થઈ પડે છે, અને તેઓ સત્યાગ્રહીઓ પર જે ત્રાસ વર્તાવે છે ને તેમને દુ ખ દે છે તેને માટે તેમનુ અતર તેમને ડખે છે, એટલે તેમનો નિશ્ચય ડગમગવા લાગે છે

પણ જે વિરોધીઓને અતરાત્મા જેવી વસ્તુ જ નથી તેમની સામે આ શસ્ત્ર સચોટ નીવડે કે કેમ એ વિષે મને શકા છે ખરી ગાધીજીએ જર્મનીના યહૂદીઓને પોતાના બચાવ માટે નિ શસ્ત્ર પ્રતિકાર યા સત્યાગ્રહનો પ્રયોગ કરવાની સલાહ આપી હતી યહૂદીઓ જો એવો પ્રયોગ કરે તો એ પરથી માત્ર એટલુ જ દેખાઈ આવે કે નાઝી સોલજરો ને તેમના નેતાઓને અતરાત્મા જ નથી પછી આવા નૈતિક દબાણની અસર પડે શાની ઉપર ?

વળી, સત્યાગ્રહ એ નૈતિક શસ્ત્ર છે, એટલે તેને માટે માણસોમા નિ સ્વાર્થતા ને એકનિષ્ઠા જોઈએ એવી સ્થિતિ હોય તો જ માણસના સ્વભાવમા રહેલા સહજ લડાઈખોરી, ક્રોધ અને રોષનુ પરિવર્તન ધીરજ, ક્ષમા અને પ્રેમમા થઈ શકે સત્યાગ્રહ એ એવો માર્ગ નથી જેનુ અનુશીલન તેના મૂળમા રહેલા વિશાળ સિદ્ધાન્તના પાલન વિના કરી શકાય શત્રુ પ્રત્યે પણ પ્રેમ રાખવો, અને બૂરાઈનો બદલો ભલાઈથી વાળવો એ સિદ્ધાન્તનું અનુશીલન કર્યા વિના સત્યાગ્રહનો અમલ અશક્ય છે

મનુષ્યોના એક આખા સમુદાયને જો આટલી ઊંચાઈએ પહોચાડવો હોય તો તેને માટે નેતા પણ અસાધારણ જોઈએ કોઈ પણ સામુદાયિક કાર્યને માટે જેવો નેતા જોઈએ છે તેના કરતા પણ આ નેતા વિશેષ ગુણ અને યોગ્યતાવાળો જોઈએ વળી એ નેતા આવશ્યક ધૈર્ય, મનોબળ અને હિંમતની જીવતીજાગતી મૂર્તિ હોવો જોઈએ એ ગુણોને આચરણ તેમજ ઉપદેશ બન્ને વડે પોતાના અનુયાયીઓમા ઉતારવાની તેની શક્તિ જોઈએ તેને માટે તેને કશા ભારે પ્રચારની તતખીર કે સોલજરોના દડા ને સગીનોની મદદની જરૂર ન હોવી જોઈએ એવા નેતાઓ વિરલ હોય છે ગાધીજી

જેવા પુરુષો એક પેઢીમા એકાદ પણ પાકતા નથી
જેવા પુરુષો એક પેઢીમા એકાદ પણ પાકતા નથી

દક્ષિણ આફ્રિકા એ 'ગોરાઓનો દેશ' બને અને રહે તે માટે એ
દેશના મૂળ વતનીઓને હિન્દીના કરતા પણ નપાવટ સ્થિતિમા રાખવામા
આવતા, ને હજુ પણ આવે છે એ મૂળ વતનીઓ રખેને હિન્દીઓનુ અનુ
કરણ કરીને સત્યાગ્રહ કરે, એવી ફડક દક્ષિણ આફ્રિકાના ગોરાઓને હતી
તેથી તેઓ તે વેળા ગાધીજીની ટીકા કરતા એ મને યાદ છે ગાધીજી એમની
રીતે જવાબ દેતા કે રમખાણ હિંસા અને ખુનામરકીના કરતા તો નૈતિક
હથિયાર સારુ જ ગણાય, લડત ચલાવનારાઓ નૈતિક હથિયાર વાપરે છે એ જ
બતાવે છે કે તેમની લડત સાચની છે આફ્રિકાના અસલી વતનીઓની
માગણીઓ જો વાજબી હોય, અને તેઓ સત્યાગ્રહનો પ્રયોગ કરવા જેટલા
મરદાની હોય, તો એટલા પરથી જ તેઓ મત આપવાના હકને લાયક ગણાય
તેમજ દક્ષિણ આફ્રિકાના અનેક કોમોવાળા તત્રમા તેમનુ સ્થાન નક્કી થવામા
બોલવાનો હક પ્રાપ્ત કરવાને તેઓ લાયક છે એમ પણ ગણાય

એ વાતને તો ત્રીસ વરસ થઈ ગયા દક્ષિણ આફ્રિકામા વસતા હિંદીઓ
ગાધીજીની આગેવાનીને હજુ યાદ કરે છે, પણ ગાધીજી હિંદુસ્તાન ગયા પછી
આ હિંદીઓએ સત્યાગ્રહનુ શસ્ત્ર એક પણ પ્રસગે વાપર્યું નથી દેશના મૂળ
વતનીઓનો વિકાસ સર્વ પ્રકારના વિઘ્નો નડ્યા છતા ઘણો થયો છે ખરો પણ
સત્યાગ્રહ જેવુ શસ્ત્ર, જેના પ્રયોગ કરનારમા અસાધારણ ગુણો હોવા જોઈએ,
તે શસ્ત્ર વાપરવાને તેઓ ક્યારે લાયક થઈ રહેશે એની આગાહી વિશ્વાસપૂર્વક
કોઈ કરી શકે એમ નથી તેઓ શસ્ત્રહીન છે, માંહોમાંહે લડે છે, ને અસહાય
છે, એટલે એમની આખરી આશા તો આ શસ્ત્ર ઉપર જ છે છતા એ
લોકોમા કોઈ ગાધી નીપજે એવો સમય હજુ નથી આવ્યો એ સમય કદાચ
કદી પણ ન આવે પણ દક્ષિણ આફ્રિકાના ગોરાઓ, જેમની સખ્યા દેશની
કુલ વસ્તીમા ઘણી ઓછી છે, તેઓ પોતાની રાજકીય, સામાજિક અને
આર્થિક સત્તા ને શિરજોરી સદાકાળ ટકાવી રાખવાના જે સતત પ્રયત્નો કરી
રહ્યા છે, તેને લીધે સભર છે કે ઇતર સર્વ વર્ગો ભેગા મળીને ગોરાઓની
સામે થાય એમ બને તો, સભર છે કે હિંદી કોમ — તેની પાસે ગાંધીજીનુ
દૃષ્ટાન્ત હોઈ — ગોરા સિવાયની સર્વ પ્રજાઓના સયુક્ત સગ્રામની
આગેવાની સેનર કોઈ નેતા પોતાના કામાથી જ નિપજાવે

# ૧૬. દક્ષિણ આફ્રિકામાં ગાંધીજી

## જાન. એચ. હોફમાયર

અમેરિકાના પ્રસિદ્ધ પાદરી ડૉ. જૉન મૉટ થોડા વખત પર મદ્રાસની પાસે આવેલા તાંબરમમાં ભરાયેલી ખ્રિસ્તીઓની મહાસભામાં હાજરી આપવાને હિંદુસ્તાન ગયા હતા. હિંદુસ્તાનમાં રહ્યા તે દરમ્યાન તેઓ સેવાગ્રામ જઈને મહાત્મા ગાંધીને મળ્યા હતા. એમણે મહાત્માજીને એક સવાલ આ પૂછેલો: 'આપના જીવન પર જેની વધારેમાં વધારે અસર થઈ હોય ને જેણે જીવનના ઘડતરમાં વધારેમાં વધારે ફાળો આપ્યો હોય એવા કયા કયા અનુભવો આપને થયા છે?' મહાત્માજીનો જવાબ અહીં આપવા જેવો છે.

"એવા અનુભવો તો ઘણા છે. પણ તમે મને સવાલ પૂછ્યા હતા, ત્યાં જેનાથી મારા જીવનનો પ્રવાહ બદલાયેલો એવો એક અનુભવ મને ખાસ યાદ આવ્યો. હું દક્ષિણ આફ્રિકા પહોંચ્યો તે પછી સાત દિવસે મને એ અનુભવ થયેલો. હું કેવળ કમાણી કરવાના સ્વાર્થી વિચારથી જ ત્યાં ગયેલો. હું તે વેળા તાજો વિલાયતથી આવેલો, ચોવીસ વરસનો જુવાન હતો, ને મારે પૈસા કમાવા હતા. જે અસીલે મને ત્યાં બોલાવ્યો હતો તેમણે એકાએક મને ડરબનથી પ્રિટોરિયા જવાનું કહ્યું. એ મુસાફરી સહેલી નહોતી. ચાર્લ્સટાઉન સુધી રેલવેમાં, ને ત્યાંથી જોહાનીસબર્ગ સુધી ટપ્પામાં, જવાનું હતું. રેલગાડીમાં મારી પાસે પહેલા વર્ગની ટિકિટ હતી, પણ રાતે ગાડીમાં સૂવા માટે જે ખાસ ટિકિટ જોઈએ તે નહોતી. મેરિત્સબર્ગમાં પથારીઓ આપવામાં આવી ત્યારે ગાર્ડ મારી પાસે આવી મને ગાડીમાંથી હડસેલી કાઢ્યો, ને મને માલના ડબામાં જવાનું કહ્યું. હું તે ડબામાં ન ગયો, ને ગાડી મને સ્ટેશન પર ટાઢે કકડતો મૂકીને ચાલી ગઈ. તે પછી જે અનુભવ મને થયો તેણે મારું જીવન પલટી નાખ્યું. મને બીક પેસી ગઈ કે કોઈ મને મારી નાખશે તો? હું અંધારી વેઈટિંગ રૂમમાં પેઠો. રૂમમાં એક ગોરો હતો. મને તેની બીક લાગી. મેં મારા મનને પૂછ્યું, 'મારું કર્તવ્ય શું? મારે હિંદુસ્તાન પાછા જવું? કે ઈશ્વરને મારો સહાયક ગણીને આગળ વધવું ને જે દુઃખ વેઠવા નિર્માયાં હોય તે વેઠી લેવાં?' મેં ત્યાં જ રહીને દુઃખો વેઠવાનો નિશ્ચય કર્યો. મારી સક્રિય અહિંસા તે દિવસથી શરૂ થઈ."

આ અનુભવ યાદ કરતા દક્ષિણ આફ્રિકાના કોઈ ગોરાને આનંદ થાય એમ નથી છતા, ગાંધીજીની જીવનકથામા દક્ષિણ આફ્રિકાએ કેવો અગત્યનો ભાગ ભજવ્યો છે તે આ પ્રસગ પરથી બહુ સ્પષ્ટ દેખાઈ આવે છે સત્યાગ્રહના સિદ્ધાન્તનો જન્મ દક્ષિણ આફ્રિકામા જ થયો અહિંસક પ્રતિકારનુ શસ્ત્ર ત્યા જ ઘડાયુ ઇતિહાસની ઘટનાઓમા ઘણીવાર ન્યાય રહેલો હોય છે હિંદુસ્તાને, અને જાણીબૂજીને નહી છતાં, દક્ષિણ આફ્રિકાને એક ઋણમા કરણ કાયડો ઉકેલવાનો આપ્યો હતો બદલામા આફ્રિકાએ, અને જાણીબૂજીને નહીં છતા, હિંદુસ્તાનને સવિનય ભગની કલ્પના ભેટ ધરી

હિંદીઓ દક્ષિણ આફ્રિકા આવેના તેનુ કારણ એ હતુ કે તેઓ આવે એથી ત્યા વસેના ગોરા લોકોનો સ્વાર્થ સધાતો હતો ગિરમિટિયા મજૂરો વિના નાતાલનો દરિયાકાંઠાનો પ્રદેશ સારી રીતે ખીલવવો અશક્ય લાગતો હતો એટલે હિંદીઓ આવ્યા — અને તેમની મહેનતથી નાતાલે આબાદી મેળવી તેમાના ઘણા ત્યા જ રહી ગયા તેમની મહેનતથી દેશની આબાદી વધે એ ગોરાઓને ભાવતી વાત હતી પછી તો બીજા હિંદીઓ — સ્વતંત્ર તેમજ ગિરમિટિયા બન્ને — પણ આવવા લાગ્યા હિંદીઓની રહેણી સાદી ને ઓછી ખરચાળ એટલે જે ધંધા અગાઉ એકલા ગોરાઓના હાથમા હતા તેમા હિંદીઓ દાખલ થવા, ને ગોરાઓને તેમાથી નીકળી જવુ પડે એવો ભય પેદા થયો આ વસ્તુ રંગદ્વેષ જાગૃત કરવાને પૂરતી હતી એટલે હિંદીઓ, લૉર્ડ મિલનરના શબ્દમા કહીએ તો, “ જે કોમ તેમને આવકાર આપવાને નારાજ હતી તેને ત્યા પરાણે ઘૂસી જનાર પગપેસારુ ” ગણાવા લાગ્યા આ રંગદ્વેષ અને સૂગનુ દર્શન તે રાતે જુવાન ગાંધીને મૅરિત્ઝબર્ગના સ્ટેશન પર થયુ તેના ઇલાજરૂપે સત્યાગ્રહનો જન્મ થયો

મહાત્માજીના દક્ષિણ આફ્રિકાના જીવન અને કાર્યની કથા અહીં આપવાની જરૂર નથી લડત લાંબી ચાલી આજે જગતની એક અતિપ્રસિદ્ધ વ્યક્તિ થઈ પડ્યા છે તે જનરલ સ્મટ્સ એ લડતમા ગાંધીજીના મુખ્ય પ્રતિપક્ષી હતા એ બે પુરુષોમા ઘણા સમાન અંશો હતા કેટલાક વરસ પર હું એક મોટા સરકારી અમલદારની જોડે જોહાનીસબર્ગ શહેરની બહાર આવેલી હિંદી અને ‘ નેટિવ ’ છોકરાઓ માટેની ‘ રેફૉર્મેટરી ’ જોવા ગયો હતો એ જગા એક કાળે જેલ તરીકે વપરાતી ત્યા ત્રીસ વરસ પર ગાંધીજીને જે

કોટડીમા રાખેના તે મારા સાથીએ મને બતાવી, ને તે પ્રસગ યાદ કર્યો તે પોતે તે વેળા નાના મેજિસ્ટ્રેટ હતા, અને ગાધીજીને ફિલસૂફીની કેટલીક ચોપડીઓ આપી આવેના એ એમના ઉપરી પ્રધાન જનરલ સ્મટ્સે ભેટ મોકલેલી હતી સદ્‌ભાગ્યે એ પુરુષો વચ્ચે બધાયેલી પરસ્પર આદર અને મિત્રાચારીની ગાઢ, ઉગ્ર લડત ચાલના છતા, ટકી રહી, અને આજે પણ જેવી ને તેવી કાયમ છે

ગાધીજીએ દક્ષિણ આફ્રિકામા કયુ કાર્ય સાધ્યુ? નવા હિંદીઓને દક્ષિણ આફ્રિકામા આવતા બધ કરી દેવાનો જનરલ સ્મટ્સનો જે મુખ્ય આશય હતો તો ફળીભૂત થતો તો તેઓ ન રોકી શક્યા પણ પરદેશથી આવીને વસવાટ કરનારાઓને લગતા કાયદામા અગાઉ હિંદીઓનો જે ખાસ નામનિર્દેશ કરવામા આવેલો, એ કઢાવીને તેઓ હિંદી કોમને એ અપમાનમાથી ઉગારી શક્યા જે હિંદીઓ દક્ષિણ આફ્રિકામા કાયમી વસવાટ કરી ચૂક્યા હતા તેમની ઘણી નાની નાની હાડમારીઓ પણ તેઓ દૂર કરાવી શક્યા દક્ષિણ આફ્રિકા છોડતી વખતે તેમણે એવી આશા અવશ્ય રાખેલી કે સ્મટ્સની ને પોતાની વચ્ચે થયેલા કરારને પરિણામે એશિયાવાસીઓ સામેની ગોરાઓની સૂગ સાવ નીકળી જશે પણ એ વાતમા તેમને નિરાશા મળવી નિર્માયેલી હતી દક્ષિણ આફ્રિકામા આજે પણ એ સૂગ ઘણી તીવ્ર છે, અને તેના કેટલાક પ્રકારો દક્ષિણ આફ્રિકાને શોભા આપે એવા નથી

છતા ગાધીજીની આગેવાની દક્ષિણ આફ્રિકામા વસતી કોમ પર કાયમની અસર મૂકી ગઈ છે એ કોમમા મોટો ભાગ હલકા ગણાતા વર્ણોનો હતો, છતા એ ઊંચનીચના ભેદભાવને ભુલાવી ગાધીજી આખી કોમ પાસેથી કામ લઈ શક્યા તેમણે એ કોમને જે આત્મગૌરવની ભાવના શીખવી તે એ લોકોના મનમાથી હજુ ભૂસાઈ નથી અપમાનભરેલા કાયદાઓની સામે ગાધીજીના નેતૃત્વ નીચે લડીને એ કોમ જેટલી દૃઢતાથી લડી હતી તેટલી જ દૃઢતાથી તે આજે પણ રગભેદ અને આભડછેટના કાનૂનો સામનો કરવાને તૈયાર છે પણ સૌથી અગત્યની હકીકત તો એ છે કે જે વરસોમા ગાધીજી કાયદાનો અનાદર કરતા હતા, હાથના આગળાની છાપ આપ્યા વિના એક પ્રાતની હદ ઓળગીને બીજા પ્રાતમા જતા હતા, જેલમા જઈને પાછા બહાર નીકળતા હતા, તે વરસોમા તેઓ વસ્તુત ત્યાગ અને આત્મનિગ્રહના પોતાના

સિદ્ધાંતને સંપૂર્ણતાએ પહોંચાડી રહ્યા હતા; તેને ઘૂંટીઘૂંટીને જીવનમાં ઉતારી રહ્યા હતા; અને શસ્ત્ર તરીકેની તેની શક્તિ ને સચોટતાનું પારખું લઈ રહ્યા હતા.

એટલે એમ કહી શકાય કે જે પુરુષ કેવળ ભારતવર્ષના મહાત્મા જ નહીં, પણ જગતના એક મહાનમાં મહાન આધ્યાત્મિક નેતા, બનવાના હતા તેમના ઘડતરમાં દક્ષિણ આફ્રિકાએ મોટો ભાગ ભજવ્યો છે; જોકે એ ઘડતર જે ખાસ સંજોગોમાં થયું તે સંજોગો યાદ કરતાં એ દેશના ગોરા રાજ્યકર્તાઓ ભાગ્યે જ સંતોષ લઈ શકે એમ છે.

## ૧૭. ગાંધીજી અને અહિંસાનું ભાવિ

### લૉરેન્સ હાઉસમેન

મહાત્મા ગાંધી સફળ અહિંસાના મોટામાં મોટા જીવતા પુરસ્કર્તા છે. સક્રિય અહિંસા એ જગતના રાજકારણમાં એક પ્રબળ શક્તિ બની શકે છે એમ તેમણે બતાવી આપ્યું છે. રાજ્યતંત્રના સંચાલન માટે બળજબરી ને જુલમ કરતાં અહિંસા અધિક સબળ અને કાર્યસાધક નીવડી છે. દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીને પૂરેપૂરી ફતેહ મળી હતી. હિંદુસ્તાનમાં ઘણી મોટી ફતેહ મળી છે; અને તેમના અનુયાયીઓની સંખ્યા જો છે તેના કરતાં મોટી હોત, અને એ લોકોએ જો એકધારી અહિંસા જાળવી હોત, તો એમની અહિંસાના સાધનને પૂરો વિજય ક્યારનો મળ્યો હોત.

'વહેવારુ રાજકારણ'ના ક્ષેત્રમાં અહિંસાની શક્તિનું આવું પ્રદર્શન અણમોલ છે; અને ભવિષ્યમાં સ્વતંત્રતા મેળવવા મથતી સર્વ પ્રજાઓ ને કોમોનો પંથ ઉજાળે છે.

સાધારણ માણસો સામાન્યપણે જે સાધનોથી કામ લે છે તેના કરતાં અહિંસા એ સાવ જુદી જ જાતનું સાધન છે; અને જે જુગજૂની પ્રથાને વશ થઈ માણસો અવળે રસ્તે ચડ્યા છે ને તેમણે હિંસાને અન્યાયનિવારણના સાધનરૂપે સ્વીકારી છે તેમાં ને અહિંસામાં જમીન આસમાનનો ફરક છે. એટલે તો વળી અહિંસાને મળેલો વિજય ઘણો અધિક આશ્ચર્યકારક કહેવાય. હિંસાની ઉપાસનાની એ જૂની પ્રણાલિકા જગતમાં ચાલી આવતી હતી, તે

છતાં ગાંધીજી આટલું મોટું, ને એકંદરે આટલું વફાદાર, અનુયાયીદળ ભેગું કરી શક્યા, ને તેને મહાકષ્ટો વેઠવાની તાલીમ આપી શક્યા એ પરથી, મારા મત અનુસાર, એમ સાબિત થાય છે કે તેઓ જે કંઈ શીખવે છે તે મનુષ્યસ્વભાવની જડમાં રહેલું એક મૂલભૂત સત્ય છે, અને સાધારણ સ્ત્રીપુરુષોની આગળ જ્યારે એ જાતનું દૃષ્ટાંત ઊભું કરવામાં આવ્યું હોય ત્યારે, તેમને એ સમજવું અશક્ય નથી; તેમજ તેનો સ્વીકાર કરી મોટાં કામો પાર પાડવાના સાધન તરીકે તેનો પ્રયોગ કરવો એ તેમના ગજા બહારની વસ્તુ નથી

આ બધાં કારણસર હું માનું છું કે આજના જમાનામાં મહાત્મા ગાંધીનું જીવન અતિશય કીમતી છે. તેમની સિત્તેરમી જયંતીને પ્રસંગે તેમને અભિનંદન આપતાં મને મનમાં એમ થાય છે કે તેઓ હજુ જુવાન હોત તો કેવું સારું થાત! તો તેમનું નેતૃત્વ હજુ ઘણા લાંબા કાળ લગી મેળવવાની સકારણ આશા જગત રાખી શકત

## ૧૮. ગાંધીજીનો સત્યાગ્રહ અને ઈસુનો જીવનપથ

### જોન હૉયલૅંડ

૧૯૩૮ ના આખર ભાગમાં મદ્રાસમાં દુનિયાના તમામ ભાગમાંથી — પણ ખાસ કરીને આફ્રિકા અને પૂર્વના દેશોમાંથી — આવેલા ખ્રિસ્તી પાદરીઓની એક પરિષદ ભરાઈ હતી આધુનિક જગતના પ્રશ્નો ઈસુ ખ્રિસ્તના સંદેશની દૃષ્ટિએ વિચાર કરવાનો એ પરિષદનો આશય હતો ખ્રિસ્તી ધર્મના ધનિક અને હામહાવાળા સંપ્રદાયોના કેટલાક પાદરીઓ, જેઓ આખા જગતમાં વિખ્યાત થયેલા છે, તેઓ પણ તેમાં હતા. પરિષદ ભરાતા પહેલાં એક અપૂર્વ ઘટના બનવા પામી. આમાંના કેટલાક પ્રસિદ્ધ ખ્રિસ્તી નેતાઓ હિંદુ નેતા ગાંધીજીના દર્શન કરવા ને તેમને ચરણે બેસવા ખાસ લાંબી મુસાફરી કરીને ગયા ઈસુ ખ્રિસ્તનું અનુકરણ વધારે સારી રીતે કેમ કરી શકાય એ વિષે ગાંધીજીની સલાહ લેવાનો તેમનો ઇરાદો હતો ખ્રિસ્તીઓની આવી ધર્મપરિષદો અગાઉ ઘણીવાર થઈ છે, પણ તેના નેતાઓએ આવું પગલું કદી ભર્યું નહોતું હવે ભર્યું છે એ પરથી બે વસ્તુ દેખાઈ આવે છે: એક તો એ કે ખ્રિસ્તી ધર્મ,

મોટે ભાગે આધુનિક ઉદ્યોગવાદ અને આધુનિક સામ્રાજ્યવાદની જોડે માંડવાળ કરી હોવાને કારણે અવળે માર્ગે ચડી ગયો છે, એવી ઊંડી પ્રતીતિ ઘણા લોકોને થઈ છે બીજું, ભારતવર્ષના આ મહર્ષિ ઈસુ ખ્રિસ્તનુ માનસ આપણા કરતા ઘણા વધારે પ્રમાણમા સમજી શક્યા છે, ને ઈસુ ખ્રિસ્તને પગલે આપણા કરતા વધારે ચાલી રહ્યા છે — એ વિચાર પણ ઘણા લોકોના મનમા ખૂબ ઊંડો ઊતરી ગયો છે



આ ખ્રિસ્તી પાદરીઓ સાથેની વાતચીતમા ગાંધીજીએ સૌથી પહેલો પ્રશ્ન પૈસાને લગતો છેડ્યો તેમણે કહ્યુ

"મને હમેશા એમ લાગ્યુ છે કે જ્યારે કોઈ પણ ધાર્મિક સસ્થાની પાસે જરૂર કરતા વધારે પૈસો થાય છે ત્યારે તે સસ્થા ઈશ્વર વિષેની શ્રદ્ધા ગુમાવી બેમે અને પૈસાને પૂજતી થઈ જાય એવુ જોખમ રહે છે પૈસાના સદુપયોગ કે દુરુપયોગ જેવી કોઈ વસ્તુ નથી આપણે એના પર આધાર રાખતા મટી જવુ જોઈએ

"દક્ષિણ આફ્રિકામા મેં સત્યાગ્રહની કૂચ શરૂ કરી ત્યારે મારા ગજવામા ગતી પાઈ નહોતી પણ મારા મનમા એનો જરાય ઉચાટ નહોતો મારે ત્રણ હજાર માણસના કાફલાનો નભાવ કરવાનો હતો મેં મનમા કહ્યુ 'કશી ફિકર નથી ભગવાનની મરજી હશે તો તે બેડો પાર ઉતારશે ' પછી તો હિંદુસ્તાનથી પૈસાનો વરસાદ વરસવા લાગ્યો મારે સામી ના કહાવવી પડી કેમકે પૈસા આવ્યા તેની સાથે મારી આપદા શરૂ થઈ પહેલા માણસો રોટીના ટુકડા ને ખાંડથી સતોષ માનતા તેને બદલે હવે તેઓ ભાતભાતની વાનીઓ માગવા લાગ્યા ખરી વાત એ છે કે જે ક્ષણે પૈસા વિષે સલામતી ને નિશ્ચિન્તતા આવી તે ક્ષણે જ આધ્યાત્મિક દેવાળુ નીકળી જવાનું '

આ છેલ્લા કથનમા ગાંધીજીનો આદર્શવાદ અતિ સ્પષ્ટ રૂપમા દેખાઈ આવે છે તેઓ ફરીફરી આગ્રહપૂર્વક કહેતા આવ્યા છે કે કોઈ પણ વિદ્યાલય ચલાવનારા પાસે વ્યાજે મૂકવા જેટલી મૂડી ભેગી થઈ, કે જરૂર પૂરતા પૈસા મળી રહેવાની જોગવાઈ થઈ ગઈ, કે પછી એ વિદ્યાલયમા પ્રભુ કે શહે

રહેવાના જ નહીં. જે લોકો અગાઉ સ્વેચ્છાએ સેવા કરતા ને આપભોગ આપતા તેઓ લાચિયા બની જાય છે, ને હિલચાલમાંથી જે કંઈ હાથ લાગે તે મેળવી લેવા તેમાં દાખલ થાય છે. બીજી બાજુ, જે લોકો અગાઉ એમાંથી મદદ મેળવતા ને પોતાની ઉન્નતિ સાધતા તેઓ કૃતઘ્ન ને મફતિયુ ખાનાર બની જાય છે. પછી એ હિલચાલ ને તેના નાણાં દૂઝણી ગાય બની જાય છે, અને બીજાના કરતાં પોતે એનું દૂધ વધારે ચતુરાઈથી ને વધારે પ્રમાણમાં કેમ દોહી શકે એ તરફ જ દરેક જણની નજર રહે છે. આમ પૈસા ઉચાપત થવા લાગે છે ને અવનતિ શરૂ થાય છે. દરેક પ્રકારના દંભ અને અપ્રમાણિકતાને ઉત્તેજન મળે છે. આ લેખકને અનેક દેશમાં મરકી, દુકાળ ને લડાઈ પછી થતી સંકટનિવારણ ફંડની વહેંચણીનો કંઈક અનુભવ છે. તે પરથી તેની દૃઢ પ્રતીતિ થઈ છે કે ગાંધીજીની વાત સાચી છે. ખરેખરા આત્મબળના પાયા પર ઊભી થયેલી ને જીવતીજાગતી કોઈ પણ હિલચાલ બને એટલે અંશે પૈસા વિના ચલાવી લેશે, ને એમ ચલાવી લેવાથી તેના બળમાં અનંતગણો વધારો જ થશે.



આ પ્રસંગે ગાંધીજીએ બીજો અને અતિ તાકીદનો જે પ્રશ્ન ચર્ચ્યો તે એ હતો કે 'લૂંટારુ' પ્રજાઓનું શું કરવું? અહીં એટલું કહી લઉં કે આપણે અંગ્રેજો જ્યારે આવા પ્રશ્નો ચર્ચીએ ત્યારે આપણે સમજી લેવું જોઈએ કે જગતની ઘણી પ્રજાઓ આપણી ગણતરી પણ લૂંટારુ પ્રજામાં જ કરે છે. આપણે ૧૯૧૯માં નવ નવા દેશો પર રાષ્ટ્રસંઘ વતી રાજ્ય ચલાવવાનો અધિકાર મેળવ્યો, એમ કરીને લૂંટનો માલ પૂરેપૂરો ભેગો કરી લીધો, અને ત્યારપછી ધરાઈને શાન્ત થઈ બેસી ગયા છીએ, એટલા પરથી આ બીજી પ્રજાઓ એમ નથી માની લેતી કે જે પ્રજાઓ હમણાં હમણાં જગતના દેશોની લૂંટ માટે પાપડી કરવા નીકળી છે એના કરતાં આપણે કંઈ ઓછા લૂંટારુ છીએ.

આન્તરરાષ્ટ્રીય લૂંટફાટ અને ગુંડાશાહીનો સામનો અહિંસા વડે કરી શકાય
એમ છે, ને કરવો જોઈએ. તેમણે કહ્યું: "પશુબળ ગમે તેટલું સકારણ
વાપરવામાં આવ્યું હોય તોપણ તે અન્તે તો આપણને હિટલર અને મુસો-
લિનીના પશુબળની પેઠે એવા જ ખાડામાં લઈ જઈને નાખવાનું. એ એમાં
કંઈક ઓછાવત્તાનો ફરક હશે એટલું જ. તમે ને હું જેઓ અહિંસા પર
આસ્થા ધરાવીએ છીએ તેમણે અણીની ઘડીએ એનો ઉપયોગ કરવો જોઈએ
થોડી વાર પથ્થર પર પાણી જેવું લાગે તોપણ આખરે સોનેરી ટોળીવાળા
લૂંટારાના દિલ પર આપણે અસર પાડીશું, એવી આશા આપણે કદી છોડવી
ન જોઈએ."

* * *

તે પછી એમને પૂછવામાં આવ્યું કે "આપના જીવન પર જેની
વધારેમાં વધારે અસર થઈ હોય, જેણે જીવનના ઘડતરમાં વધારેમાં વધારે ફાળો
આપ્યો હોય, અને અન્યાયના નિવારણ માટે અહિંસાનો પ્રયોગ કરવામાં જીવન
સમર્પણ કરવા આપને પ્રેર્યા હોય, એવા કયા અનુભવો આપને થયા છે?"
ગાંધીજીએ મૅરિટ્ઝબર્ગના સ્ટેશન પરનો અનુભવ વર્ણવ્યો.* આ ઘટનામાં
ગાંધીજીની બે સિદ્ધિઓ આપણે સ્પષ્ટ રૂપમાં જોઈ શકીએ છીએ. પહેલી
સિદ્ધિ તે નિર્ભયતા. હિંદનો સામાન્ય માણસ ગોરાથી કેટલો ડરે છે — અથવા
ખરું કહીએ તો ડરતો — તેનો પશ્ચિમના દેશોમાં, જ્યાં ઘણા મોટા ભાગની
વસ્તી એકલા ગોરાઓની જ છે, ત્યાં રહેનારને ભાગ્યે જ ખ્યાલ આવે.
ગાંધીજીએ એમના દેશભાઈઓને એક મોટામાં મોટો પાઠ એ શીખવ્યો કે
ગોરાનો ડર છોડવો ને તેની સામે નીડરતાથી ઊભા રહેવું ગાંધીજીએ હિંદી-
ઓને, અને ખાસ કરીને હિંદી ખેડૂતોને, શીખવ્યું છે કે 'ટટાર ઊભા રહો.
ડર્યા કે ગભરાયા વિના ગોરાઓની સામે છાતી કાઢીને ઊભા રહો. અને તેના
હુકમોથી આપણા દેશનું અકલ્યાણ થશે એમ લાગે તો જાણીબૂજીને
એ હુકમોનો અનાદર કરો' ભય ચેપી વસ્તુ છે. તેમ નિર્ભયતા પણ ચેપી
છે. ગાંધીજીમાં જે નિર્ભયતા છે તેનો ચેપ બીજાઓને લગાડવાની અદ્ભુત
શક્તિ તેમનામાં છે. સરકારી અમલદારો ચાહે તે કરે છતાં અન્યાયી મહેસૂલ
ભરવાની ના પાડવાની હિંમત હિંદી ખેડૂતોમાં તેમણે પેદા કરી છે.

* જુઓ પાછળ પૃ. ૮૩

મૅરિટ્ઝબર્ગ સ્ટેશન પરની એ ઘટના પરથી બીજી એક વસ્તુ દેખાઈ આવે છે. માણસ જાતે દુઃખ વેઠીને બીજાઓનો ઉદ્ધાર કરી શકે છે, એ શ્રદ્ધાને ગાંધીજીએ જીવનભર આચરણમાં ઉતારી છે. ગાર્ડે તેમને ટ્રેનમાંથી ઉતારી પાડ્યા, અને ગાડીવાને તેમના પર હુમલો કર્યો, એ પ્રસંગ દેખીતો કદાચ નજીવો લાગે. પણ એ પ્રસંગમાં એક થથરતા ને લાગણીવાળા છોકરાએ હિંમતભેર, બીજા લોકોને કાજે, અપમાન ને દુઃખ વેઠ્યાં હતાં. એ પ્રસંગે જ ગાંધીજીના સત્યાગ્રહ સિદ્ધાન્તનો જન્મ થયો, એટલું જ નહીં પણ તેની લડતનું બીજ પણ રોપાયું. વીસેક વરસ પછી, સ્વરાજ લેવાને માટે, અઢી લાખ હિંદી સ્ત્રીપુરુષો જે હર્ષ અને ઉત્સાહભેર જેલમાં જવાના હતા તેનું બીજ, એક અર્થમાં, નાતાલના એ રેલવે સ્ટેશન પર એ છોકરાએ બતાવેલી હિંમતમાં રહેલું હતું. જગતમાં એવું કોઈ દુઃખ કે અપમાન નથી જે યોગ્ય ભાવે સ્ત્રી પુરુષે વેઠ્યું હોય તો તેનો આ રીતે બીજાઓના ભલા માટે ઉપયોગ ન થઈ શકે. કેમકે સત્યાગ્રહ એ સ્વદેશને માટે આઝાદી ને એકતા મેળવવાની, યા તો વારફગશાહી ને શત્રુપક્ષ પર જીત મેળવવાની, યા બીજી સામાજિક ને આર્થિક

ભાઈઓને અહિંસક રહીને કષ્ટ સહેવાની સત્યાગ્રહની હિંમચાવમા દોર્યા છે, તેમા તેમણે એક વિશ્વવ્યાપી ને જુગજૂના સિદ્ધાતને જ ફરી પ્રકાશમા આણ્યો છે, ને એ રીતે પોતાની પ્રતિભાનું દર્શન કરાવ્યુ છે પાશ્ચાત્ય સસ્કૃતિની સ્વાર્થપરાયણતા, વિનાસપ્રિયતા ને નફાખોરીએ એ સિદ્ધાતને આપણી આખથી અળગો કરી નાખ્યો હતો પશ્ચિમમા મોટા યન્ત્રો અને કારખાનાનો યુગ શરૂ થયો ત્યારપછીના દોઢસો વરસમા જો કે ખ્રિસ્તી ધર્મે ઈસુના બલિદાનને વિશે ઉપદેશ તો ઘણો આપ્યો છે પણ જગતમા ચોમેર સ્વાર્થી હરીફાઈની વૃત્તિ ફેલાયેલી હોવાથી વધસ્તભનો — એટલે કે ઐચ્છિક કષ્ટસહન અને બલિદાનનો — સિદ્ધાત ગૌણ બની ગયો છે લોકો માત્ર બુદ્ધિથી એ સ્વીકારે છે, અથવા તો એ કેવળ વ્યક્તિના જ મોક્ષનુ સાધન બની શકે એમ માને છે આપણી પેઢીને મોટુ કામ એ કરવાનું છે કે એ સિદ્ધાતને માત્ર બુદ્ધિથી સ્વીકારેલો મત ન રહેવા દેતા તેને જીવત અને શાશ્વત જીવનધર્મ બનાવવો, ને તેની મદદથી અન્યાય, શસ્ત્રયુદ્ધ અને હિંસાને નાબૂદ કરવાના પ્રયાસો કરવા

—

તે મનુષ્યને વિષે સદ્ભાવ ધરાવે છે, તેને શોધવા મથે છે, તેને પાપગર્તમાં પડતો બચાવી લે છે, ને તેનો ઉદ્ધાર કરે છે. એનો એ પ્રેમ અને સદ્ભાવ દુઃખે પીડાતા મનુષ્યને કાજે સ્વેચ્છાએ કષ્ટ, જોખમ અને મૃત્યુ વહોરી લે છે; અને દુઃખી દુનિયા આખી ઉદ્ધાર પામે ત્યારે જ તે વિરમે છે. લડાઈ, ગરીબાઈ, અને માનવજાતિ પર પડનારાં બીજાં દુઃખોનું નિવારણ આપણે કરવું હોય તો આપણે આ ઈશ્વરને માર્ગે, એની ઇચ્છા અનુસાર, ચાલવું જોઈએ. એને આપણા જીવનરથનો સારથિ બનાવવો જોઈએ.

આન્તરરાષ્ટ્રીય રાજકારણમાં અત્યારે આપણે માથે યુદ્ધનાં વાદળ ઘેરાઈ રહ્યાં છે. લડાઈ શરૂ થાય તો દ્વેષ અને હિંસા પણ ઉગ્ર રૂપમાં ફાટી નીકળવાનાં એ આફતમાંથી માનવજાતિને અને માનવ સંસ્કૃતિને કેમ બચાવી શકાય એ પ્રશ્નની ચર્ચા પણ ગાંધીજીએ મદ્રાસથી આવેલા બીજા કેટલાક ખ્રિસ્તી નેતાઓ સાથે કરી હતી. પશ્ચિમને ઇસુ ખ્રિસ્તનો સંદેશો મળ્યે બે હજાર વરસ થવા આવ્યાં. છતાં પશ્ચિમની સંસ્કૃતિ એ સંદેશાને કદી અનુસરી શકી નથી, અને તેથી અત્યારે આપણી નજર આગળ જ તેના ભૂકા ઊડી રહ્યા છે. અત્યારે જે કંઈ બની રહ્યું છે, અને ભવિષ્યમાં બનવાનો ભય ઝઝૂમી રહ્યો છે, તેને વિષે પશ્ચિમમાં સર્વત્ર બેચેની ફેલાઈ ગઈ છે. એટલે, ઇસુ ખ્રિસ્તના ઉપદેશનું જે મુખ્ય તત્ત્વ — સ્વેચ્છાએ સ્વીકારેલા, પ્રતિકાર ન કરનારા, ને ઉદ્ધારક એવા કષ્ટસહનનો જે સિદ્ધાંત ઇસુના શિક્ષણના સારરૂપ છે — તેને ફરી સજીવન કરવાનો પ્રયાસ જે પુરુષે આદર્યો છે ને તેને પોતાનું જીવન સમર્પ્યું છે, અને જે પ્રાચીન વિશ્વવ્યવસ્થા ઘણી રીતે ઘસાઈ ગઈ હતી તેમાં ફરી પ્રાણનું સિંચન કર્યું છે, તે પુરુષની પાસે આ ખ્રિસ્તી નેતાઓ ગયા એ ઉચિત જ હતું. એ પુરુષના પ્રયત્ન વડે ઇસુના બલિદાનનો સિદ્ધાંત જગતમાં ફરી વાજતેગાજતે, એક ઇતર ધર્મના વાતાવરણમાં, સજીવન થવા પામ્યો છે.



અહિંસા વિષે પોતાને જે અડગ અવિચળ શ્રદ્ધા છે તેનું પ્રતિપાદન પણ ગાંધીજીએ કરી બતાવ્યું. અન્યાયનું — ચીન આજે જે જાતનો અન્યાય સહી રહ્યું છે તેનું પણ — નિવારણ શસ્ત્રયુદ્ધ વડે કરવામાં મુશ્કેલી એ છે કે તેમાં બૂરાઈ વડે બૂરાઈને — શેતાનની મદદ વડે શેતાનને — કાઢવાનો

પ્રયત્ન થાય છે. કેટલાક લોકો માણસોને બાળે છે, ગોળીએ ઉડાવે છે, તેમના અંગ છેદે છે, તેમને ત્રાસ આપે છે, તેમને મારી હઠાવવાને માટે એના જ ઉપાયોનો પ્રયોગ એમાં કરવામાં આવે છે. જે દ્વેષ ને તિરસ્કારમાંથી પહેલ વહેલો હુમલો થયો હોય છે તેનો અંત આવા ઉપાયોથી કદી આવતો નથી એથી તો ઊલટી એ મૂળ દ્વેષની આગ વધારે ભભૂકે છે વેરથી ને બૂરાઈથી વેર ને બૂરાઈ શમતાં નથી આક્રમણની વૃત્તિને શમાવી મિત્રભાવ પેદા કરાવવા માટે સ્વેચ્છાએ કષ્ટ વહોરી લેનાર જે પ્રેમ અને સદ્ભાવ છે તે જ અન્યાયનું નિવારણ કરવાનો સાચો ઉપાય છે.



એ વિવેચન દરમ્યાન ગાંધીજીએ કહ્યું "હું અહિંસાનો પાઠ મારી પત્ની પાસેથી શીખ્યો હું એને હમેશા મારી ઇચ્છા આગળ નમાવવા મથતો એ એક તરફથી મારી ઇચ્છાનો નિશ્ચયપૂર્વક દૃઢપણે સામનો કરતી, અને બીજી બાજુએથી હું મારી જડતાનો માર્યો એના ઉપર જે જે કંઈ વિતાડુ તે બધુ શાંતિપૂર્વક બરદાસ કરતી એના આ શાંતિમય વિરોધે અંતે મારી આંખ ઉઘાડી, મને મારી શરમનુ ભાન કરાવ્યું, અને હું એના પર ધણીપણુ ચલાવવા સારુ જન્મ્યો છુ એ મૂર્ખાઈભર્યા મનોરોગમાંથી સાજો થઈ ઊગરી ગયો આમ અંતે એ મારી અહિંસા શીખવનાર ગુરુ બની મેં દક્ષિણ આફ્રિકામાં જે કંઈ કરી બતાવ્યુ તે કસ્તુરબાઈએ નામરજીપૂર્વક પણ પોતાની અંગત વર્તણૂકમા જે કંઈ કરી બતાવેલુ તેનો વિસ્તાર માત્ર હતો "

ગાંધીજીના એ વિવેચન પરથી સત્યાગ્રહને લગતો બીજો પણ એક અતિ અગત્યનો સિદ્ધાંત સમજાયો સત્યાગ્રહની હિલચાલમા સ્ત્રીઓ પણ પુરુષોના જેટલો જ ભાગ લઈ શકે છે, એટલું જ નહીં પણ આગેવાની લેવાને સ્ત્રીઓ વિશેષ લાયક છે સેંકડો વરસ થયાં ધીરજપૂર્વક કષ્ટ સહેવુ એ સ્ત્રીવર્ગનુ મોટામા મોટું હથિયાર રહ્યુ છે તેની સાથે તેમનામા હિંમ્મત અને જુલમની સામે સ્પષ્ટપણે બોલવાની હિંમત પણ હોય છે હવે એ જ ભાવના અને કાર્યપદ્ધતિ વાટે જગતનો ઉદ્ધાર સાધવાની હિલચાલમા તેને આગેવાની લેવાનુ કહેવામા આવ્યુ છે

સત્યાગ્રહના મૂળમા રહેલી ચાર મુખ્ય કલ્પનાઓ આપણે યાદ કરીએ

(૧) જગતમા બૂરાઈ ને અન્યાય પ્રવર્તે છે

(૨) એ બૂરાઈ ને અન્યાયનુ નિવારણ કરવુ જોઈએ

(૩) બૂરાઈ ને અન્યાયનુ નિવારણ હિંસાથી કરી શકાતુ નથી હિંસાથી તો ઊલટુ બૂરાઈ ને અન્યાય કરવાની ઇચ્છા વધારે ઊંડી ને મક્કમ બને છે એને ગમે તેટલી સખતાઈથી દબાવી દીધી હોય તોપણ એ કોઈક દિવસ પાછી દસગણી હિંસાથી ફાટી નીકળ્યા વિના રહેવાની નથી

(૪) બૂરાઈ ને અન્યાયને ધીરજપૂર્વક કષ્ટ સહીને જ શમાવી શકાય. પ્રેમ અને સદ્‌ભાવપૂર્વક એવુ કષ્ટ વહોરી લેનાર અન્યાય કરનારના ઘા હસતે મોઢે ઝીલે છે, અને વખત આવ્યે મોતની પણ ભેટ કરે છે

આ ચારેય પાયાના આદર્શોની બાબતમા સ્ત્રી જગતના આદિકાળથી સત્યાગ્રહનુ આચરણ કરતી આવી છે તેણે પોતે જે દુખો ને જુલમ વેઠ્યા છે તેથી, જગતમા અન્યાય ચાલે છે એ વાત તો તેના મન પર દૃઢપણે ઠસી ગઈ છે ધીમેધીમે તેના મનમા એ વાત પણ ઊગતી ગઈ છે કે આ જુલમનો અત આણવો જોઇએ એ વિષેનો તેનો નિશ્ચય ધીરેધીરે પાકો થતો ગયો છે એ અત તે હિંસાથી તો લાવી શકે એમ હોતુ નથી વળી એ સાધનના ઉપયોગથી સ્ત્રીપુરુષસબન્ધના કોયડાનો ઉકેલ આવી શકે એમ છે જ નહી, એટલુ જાણવા જેટલી સમજ તેનામા છે એટલે તે બીજે રસ્તે વળી છે, અને ઘરમા તેમજ દેશના રાજકાજમા જુલમની સામે નીડરપણે પોકાર કરવા લાગી છે જુલમગાર ગમે તેટલા જુલમ વરસાવે, તેને તે શાન્તિથી અને બીજાઓની ખાતર પોતે સ્વેચ્છાએ દુખ સહેવાની ભાવના મનમા રાખીને સહી લે છે સ્ત્રીઓની હિલચાલની આગેવાનો જ નહીં, પણ લાખો રાક અને અજ્ઞાત સ્ત્રીઓ પણ એ પ્રમાણે વર્તે છે બાળકોનુ જનન અને સગોપન કરવામા સ્ત્રીઓને સત્યાગ્રહના સિદ્ધાન્તનો કેવળ પરિચય જ નથી થતો, તેમને એ સિદ્ધાન્તનુ ખરેખર આચરણ પણ કરવુ પડે છે જનેતા સ્વેચ્છાએ કષ્ટ સહે ત્યારે જ બાળક જન્મ પામે છે, અને બીજાને કાજે સર્વ પ્રકારના કષ્ટ ઉઠાવવાનો સ્વભાવ જે પ્રેમમા છે તેવા પ્રેમ વડે જ માતા બાળકને ઉછેરી શકે છે

આપણે પુરુષો જગતમા છડીએ છીએ, એ હકી ત જ બતાવે છે કે

આપણી માતાઓએ સત્યાગ્રહ આચર્યો હતો તેઓ ઇસુ ખ્રિસ્તને—સ્વાર્પણ અને આપભોગને—રસ્તે ચાલી હતી આપણને જન્મ આપતા તેમણે જે પ્રસૂતિની પીડા વેઠી એટલુ જ નહીં પણ આપણા બાળપણમા હજારો પ્રસગોમા—જેનું આપણને સ્મરણ પણ નથી રહ્યુ—તેમણે જે અપાર ક્ષમા રાખી, એ એમનો સત્યાગ્રહ હતો તેમણે આપણે માટે સ્વેચ્છાએ ને હોંશે દુ ખ વેઠ્યુ કેમકે તેમને આપણા પ્રત્યે પ્રેમ હતો આજે આપણને જે હાકલ કરવામા આવે છે તેનો અર્થ એ છે કે આપણે આખી માનવજાતિના ઉદ્ધાર માટે એવા જ હોંશથી દુ ખો ઝીલવાની તૈયારી મનથી કરીને નીકળી પડ્યુ આપણામા જો જરા પણ અક્કલ અને સમજ હોય તો આપણે પુરુષો સમજીએ કે આ કામમા સ્ત્રીઓ આપણાથી ઘણી આગળ પહોંચી ગઈ છે અને તેથી આપણને રસ્તો બતાવવાની ને પોરસ ચડાવવાની લાયકાત તેમનામાં છે એમની આગેવાની વિના આપણે નિષ્ફળ જ નીવડવાના છીએ



એક પ્રશ્નકર્તાએ બીજો એક કોયડો રજૂ કર્યો પશ્ચિમના સરમુખત્યારો—ડિક્ટેટરો—ને નીતિને નામે કઈ પણ કહેવુ નકામુ છે કેમકે નીતિની વાત તેઓ કાને ધરે એમ જ નથી એમની સામે અહિંસાનો પ્રયોગ નકામો ન નીવડે ? એમનો હૃદયપલટો કેવી રીતે થાય ?

ગાંધીજીએ કહ્યું 'આ દલીલ કરતા તમે એમ માની લીધુ છે કે આ સરમુખત્યારોનો ઉદ્ધાર અશક્ય છે પણ અહિંસા વિષેની શ્રદ્ધાના મૂળમા તો એવી કલ્પના રહેલી છે કે મનુષ્યસ્વભાવ મૂળે એક છે અને તેના પર પ્રેમના વર્તનનો પડઘો પડ્યા વિના રહેતો નથી સગઠિત અહિંસામય સામનાનો પ્રયોગ હજુ માણસે ક્યાયે પૂરતા પ્રમાણમાં થયેલો જોયો નથી એમ કહી શકાય તેથી જ્યારે તે એવો પ્રયોગ જોશે ત્યારે તેનુ ચડિયાતાપણુ કબૂલ કર્યા વિના નહીં રહે વળી મેં એક પ્રજાને સૂચવેલા અહિંસક પ્રયોગની સફળતા સરમુખત્યારોના સદ્ભાવ ઉપર અવલબતી નથી કારણ સત્યાગ્રહી કેવળ પ્રભુબળે ઝૂઝનારો હોય છે અને અશક્ય દેખાતી મુસીબતો વચ્ચે એ ઈશ્વરશ્રદ્ધાને જોરે ટકી રહે છે તેની શ્રદ્ધા તેને અજેય બનાવે છે

અહિંસક પ્રતિકાર યા સત્યાગ્રહ એ જ સર્વ સજોગોમા સર્વોત્તમ સાધન છે એમ સમજાવીને તેમણે કહ્યુ

"વળી હિટલર તથા મુસોલિની દુનિયાના લોકમતને સાવ અવગણી શકે એમ પણ હું નથી માનતો આજે તેઓ તેમ કરીને સન્તોષ માની શકે છે, કારણ કહેવાતા 'મહારાજ્યો'માંથી કોઈના હાથ ચોખ્ખા નથી, દરેકની માથાવટી મેલી છે, અને એ મહારાજ્યોએ અગાઉ આ પ્રજાઓને કરેલા અન્યાયો તેમને ખટકે છે થોડા દિવસ પર એક સન્માન્ય અંગ્રેજ મિત્રે મારી પાસે કબૂલ કર્યું હતુ કે 'આજનુ નાઝી જર્મની એ ઇગ્લંડનાં પાપનુ ફળ છે, અને વર્સેલ્સની સધિએ જ હિટલરને પેદા કર્યો છે'"

વર્સેલ્સની સન્ધિ પછી મિત્રરાજ્યોએ જર્મની ને ઑસ્ટ્રિયા ફરતો ઘેરો ઘાલેલો, ને એ દેશોમા માલ જતો બંધ કરેલો એ દેશમા લોકો અનાજને અભાવે ભૂખે મરવા લાગ્યા, ત્યારે અમેરિકન પ્રજાજનોએ ત્યાના બાળકોને ખોરાક પૂરો પાડવાની યોજનાઓ કરેલી એ યોજનાઓ પૂરેપૂરી અમલમા આવી તે પહેલા, વિયેનાની ઇસ્પિતાલોમા બાળકો માટેના પારછેડા વિનાના વિભાગોમા હુ ફરેલો એ પ્રસગ મને આબેહૂબ યાદ છે આપણે ઘાલેના ઘેરાના, ને એને લીધે નીપજેલા ભયાનક રોગોના, ભોગ થઈ પડેલા નાના નાના અગણિત ભુલકાઓના વાકાચૂકા વળી ગયેલા ને વેદનાથી પીડાઈ રહેલા શરીરો મેં જોયા એક રાષ્ટ્રે બીજા રાષ્ટ્ર પ્રત્યે કરેલા આ ઘોરમા ઘોર અપરાધને પરિણામે જર્મની ને ઑસ્ટ્રિયાના દસેક લાખ સ્ત્રીબાળકો મરી ગયા હશે બિસમાર્કે ૧૮૭૧ મા પારીસ લીધુ ત્યારે તેણે પહેલી તકે ખોરાકની ચીજોની ટ્રેનો ભરીને એ ભૂખે મરતા શહેરમા પહોચાડી હતી આપણે તો જર્મની ને ઑસ્ટ્રિયાને યુદ્ધવિરામ પછી આઠ મહિના લગી જાણીબૂજીને ભૂખે માર્યાં — એટલા માટે કે આપણે ઇચ્છતા હતા એ જાતની સુલેહની શરતો તેઓ કબૂલ કરે. એ શરતો આપણને મળી તે ધરમૂળથી બૂરી હતી પણ એ શરતોમા રહેલા કોઈ પણ અપમાન કે અન્યાયમા જેટલો અધર્મ નહોતો તેટલો હડહડતો અધર્મ એ શરતો મેળવવાને કરેલા ઉપાયમા — એટલે કે એ દેશોની આસપાસ ઘાલેલા ઘેરામા — હતો મને યાદ છે કે એ નિમાતા બાળકોને જોઈ મેં તે દિવસે મનમા કહેલુ "આને માટે કોક દહાડો ભારે વળતર આપવુ પડશે" એ દિવસ હવે આવી પહોચ્યો છે એ બાળકોમાથી જે બચી ગયા તે આજે નાઝી સૈન્યોને મોખરે ઊભેલા છે નાઝી સિદ્ધાન્તોને આટલા બધા ઝનૂની અનુયાયીઓ એ વર્ગમાથી જ મળે છે આપણે મિત્રરાજ્યો

યુદ્ધ પછી ઇટલી જોડે જે રીતે વર્ત્યા તેમાથી મુસોલિનીનો ઉદય થયો દાખલા તરીકે બ્રિટને ચૌદ નવા દેશો પર રાષ્ટ્રસઘની વતી રાજ્ય કરવાનો પરવાનો મેળવ્યો પણ ઇટલીને એકે દેશનુ રાજ્ય મળ્યુ નહીં જર્મની ને ઑસ્ટ્રિયા પરના ઘેરા દરમ્યાન આપણે એ દેશ જોડે જે વર્તન કર્યું તેમાથી, અને વર્સેલ્સની સધિમાથી હિટલરનો ઉદય થવા પામ્યો એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્ર પ્રત્યે એવો મોટો અપરાધ કરે તો તેમાથી ભાવિ વિખવાદ અને ઝેરવેરના બીજ રોપાયા વિના ન જ રહે ઇતિહાસ જો કઈ પણ પાઠ શીખવતો હોય, તો તે પાઠ આ છે

***

પછી એક પ્રશ્નકર્તાએ પૂછ્યુ "એક ખ્રિસ્તી તરીકે આન્તરરાષ્ટ્રીય સુમેળના કાર્યમા હુ કઈ રીતે ફાળો આપી શકુ ? આન્તરરાષ્ટ્રીય અધાધૂધી શમાવીને શાતિ સ્થાપવાના કામમા અહિંસા કેવી રીતે અસરકારક નીવડી શકે ? પરાધીન પ્રજાઓને બાજુએ રાખીએ તોપણ મહારાજ્યોની અગ્રેસર પ્રજાઓ પાસે શસ્ત્રસન્યાસ કઈ રીતે કરાવી શકાય ?"

ગાધીજીએ કહ્યુ "ખ્રિસ્તી તરીકે તમે તમારો ફાળો અહિંસક સામનો કરીને ભરી શકો, પછી ભલે એવો સામનો કરવા જતા તમારે તમારુ સર્વસ્વ હોમવુ પડે જ્યા લગી મહારાજ્યો હિંમતપૂર્વક શસ્ત્રસન્યાસ કરવાનો નિર્ણય નહીં કરે ત્યા સુધી શાતિ થવાની નથી મને લાગે છે કે છેલ્લા અનુભવો પછી આ વસ્તુ મહારાજ્યોને સ્પષ્ટ દેખાઈ હોવી જોઈએ અરધી સદીના સતત અનુભવ અને પ્રયોગ પછી મારા અન્તરમા તો અગાઉ કદી નહોતો તેવો વિશ્વાસ આજે છે કે કેવળ અહિંસામા જ માનવજાતિનો ઉગારો છે બાઈબિલનુ શિક્ષણ પણ હુ સમજ્યો છુ તે પ્રમાણે મુખ્યપણે એ જ છે"

એ જ આખી વાતનો સાર છે ગાંધીજી અહિંસા યા સત્યાગ્રહની વાત કરે છે ત્યારે એમનો આશય ઈસુના બલિદાનની જ વાત કહેવાનો હોય છે આપણે ખ્રિસ્તીઓ આપણો પોતાનો ધર્મ શુ કહેવા માગે છે તે ક્યારે સમજીશુ ? આ મહાન હિંદુના વચનો — અને એ વચનો કરતાંયે વધારે પોતાના સિદ્ધાન્તોનુ તેમનું આચરણ — ખ્રિસ્તી સમાજની જાગૃતિનો દિવસ નજીક લાવે એવી આશા આપણે રાખીએ

***

આ જે ખ્રિસ્તી નેતાઓ ગાંધીજીને મળવા ગયા હતા તેમાંના કેટલાક જૂના વખતમાં કેવા વિચારો ધરાવતા હતા એ જાણવા જેવું છે. હું કેંબ્રીજમાં વિદ્યાર્થી હતો ત્યારે તેમાંના એક પ્રસિદ્ધ નેતા ત્યાં આવેલા; અને તેમણે છટાદાર ભાષણ કરીને કહેલું કે આખા જગતને આ પેઢીમાં જ ખ્રિસ્તી બનાવવું જોઈએ. એની પાછળ ખ્યાલ એ હતો કે આપણને — પશ્ચિમના પ્રોટેસ્ટંટ ખ્રિસ્તીઓને — સત્ય મળી જ ગયું છે. સવાલ માત્ર એટલો જ છે કે એ સત્ય બાકીની દુનિયાને કેમ આપી દેવાય. નહીં તો પૂર્વના દેશોમાં તો મોટી આફત આવી પડવાનો ભય છે; ને એ સત્ય ત્યાં વેળાસર પહોંચાડાય તો જ એ આફત ટળી શકે એમ છે.

તે પછી તો મહાયુદ્ધ આવ્યું. હવે પરિસ્થિતિ કેવી બદલાઈ ગઈ છે! આપણે જોઈ શક્યા છીએ કે જે પુરુષ પોતે હિંદુ હોવા માટે ગર્વ ધરાવે છે તેઓ ઈસુના — ને તેમના બલિદાનના — સત્યથી આપણા કરતાં ઘણા જ વધારે નજીક છે. આપણા નેતાઓ — પેલા જૂના નેતાઓ જ — ખ્રિસ્તી ધર્મનું રહસ્ય જાણવા સમજવા માટે એ મહાપુરુષને ચરણે જઈને બેસે એ યોગ્ય છે; ને એમ કરવામાં એ નેતાઓએ ડહાપણ જ વાપર્યું છે.

## ૧૯. રાષ્ટ્રવિધાયક

### સર મીરઝા ઇસ્માઈલ

મહાત્મા ગાંધી શિક્ષક અને નેતા બંને છે. એ મહાપુરુષની સાથે હું જે સંજોગોમાં નિકટ પરિચયમાં આવ્યો તે સંજોગોનું સ્મરણ કરતાં મને ઘણો જ આનંદ થાય છે.

૧૯૨૭ની સાલમાં ગાંધીજીની તબિયત લથડી ગઈ હતી. તે વેળા તેમને હવાફેરની ઘણી જરૂર હતી. તેને માટે તેઓ નંદીદુર્ગની ટોચે હવામાં અને બૅંગલોરની આરોગ્યપ્રદ આબોહવામાં ચારેક મહિના રહ્યા હતા. તે વેળા તેમના ગાઢ સંસર્ગમાં આવવાની તક મને મળી હતી. એ ટૂંકા સમય દરમ્યાન તેઓ મૈસુર રાજ્યના પ્રજાજનોનાં મનમાં અતિ સુખદ સ્મરણો મૂકી ગયા છે. એ દિવસોમાં હું મહાત્માજીને જેટલીવાર મળાય એટલીવાર મળતો. તે વેળા તેમને વિષે મારા મનમાં જે પૂજ્યભાવ, પ્રેમ અને સ્નેહ ઉપજેલા તેના

આધાર પર અમારી વચ્ચે મિત્રતા બંધાઈ, તેને મેં ત્યારથી મહામૂલી ગણીને ટકાવી રાખી છે

હિંદી ગોળમેજી પરિષદની બેઠકો દરમ્યાન મેં લંડનમાં જે સુખ સમય ગાળ્યો તે યાદ કરતાં મને ઘણો આનંદ થાય છે ખાસ કરીને પરિષદની બીજી બેઠકનું મને વિશેષ સુખદ સ્મરણ છે એ બેઠકમાં રાષ્ટ્રીય મહાસભાએ ભાગ લીધો, અને મહાત્મા ગાંધી તેના એકમાત્ર પ્રતિનિધિ તરીકે આવ્યા હતા હિન્દથી આવેલા સભ્યોમાં તેઓ સૌથી વધારે પ્રતિષ્ઠિત અને વિખ્યાત હતા એ વિષે કશી શંકા નથી પરિષદમાં તેમણે જે સુંદર ભાષણો આપ્યાં તેણે અમારા પર વીજળીના જેવી અસર પાડી હતી પરિષદની એ બીજી બેઠક મારે માટે વિશેષ રસપ્રદ થઈ પડી તેનું એક બીજું પણ કારણ હતું પરિષદે નીમેલી સમૂહતન્ત્ર બંધારણ સમિતિ આગળ મેં એક યોજના ઘડીને મૂકી હતી સમૂહતન્ત્રની વડી ધારાસભામાં એક ઉપલો વિભાગ પણ હોય, તેને 'ફેડરલ કાઉન્સીલ' કહેવામાં આવે, અને જે પ્રાન્તો, રાજ્યો વગેરે સમૂહતન્ત્રમાં સામેલ થાય તેમની સરકારોએ નીમેલા પ્રતિનિધિઓની એ કાઉન્સીલ બને એવી એ યોજના હતી ઉપલા નીચલા એવા બે વિભાગોવાળી ધારાસભાઓ સામે મહાત્માજીને મૂળથી જ વિરોધ હતો છતાં, મેં સૂચવેલા ઉપલા વિભાગને — એટલે કે ફેડરલ કાઉન્સીલને — માત્ર સલાહકાર મંડળ જ રાખવામાં આવે, તો તેઓ પોતાનો આગ્રહ છોડી મારી યોજના સ્વીકારવા તૈયાર થયા હતા તે પછીના બનાવો સહુને જાણીતા છે પણ હિંદને માટે સંગીન રાજ્યબંધારણ રચવાના પ્રયાસોમાં મદદ કરવાની મહાત્માજીની ઇચ્છા કેટલી તીવ્ર હતી તેના ઉદાહરણરૂપે મેં આ પ્રસંગનું સ્મરણ કરાવ્યું છે

આ તો અંગત સ્મરણો થયાં હવે આ મહાન ભારતપુત્રના જીવનનું તેમજ તેમના કાર્યનું કેવળ સ્વદેશ માટે જ નહીં પણ આખા જગતને માટે જે મહત્ત્વ છે તેની વાત પર આવું ઘણીવાર કહેવાય છે કે પોતાના સમકાલીન અમુક માણસો અમર બની જશે એમ કહેવું જોખમભરેલું છે, કેમકે ભવિષ્યની પ્રજા પોતાને મનગમતા માણસોની કીર્તિને અમર બનાવશે પણ મહાત્મા ગાંધીનું નામ અમર રહેશે એ આગાહી ભવિષ્યમાં ખોટી પડવાનો સંભવ બહુ ઓછો છે આજના જમાનાની પ્રજા એકમતે માને છે કે

GANDHI FILM COMMITTEE
Room 305 Top Floor,
20, Haines Road Mahalakshmi
BOMBAY 11



## સર મીરઝા ઇસ્માઇલ

હિંદુસ્તાનમા જે મહાપુરુષો થઈ ગયા છે તેમની હારમા મહાત્મા ગાધીનુ નામ પણ ગણાશે, ને ગણાવુ જોઈએ આજે જીવતા હિંદીઓમા તેઓ સર્વશ્રેષ્ઠ છે એ નિર્વિવાદ છે થોડાક વરસ પર મેં એક જાહેર ભાષણમા કહેલુ કે "બીજા કોઈના કરતા વધારે અગે તેઓ ભારતવર્ષની ભાવનાના મૂર્તિમત અવતાર છે, ને તેમની વાણી દ્વારા ભારતવર્ષના હૃદયની લાગણી પ્રગટ થાય છે " તેમણે પોતાની સર્વવ્યાપી અમીનજર વડે અને પોતાના ઉચ્ચ આદર્શોને અનુસરવાની ધગશ વડે પોતાના દેશબન્ધુઓના હૃદયને જીતી લીધેલા છે જે માણસોને સેવાની ભાવના રુચે છે તે સહુ ગાધીજીને પૂજે છે તેઓ ખરેખર આજે જગતના અગ્રેસર પુરુષોમાના એક છે હિંદુસ્તાનના રાષ્ટ્રીય જીવનમા તો તેઓ અનોખુ સ્થાન ધરાવે છે, અને એનો ઉપયોગ તેમણે માતૃભૂમિના લાભને માટે કર્યો છે હિંદી પ્રજાના બહુ જ મોટા ભાગની ઉપર તેમનો જે અસાધારણ પ્રભાવ છે તેના પરથી ક્યાસ બાધીએ, તો આજે બ્રિટિશ સામ્રાજ્યમા તેઓ સૌથી વધારે પ્રભાવશાળી વ્યક્તિ છે એમ કહી શકાય

રાષ્ટ્રનો ઉદય ધીરેધીરે થઈ રહ્યો છે, છતા તેની રૂપરેખા આજે પણ આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ ગાંધીજી એ રાષ્ટ્રના વિધાયક છે, નિર્માતા છે ”

આમ ગાધીજીમા સત, મુત્સદ્દી ને રાષ્ટ્રવિધાયક એ ત્રણનો સયોગ થયેલો છે એ સયોગ અગ્રેજોને મૂઝવે છે પણ ગાધીજીના હિંદી અનુયાયીઓ, ભલે તેને પૂરો સમજી શકતા ન હોય, તેની આણુ તો સ્વીકારે જ છે મહાત્મા ગાધી જગતના એવા મહાપુરુષોમાના એક છે જેમની સ્તુતિ સહુ કરે છે પણ જેમને સમજનારા બહુ ઓછા નીકળે છે તેમણે રાજકાજમા ધર્મ અને નીતિને ભેળવ્યા છે, અને રાજકારણના ક્ષેત્રમા, તોપ તલવારની સામે લડવાને, વિચિત્ર લાગે એવા નૈતિક હથિયારો ઘડ્યા છે એક બાજુ તેમણે જેમ રાજકારણમા ધર્મને ભેળવી તેને ધર્મમય બનાવ્યુ છે, તેમ બીજી બાજુ ધર્મમા રાજકારણને ભેળવ્યુ છે, અને ઘણા પ્રશ્નો જેને રૂઢિચુસ્ત હિંદુ સમાજ કેવળ ધાર્મિક માનતો હતો તેને સમગ્ર દેશના પ્રશ્નો બનાવી દીધા છે હરિજનોની મુક્તિ એવા પ્રશ્નોમા સૌથી મોખરે છે એ અને એવા બીજા વિષયોમા તેમણે હિંદુ સમાજની રૂઢિપૂજા સામે આખા બુદ્ધિશાળી હિન્દનો બળવો જગવ્યો છે પણ મહાત્માજીને ન્યાય કરવાને ખાતર કહેવુ જોઈએ કે અસ્પૃશ્યતા નાબૂદ કરવાને તેમણે જે હિલચાલ આદરી છે તેની પાછળ જેટલા પ્રમાણમા તેમનો સુધારાનો ઉત્સાહ અને રાજ્યપ્રકરણી દૂરદેશી છે, તેટલે જ અંશે તેમનો ખરેખરો માનવપ્રેમ પણ છે, અને તેમના હૃદયમા મનુષ્યમાત્રને વિષે છલકાઈ જતી દયા પણ છે

મહાત્મા ગાધીમા પારાવાર આત્મશ્રદ્ધા છે આ માની અગાધ શક્તિ વિષે તેમના અતરની આસ્થા જેમ જેમ વધતી જાય છે તેમ તેમ તેમની આત્મશ્રદ્ધા પણ વધતી જાય છે, અને કેટલીકવાર તો ઈશ્વરે જ એમના હૃદયમા એ શ્રદ્ધા રેડી હોય એમ લાગે છે તેઓ પોતાનુ જીવન મગજ કરતા વધારે હૃદયને, અને બુદ્ધિ કરતા વધારે આત્મબળને, આધારે ચલાવે છે એ જ બળને લીધે બીજાઓ પર તેમનો પ્રભાવ પડે છે ઘણીવાર જ્યારે પોતાના અનુયાયીઓને અતિશય મૂઝવે એવી કઈક સલાહ આપવાની હોય, અથવા તો અમુક પ્રસગે પોતે અમુક સજોગોમા જે પગલુ ભર્યું હોય તે બીજાઓને સમજવુ અતિશય અઘરુ લાગતુ હોય ત્યારે તેઓ એ અનુયાયી ઓના તેમજ પોતાના મનનુ સમાધાન કરવા, ‘મારો અતરનાદ’ એ સદા

પણ અગમ્ય શબ્દો વાપરે છે. 'સાદું જીવન અને ઊંચા વિચાર' એ એમનું જીવનસૂત્ર છે. તેમણે પોતાની લાગણીઓ પર એવો અજબ અંકુશ મેળવ્યો છે કે કેવળ તેમનું આચરણ જ નહીં પણ તેમની મુખમુદ્રા સુદ્ધાં જોઈને નાના માણસો તેમની વાહવા કરે છે; અને સાથેસાથે, 'આપણે આટલે ઊંચે કદી પહોંચી શકવાના નથી' એમ જાણીને નિરાશ પણ થઈ જાય છે. ગાંધીજી માને છે કે આપણે પોતાની જાત પર અંકુશ રાખી શકીએ તો રાજકાજ ઉપર પણ અંકુશ મેળવી શકીએ. તેઓ પોતાના શરીરની દયા ખાઈને કશી છૂટછાટ ભોગવતા નથી. તેમની અભિરુચિ તેમજ રહેણી અતિશય સાદી અને કડક છે. સત્ય અને અહિંસારૂપી ધ્રુવતારા પર નજર રાખીને તેઓ પોતાના જીવનની હોડલી હંકારે છે, અને એ ધ્રુવતારા પર લક્ષ રાખીને જ તેમણે હિન્દી રાજકારણના તોફાની સમુદ્ર પર મહાસભાનું અને રાષ્ટ્રનું નાવ ચલાવવાનો પ્રયાસ કર્યો છે.

'ગાંધીજી હિંદી પ્રજાના નાયક, સૂત્રધાર, અને પૂજ્યપાત્ર બન્યા છે એનું ખરું કારણ શું?' એવો પ્રશ્ન મને પુછાય, તો હું મુત્સદ્દી તરીકેની એમની કુનેહ અને કાર્યશક્તિને — એ બંને એમનામાં ઘણા મોટા પ્રમાણમાં છે તોપણ — ઝાઝું મહત્ત્વ ન આપું; અથવા તો હિંદની સમસ્યાઓનો ઉકેલ લાવવામાં તેમણે યોજેલી રીતોને જે સફળતા મળી છે તેને પણ પહેલો નંબર ન આપું. હિંદી પ્રજા શીલ, ચારિત્ર અને સતને પૂજનારી છે. તે નેતાની બુદ્ધિ કરતાં તેના સદાચારને વધારે નમે છે. ગાંધીજીમાં મન અને હૃદયની જે સ્ફટિકસમી, પારદર્શક નિર્મળતા છે, તેમના આચારવિચારમાં જે વિશુદ્ધિ છે, તેમના ચારિત્રમાં જે અણીશુદ્ધ તેજ છે, તેને લીધે તેમણે પોતાના રાજકીય અનુયાયીઓના જ નહીં, પણ મહાસભા બહારના ઘણા લોકોના પણ પ્રેમ અને વિશ્વાસ સંપાદન કર્યા છે. એ બહારના લોકો તેમના બધા વિચાર પસંદ કરતા નથી કે તેમનાં રાજકીય સિદ્ધાન્તો ને રીતરસમોને કબૂલ રાખતા નથી, છતાં તેમનાં શીલ, ચારિત્ર ને સત્યનિષ્ઠા આગળ શિર ઝુકાવે છે.

પાંચેક વરસ પર મેં મૈસુરની ધારાસભામાં ભાષણ આપતાં કહેલું: "આપણી મુસીબતોનો ઉકેલ આણવામાં, ને સ્વરાજની તૈયારીરૂપે જે નવું ચારિત્ર આપણે ખીલવવું જોઈએ તે ખીલવવામાં, આપણને બીજા કોઈનો

કરતાં વધારે મદદ કરી શકે એવા એક પુરુષ છે તે બીજા સહુના કરતા ઊંચી કોટિના છે મહાત્મા ગાંધી રાજકારણમાંથી નિવૃત્તિ લે એમ કેટલાક લોકો ઇચ્છે છે પણ મારી એવી ઇચ્છા નથી હિંદુસ્તાનને કોઈ સાચા નેતાની આગેવાનીની જેટલી જરૂર આજે છે તેટલી અગાઉ કોઈ કાળે નહોતી મહાત્મા ગાંધી એક એવા નેતા આપણને મળ્યા છે જેઓ દેશમા અનેરુ સ્થાન ધરાવે છે તેઓ ખરા જિગરથી શાન્તિને ચાહનારા છે ને ભારે ધગશવાળા દેશભક્ત છે, એટલું જ નહીં પણ દીર્ઘદૃષ્ટિ ને શાણપણવાળા મુત્સદ્દી પણ છે દેશમા એકબીજાનો વિરોધ કરનારા જે અનેક વર્ગો છે તેમની વચ્ચે શાન્તિ ને સદ્‌ભાવ સ્થાપવાની, અને એ સહુને સ્વરાજને માર્ગે આગળ ધપવા સમજાવવાની, જે શક્તિ ને યોગ્યતા તેમનામા છે તેટલી બીજા કોઈનામા નથી હિંદ અને બ્રિટન વચ્ચે હેતપ્રીતનો સબધ બાધવાનું જે સામર્થ્ય તેમનામા છે તેટલું પણ બીજા કોઈમા નથી. મારી પાકી ખાતરી છે કે તેઓ સરકારના સમર્થ સહાયક છે ને બ્રિટનના સાચા મિત્ર છે તેઓ અત્યારે રાજકારણમાથી નિવૃત્તિ લે તો ઘણે ભાગે એ ક્ષેત્રનો કબજો એવા માણસોના હાથમા આવી પડશે જેઓ જુસ્સાદાર ભાષણો કરીને લોકોને બહેકાવે છે, જેઓ નરી કલ્પનાઓના હવાઈ કિલ્લા બાધે છે, અને જેઓ અર્થ વિનાના સૂત્રો ને પોકારો જોડી કાઢી અવળે માર્ગે ચડવા ને દેશને ચડાવવા મથી રહ્યા છે '

આ વચનો મેં ઉચ્ચાર્યાં તે પછી તો ઘણુ પાણી વહી ગયા છે છતાં એવુ કશુ બન્યુ નથી જેનાથી મારા વિચારોમા કશો ફરક પડવા પામ્યો હોય ગાંધીજીનો પ્રભાવ હજુ જેવો ને તેવો કાયમ છે તેમના વિના બીજી કોઈ એવી પ્રભાવશાળી વ્યક્તિ દેશમા નથી જેની પાસે આપણે આખરી સલાહ માટે જઈ શકીએ મહાત્માજી, ખાસ કરીને રાજકારણમા, લોકોને ડહાપણ અને દૃઢપણાને રસ્તે દોરી જનારા છે આજે તેમજ ભવિષ્યમા આપણાથી નજર નાખી શકાય ત્યા લગી એમના વિના હિંદુસ્તાનને ચાલી શકે એમ નથી

મહાત્માજી જેમ આપણને હિંદવાસીઓને મન આટલા બધા ઉપયોગી ને અણમૂલા છે, તેમ તેમના જીવન અને કાર્ય બહારના જગતને માટે પણ ઘણા કીમતી છે—એ જગત આજે યુદ્ધોથી ને આગામી યુદ્ધોના ડરથી બેચેન ને ભયભીત થઈ રહેલુ છે, એ વેળાએ તો વિશેષે કરીને તેમનુ રાજકારણ અહિંસાના પાયા પર રચાયેલુ છે તેમનુ રાજકીય તત્ત્વજ્ઞાન સત્ય,

પ્રેમ, અને અહિંસાના ત્રિવિધ સૂત્ર અનુસાર ચાલે છે. એટલે, જે રાષ્ટ્રોના એકબીજા સાથેના સંબંધ કૂટકપટ, દ્વેષ અને યુદ્ધને ધોરણે ઘડાય છે ને ચાલે છે તે રાષ્ટ્રોને તો ગાંધીજીના જીવન અને કાર્યમાંથી વિચારની ઘણી સામગ્રી મળી રહે એમ છે.

મહાત્મા ગાંધીને તેમની સિત્તેરમી જયંતીને પ્રસંગે હું હાર્દિક અભિનંદન આપું છું. તેઓ હજુ ઘણાં વરસ જીવો; તેઓ ઘણું સુખ ભોગવો; અને તેમને હાથે ભારતવર્ષની તેમજ જગતની ઘણી ઘણી સેવા થાઓ!

## ૨૦. અનાસક્તિ અને નીતિબળનો પ્રભાવ

### સી. ઈ. એમ. જોડ

ગાંધીજીનો જે પ્રભાવ છે તે તેમની અનાસક્તિને લીધે છે એમ મારું માનવું છે. એ અનાસક્તિનું બાહ્ય લક્ષણ જોઈએ તો તેમનો પોતાના શરીર પરનો કાબુ છે. અનાસક્ત માણસ પોતાના શરીર પર કાબુ રાખી શકે છે કેમકે તે શરીરને આત્માથી ભિન્ન માને છે, અને તેથી શરીરને આત્માની ધારણા પાર પાડવાના સાધન તરીકે વાપરે છે. એટલે ગાંધીજી ક્ષણવારમાં ઊંઘી જઈ શકે છે ને ઇચ્છે તેટલો સમય નિદ્રા ભોગવીને જાગી શકે છે, એ કંઈ આકસ્મિક વસ્તુ નથી. તેઓ આહારમાં ફેરફાર કર્યા વિના પોતાના વજનમાં વધારો કે ઘટાડો કરી શકે છે, એ પણ આકસ્મિક વસ્તુ નથી.

એ જ ગુણનું બીજું લક્ષણ એ છે કે માણસમાં સાધ્યને વિષે દૃઢ નિશ્ચય હોય તેની સાથે સાધનને વિષે અતિઆગ્રહ ન હોય, ને તે બાબતમાં સંજોગો અનુસાર ફેરફાર કરવાની વૃત્તિ હોય. અનાસક્ત માણસ જક્કી ઝનૂની નથી હોતો. પોતે લીધેલા માર્ગને વિષે તેને એવો મોહ કદી નથી હોતો કે એ માર્ગ છોડીને બીજો લેવાય જ નહીં. માત્ર સાધ્ય નજર આગળ સ્પષ્ટ રહેવું જોઈએ. એ આખરી મુકામે પહોંચવા માટે તો ઘટનાઓ ને સંજોગો અનુસાર ગમે તે રસ્તો લઈ શકાય, એમ તે માને છે. તેથી જ ગાંધીજીમાં મુત્સદ્દી અને સંત બેનો સંયોગ થયેલો છે. એમનામાં રાજકીય ચાતુર્ય અને કુનેહ છે, તેની સાથે બાળકના જેવી સરળતા પણ છે; જોકે ઘટનાઓ બની ગયા પછી પાછી નજર નાખીને જોઈએ તો આપણને દેખાઈ આવે છે કે અગાઉ એમની જે

બાળકસમી સરળતા દેખાતી હતી તે વસ્તુતઃ ઊંડામાં ઊંડુ રાજકીય ડહાપણ હતું. તે ઉપરાંત તેમનામાં બાંધછોડ કરવાની આવડત પણ છે. આ બધાં લક્ષણો એવા માણસનાં છે જે પોતાના સાધ્યને વિષે દૃઢ નિશ્ચય ધરાવે છે પણ એ સાધ્યના સાધન પરત્વે નિર્મોહ અને અનાસક્ત રહી શકે છે. એટલે, રાજકીય હથિયાર તરીકે સવિનય ભંગનો ઉપયોગ કરવા લોકોને પ્રેરનાર ગાંધીજી જ્યારે જુએ છે કે એ સફળ થવાનો સંભવ દેખાતો નથી, તે ક્ષણે જ એ હિલચાલ મોકૂફ રાખતાં પણ તેમને સંકોચ થતો નથી એટલે, ગાંધીજી જેમ સતપુરુષ હોઈ આત્મકલ્યાણને સારુ અનશન કરે છે, તેમ અનશનને જોરે રાજકાજમાં સારું કરવા અને રાજકાજમાં ધાર્યો હેતુ પાર પડે કે તરત ઉપવાસ તોડવા પણ તૈયાર થાય છે એટલે, ગાંધીજી જેઓ નવા રાજ્યબંધારણના કટ્ટા વિરોધી છે, તેઓ અત્યારે એ જ અણગમતા બંધારણના અમલમાં સાથ આપવા તૈયાર થયા છે. એટલે જ, ગાંધીજી જેઓ હિંદુસ્તાનમાં અંગ્રેજી અમલનો વિરોધ કરતા આવ્યા છે, તેઓ હિંદમાં અંગ્રેજોના પરમ મિત્ર ગણાય છે. તેઓ અંગ્રેજોના ખરેખરા મિત્ર છે. તેમની એકલાની સત્તા જ સવિનય ભંગને ફરી જાગતો રોકી શકે છે. પ્રશ્ન એ છે કે અત્યારે જે નાની નાની માગણીઓ થઈ રહી છે તે અંગ્રેજો, વેળા વહી જાય તે પહેલાં, કબૂલ રાખશે ખરા? તેઓ એ માગણીઓ સ્વેચ્છાએ ને ઉદારતાથી કબૂલશે? કે અત્યારે જે માગણીઓથી હિંદને સંતોષ થાય એમ છે તેનો નકાર ભણવાની જીદે ચડી હિંદુસ્તાનને બીજું આયર્લૅડ બનાવશે?

પાછા અનાસક્તિની વાત પર આવીએ જે શક્તિને આપણે નીતિબળ કહીએ છીએ એ શક્તિ આપણે નજરે જોઈ શકીએ છીએ, પણ એની વ્યાખ્યા આપવી ઘણી અઘરી હોય છે. એ નીતિબળમાં જે જે તત્ત્વોની મેળવણી થયેલી હોય છે તેમાંનું એક સૌથી જલદ તત્ત્વ તે અનાસક્તિ છે.

શરીરબળ યા પશુબળ યા શસ્ત્રબળને અંગે કશા સવાલો કે કશી સમસ્યાઓ ઊભાં થતાં જ નથી. કોઈ માણસ તમારા કરતાં શરીરે બળિયો હોય એટલે તમારી પાસે પોતાનું ધાર્યું કરાવે છે — કાં તો સીધી રીતે પોતાના ચડિયાતા શરીરબળનો પ્રયોગ કરીને તમને તે કામ કરવાની ફરજ પાડે છે; અથવા તો, તમે તેની મરજી વિરુદ્ધ વર્તો તો તે તમને દુઃખ દેશે ને સજા કરશે એવો ડર બતાવીને, આડકતરી રીતે, ધાર્યું કામ કરાવી લે છે.

શરીરબળથી માણસને સત્તા મળે છે એ સત્તાનો અર્થ એ છે કે ધાક બતાવીને યા ધમકી આપીને બીજા લોકો પાસે તમારુ ધાર્યું કામ તમે કરાવી શકો છો

પણ નીતિબળની પાસે આવી સજા કે મારપીટ કરવાની શક્તિ નથી હોતી હુ નીતિબળનો સામનો કરુ તો મારે દુ ખ સહન કરવુ પડતુ નથી તો હુ શા માટે તેને વશ થાઉં છુ? એ કહેવુ મુશ્કેલ છે હુ તેની સત્તા સ્વીકારુ છુ અને તેનો સામનો કરુ તોપણ હુ જાણુ છુ કે એની વાત ખરી છે ને મારી ખોટી છે હુ આ વસ્તુઓ જાણી ને સમજી શકુ છુ કેમકે હુ પોતે એક આત્મા છુ અને બીજા કોઈ માણસનો આત્મા મારા કરતા શ્રેષ્ઠ છે એમ કબૂલ કરુ છુ એટલે નીતિબળ સત્તા નથી ચલાવતુ પણ પોતાનો પ્રભાવ પાડે છે પ્રભાવનો અર્થ છે એક મનુષ્યે બીજા મનુષ્યના મન અને કાર્ય ઉપર પાડેલી અસર એ અસર તે સજાનો ડર બતાવીને કે ઇનામની આશા આપીને નથી પાડતો પણ સામો માણસ તેની શ્રેષ્ઠતા આપોઆપ સમજીને જ તેનો બોજ માથે ચડાવે છે

ગાંધીજીએ નીતિબળ વડે જ હજારો માણસોને જેલ તરફ ઊભરવા ને ત્યા જઈને 'અમને પકડો જેલમા પૂરો એવી માગણી કરતા, સમજાવ્યા નીતિબળ વડે જ તેમણે લોકોને નવુ પાણી ચડાવ્યુ અને સામો હાથ સરખો ઉગામ્યા વિના દડા લાઠી ગોળીના વરસાદ પોતાના શરીર પર ઝીલવાની શક્તિ તેમનામા પેદા કરી

નીતિબળની પ્રેરણા વડે ચાલતો સવિનય ભગનો આ પ્રયોગ પશ્ચિમના વર્તમાન જગતને માટે અપાર મહત્ત્વનો છે આજે તો પશ્ચિમમા દેશેદેશની પ્રજા સહારક શસ્ત્રાસ્ત્રોના સરજામથી સજ્જ થવા પાછળ જ પોતાની બધી બચત હોમી દે છે એક દેશની સરકાર જ્યારે ઈચ્છે કે બીજા કોઈ દેશના લોકોનો સામનો કચ્ચરઘાણ કાઢી નાખવો ત્યારે પહેલા દેશની પ્રજા એ શસ્ત્રાસ્ત્રોનો ઉપયોગ કરવાનુ કબૂલ કરે છે આજના જમાનાના સમાજને જીવતા રહેવાનો આ એક જ રસ્તો છે શુ? આ સિવાય બીજો કોઈ ઉપાય જ નથી શુ? વિરોધી પ્રજાના જેટલા માણસોને મારી શકાય તેટલાને મારી નાખવા એ સિવાય પોતાના પક્ષના સત્યતા ને ન્યાય સિદ્ધ કરવાનો બીજો કોઈ રસ્તો જ નથી શુ? આ પ્રશ્નો પશ્ચિમની દુનિયા પાસે આગ્રહપૂર્વક

પોકાર કરીને જવાબ માગી રહ્યા છે એ સવાલોના જે જવાબ અત્યાર લગી અપાતા આવ્યા છે તે સિવાય બીજો કોઈ જવાબ જો આપણી પેઢીના લોકો શોધી નહીં કાઢે, તો પશ્ચિમની સંસ્કૃતિનો વિનાશ થવો નિર્માયેલો છે

જે બીજા જવાબની વાત ઉપર કરી તે સૂચવવાની બુદ્ધિ ગાંધીજીમાં છે ને તે અનુસાર વર્તવાની હિંમત તેમણે બતાવી છે, એ એમને સર્વોચ્ચ યશના અધિકારી ઠરાવે છે તેમના કહેવાની મતલબ એ છે કે ખ્રિસ્ત અને બુદ્ધનો બતાવેલો રસ્તો સાચો છે લડવાને માટે બે જણ જોઈએ અને તમે જો એ બેમાંના એક થવાની ના પાડો તો કોઈ તમારી સાથે લડી કે કજિયો કરી ન શકે હિંસાથી પ્રતિકાર કરવાની ના પાડો એટલે તમે તમારો ધાર્યો હેતુ હિંસક પ્રતિકારના કરતાં વધારે સચોટ રીતે પાર પાડી શકશો, એટલું જ નહીં પણ હિંસાની નિરર્થકતા બતાવી આપી ખુદ હિંસાને જ હરાવી શકશો તાત્ત્વિક દૃષ્ટિએ જોઈએ તો એમ કહી શકાય કે જગતમાં મનુષ્ય જ્યારથી વિચાર કરતો થયો ત્યારથી અહિંસક પ્રતિકારની આ રીત શોધાયેલી છે ને તે વેળાથી ચાલતી આવે છે એને ગાંધીજીએ તાત્ત્વિક સૂત્ર યા સિદ્ધાન્તરૂપે ન રહેવા દેતાં મનુષ્યના વ્યવહારમાં તેનો અમલ કરવાનો પ્રયાસ કર્યો છે તેને માટે આપણે તેમના ઘણા જ અહેસાનમંદ છીએ એ જે પરમોચ્ચ કોટિનો સિદ્ધાન્ત હતો તેને સાચો માનીને ચલાવવામાં જે જોખમ રહેલું હતું તે જોખમ વહોરવાની તત્પરતા ને આગ્રહ તેમણે હમેશાં બતાવ્યાં છે બેશક તેઓ જે ઉપાયની ભલામણ કરે છે તેને માટે હજુ લોકો તૈયાર નથી તેથી જૂને ચીલે ચાલવાને ટેવાયેલા મોટા ભાગના જનસમૂહને તેમના વિચારો આઘાત ઉપજાવનારા ને ઉત્પાત મચાવનારા લાગે છે માણસોના વિચાર જેવા અત્યારે છે તેવા જ ટકાવી રાખવામાં જેમનો સ્વાર્થ છે એવા લોકોને તેઓ પડકાર આપે છે એમાં સંદેહ નથી વળી તેઓ લોકોના મનને અસ્વસ્થ કરી મૂકે છે તેમના નીતિ વિષેના વિચારોને હચમચાવી નાખે છે અને સત્તાવાળા ને જામી ગયેલા માણસોની સુરક્ષિતતાને સુરંગ લગાડે છે, એમાં પણ શક નથી એટલે તેમને ગાળ દેવામાં આવે છે અધર્મી, પાખંડી ધૂર્ત વગેરે વિશેષણો આપીને જગતમાં જેમણે કંઈક સ્વતન્ત્ર વિચાર બતાવ્યા છે એવા સહુ પ્રતિભાશાળી માણસોને આવી ગાળો પડી છે કળાના ક્ષેત્રમાં કોઈ જૂની ઘરેડ તોડે તો તે ધુની કે ભેજાગૂમ ખપે છે પણ રાજકાજ કે નીતિના ક્ષેત્રમાં જૂના ચીલાને

છોડનાર કે જૂની રૂઢિ પર પ્રહાર કરનારને અધર્મી અનાચારી આદિ વિશેષણોથી નવાજવામા આવે છે, અને તેમના વાણી ને વર્તન સાંખી લેવાશે તો સમાજના પાયા જ હાલી જશે, એવી ભડક લોકોના મનમા પેદા કરવામા આવે છે નીતિના ક્ષેત્રમા આજનો ચીલો છોડીને આગળ વધવુ હોય તો — અને એને જ પેલા બીજા લોકો અધર્મ, પાખડ વગેરે નામ આપે છે — તો જૂના વિચાર અને નીતિને ટકાવી રાખવામા જેમનો સ્વાર્થ રહેલો છે એવા લોકોનો વિરોધ વહોરી લઈને જ માણુસે પોતાનો રસ્તો કાઢવો રહ્યો કલાના ક્ષેત્રમા પ્રતિભાનો નવો ઝળકાટ દેખાડનાર માણુસને તો સામાન્યપણે ક્યાક નાના કાતરિયામા ભૂખે મરવા દેવામા આવે છે પણ આચારના ક્ષેત્રમા પ્રચલિત રૂઢિ તોડનાર માણુસ પર કાયદાની મજૂરી લઈને જુલમ કરવામા આવે છે કે તેનો જીવ લેવામા આવે છે જગતના ઇતિહાસમા અદાલતોની આગળ મોટા મોટા જે મુકદ્દમા ચાલ્યા છે તેને આ દૃષ્ટિએ વાચવા તપાસવામા ઘણો રસ આવે એમ છે સૉક્રેટિસ, જિયોર્ડાનો બ્રૂનો, અને સરવીટસ એ સહુએ પોતાના જમાનાના સત્તાધારી માણુસોને અરુચિકર લાગે એવા વિચારો ધરાવ્યા ને પ્રગટ કર્યા, તેને સારુ તેમના પર મુકદ્દમા ચલાવવામા આવેલા ને તેમને સજા કરવામા આવેલી એ જ વિચારોને સારુ જગત આજે એ પુરુષોને પૂજે છે પ્રતિભાશાળી માણુસ ક્રાન્તદર્શી હોય છે અંગ્રેજ કવિ શેલીના શબ્દોમા કહીએ તો તે "વર્તમાનકાળમા ઊભો ઊભો ભવિષ્યને જોઈ શકે છે આજે જે આચારોનું તે બીજારોપણુ કરે છે તે જ લાબે કાળે પાગરીને ફળફૂલનુ રૂપ ધારણુ કરે છે તેથી એવો માણુસ મનુષ્યજીવનને એક ડગનુ આગળ લઈ જાય છે તે જેમ વિચાર અને આચારની નવી ભૂમિકા રચે છે, તેમ વિચાર અને આચારની ચાલુ રૂઢિઓનો અચૂક નાશ પણુ કરે છે એ પ્રભાવશાળી પુરુષે જ્યા રહીને પોતાનો રૂઢિખડનનો સદેશો પહેલવહેલો જગતને આપ્યો હતો તેટલે ઊંચે સુધી આખા સમાજના વિચારો વધે છે અને, ઇતિહાસમા ઘણીવાર બન્યુ છે તેમ, એક જમાનાના 'અધર્મ' ને 'અનાચાર' તે પછીના જમાનામા ધર્મ અને સદાચારમા ગણાય છે

આ અર્થમા ગાધીજી આચારવિચારના ક્ષેત્રમા પ્રભાવશાળી પુરુષ છે એમણે કજિયાની પતાવટ માટે જે રીત દેખાડી છે તે કદાચ શસ્ત્રબળના ઉપાયને હઠાવી કાઢશે એટલુ જ નહી પણ જેમ જેમ માણુસોની સહારશક્તિ

વધતી જશે તેમ તેમ જો શસ્ત્રબળની જગાએ ગાંધીજીએ સૂચવેલો ઉપાય અજમાવાશે તો જ જગતમાંથી સંસ્કૃતિનો અસ્ત થતો અટકશે. તેમની રીત હાલ તુરત તો નિષ્ફળ નીવડી દેખાય છે. તેમણે જેટલું કરવાનું વચન આપેલું તેટલું તેઓ કરી શક્યા નથી. પણ જો માણસોએ પોતે અરેખાત કરી શકે એના કરતાં વધારે કરવાનું વચન ન આપ્યું હોત, તો જગતને ઘણી ખોટ જાત. કેમકે અપ્રાપ્ત રહેલા આદર્શમાંથી જ પ્રાપ્ત સુધારાનો જન્મ થાય છે. ગાંધીજી શ્રદ્ધાવાન છે તેથી જ લોકો તેમના પર શ્રદ્ધા રાખે છે. અને જગતમાં તેમનો પ્રભાવ, તેની પાછળ પશુબળ કે શસ્ત્રબળનો ટેકો ન હોવા છતાં, જગતના કોઈ પણ માણસના કરતાં વધારે પડે છે.

## ૨૧. મહાત્મા ગાંધી અને આત્મબળ

### રૂફસ જોન્સ

જે માણસને મારી પેઠે મહાત્મા ગાંધીનાં દર્શન કરવાનું ને અમદાવાદમાં આવેલો તેમનો આશ્રમ જોવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હોય તે તો મારી પેઠે આ અભિનન્દન-ગ્રન્થમાં લેખ આપવાની તકને વધાવી જ લે. મારી પોતાની ફિલસૂફી પર ને મારા આચરણ પર તેમણે ઘણી ઊંડી અસર પાડી છે; અને આ અદ્ભુત પુરુષ, જે મારે સદ્ભાગ્યે મારા જીવનકાળમાં આ ભૂતળ પર વસે છે, તેમનું ઋણ જાહેર રીતે સ્વીકારતાં મને આનન્દ થાય છે.

૧૯૦૫માં મેં સંત ફ્રાન્સીસના જીવનનો અભ્યાસ કરવા માંડ્યો ત્યારથી હું એમનો પૂજારી બન્યો છું. ગાંધીજીની તુલના મારી જાણના કોઈ પુરુષ સાથે કરવી હોય તો તે વધારેમાં વધારે સંત ફ્રાન્સીસની સાથે થઈ શકે એમ મને હંમેશાં લાગ્યું છે. ૧૯૨૬ માં હું ગાંધીજીને મળવા ગયો ત્યારે મેં જોયું કે એમને એસીસીના એ સતનો કેટલો ઓછો પરિચય છે. એ જોઈને મને ઘણું જ આશ્ચર્ય થયું. હું એમની પાસે બેઠો ને એમને સંત ફ્રાન્સીસનાં 'વચનામૃત'માંથી કેટલીક વાર્તાઓ સંભળાવી. એમાં 'પરમાનન્દ' વિષેની સરસમાં સરસ વાર્તા છે તે પણ સંભળાવી. એમાં કહ્યું છે કે સાધુ જાઈલ્સ અને ફ્રાન્સનો રાજા સંત લુઈ એકવાર મળ્યા. એકબીજાને જોઈ ભેટી પડ્યા, એકબીજાને ચુંબન કર્યું; પછી ઘૂંટણીએ પડી લાંબો વખત મૂગા મૂગા બેઠા

રહ્યા; ને કશું બોલ્યા વિના જ ચાલતા થયા. આમ કરવું બંનેને જરૂરી લાગ્યું, કેમકે સાધુ જાઈલ્સે કહ્યું તેમ, "અમે મોઢાથી બોલ્યા હોત તેના કરતાં વધારે સારી રીતે અમે એકબીજાનાં હૃદય વાંચી લીધાં." શબ્દો વિના હૃદય વાંચવાનો જેવો અનુભવ સાધુ જાઈલ્સને થયો હતો તેવો જ અનુભવ મને ભોંય પર બેઠેલા આ અર્વાચીન સંતની પાસે બેસતાં થયો. ફરક એટલો જ હતો કે રાજા ૯ મો લુઈ ઘણીવાર પહેરતો એવા બાદશાહી ઝભ્ભા આ સંતે પહેરેલા નહોતા.

મેં બીજી પણ એક વસ્તુ જોઈ. આત્મબળની બાબતમાં ગાંધીજીને ઘણા મળતા એવા બીજા એક પુરુષ — જૉન વૂલમૅન — ને વિષે પણ તેમને ઘણી જ ઓછી માહિતી હતી. અઢારમી સદીમાં થઈ ગયેલા ક્વેકરોમાં સૌથી મોટા ને સાધુચરિત એવા જૉન વૂલમૅન આત્મબળના એક સુંદર દૃષ્ટાન્તરૂપ હતા. તેમણે એકવાર સાંભળ્યું કે અમુક જગાના રેડ ઈંડિયનો જુદ્ધે ચડેલા હતા ને પશ્ચિમના પ્રદેશમાં વસેલા ગોરાઓની ચામડી ઉતરડી નાખતા હતા. તેમને એ રેડ ઈંડિયનો પ્રત્યે એટલો પ્રેમ ઊપજ્યો કે તેનાથી પ્રેરાઈ તેઓ એ લોકો પાસે ચાલ્યા ગયા. જઈને જુએ છે તો એ લોકો લડવા માટે શરીરે રંગ લગાડીને નીકળી પડ્યા છે ને કૂચ કરી રહ્યા છે. વૂલમૅને એમને ભેગા કરીને સભા ભરી; તેમાં એ લોકો ઊંડી અંતરશાંતિ અનુભવતા બેઠા. પછી વૂલમૅને ઘણા જ હેતથી તેમને પોતાના આગમનનો હેતુ સમજાવ્યો, અને છેવટે ટૂંકી પ્રાર્થના કરી. સભા પૂરી થયા પછી એક રેડ ઈંડિયને કહ્યું : "આ શબ્દો ક્યાંથી આવે છે એ હું જાણવા ઇચ્છું છું." મહાત્મા ગાંધી પોતાનાં વચનો કે લખાણો કરતાં ઘણી વધારે ઊંડી અસર કઈ રીતે પાડે છે એનું સંપૂર્ણ વર્ણન ઉપલા પ્રસંગમાં મળી રહે છે; કેમકે એમના શબ્દો ક્યાંથી આવે છે એ લોકો જોઈ ને અનુભવી શકે છે.

ગાંધીજીના જીવનસિદ્ધાન્ત — સત્યાગ્રહ — ને આપણે ઘણીવાર 'અહિંસા' કહીએ છીએ. પણ 'અહિંસા' એ તો અભાવવાચક શબ્દ છે. જ્યારે ગાંધીજીનો સિદ્ધાન્ત તો એક ભવ્ય વસ્તુની હસ્તીનો નિર્દેશક છે. ગાંધીજીએ મને કહ્યું કે "માઈકલ કોટ્સ નામના એક ક્વેકરનો હું ઘણો આભારી છું. હું દક્ષિણ આફ્રિકા ગયો ત્યારે શરૂઆતના દિવસોમાં કોટ્સ મારા પરમ મિત્ર હતા. તેમણે જ મને ઈસુનું ગિરિપ્રવચન વાંચવાની સૂચના કરેલી;

ઈસુ ખ્રિસ્તની ભાવના, તેમનુ જીવન, અને વીરતાભર્યા પ્રેમનો તેમનો સદેશ વગેરેનુ રહસ્ય મને સમજાવેલુ એથી હુ વધારે ઊંડી અંતરદૃષ્ટિ કરતો થયો, ચર્મચક્ષુને ન દેખાતી શક્તિઓ વિષેની મારી શ્રદ્ધા વધી ' ગાધીજીના આચારવિચારને ઘડવામા અનેક પુરુષોએ ફાળો આપેલો ટોલ્સ્ટોય, રસ્કીન, થોરો અને એડવર્ડ કારપેન્ટરને તેમણે હમેશા પોતાના મોટામા મોટા માર્ગદર્શક અને ભોમિયા માન્યા છે

ગાધીજીના મત પ્રમાણે સત્યાગ્રહ એ એક એવી શક્તિ છે, જે ' ડાઇનેમો 'માથી નીકળનારી ને મોટા ભગીરથ કામો કરનારી વિદ્યુતશક્તિના જેવી જ ચમત્કારી છે ' ડાઇનેમો ' વિદ્યુતશક્તિને પેદા કરતો નથી, તેને પોતાની અદર ભેગી કરે છે ને પછી છોડી મૂકે છે આત્મબળનુ પ્રદર્શન કરનાર પુરુષની પણ એવી જ સ્થિતિ હોય છે તેની પાસે પોતાની આગવી શક્તિનો જે ટચૂકડો ને મર્યાદિત સગ્રહ હોય છે તેના કરતા વધારે ઊંડો જીવનસ્રોત તેના અગમાથી વહેવા લાગે છે એ માણસનો અતરાત્મા છેક ઊંડાણમા ઊતરે છે ત્યા જીવન અને શક્તિના અગાધ ભડારરૂપ પરમાત્મા પ્રત્યે અભિમુખ થાય છે, અને તે જો યોગ્ય સાધના કરે તો પ્રેમ, સત્ય અને જ્ઞાનના અખૂટ ઝરા એ જીવાત્મામાથી વહેવા લાગે છે

જીવનશક્તિના આ ઊંડા ઝરણમાથી પ્રાણ અને ચૈતન્ય કેમ મેળવવા એની ચાવી જે માણસ જાણે છે તે શાન્ત અને સ્વસ્થ બની જાય છે, એટલું જ નહીં પણ વીરતાભર્યો પ્રેમ, સાહસ અને સર્જનાત્મક પ્રવૃત્તિ એ સર્વના પ્રવાહ પણ તેના જીવનમાથી વહેવા લાગે છે ગાધીજી જેને ' આત્મબળ ' કહે છે તેનું સ્વરૂપ કઈક આ પ્રકારનું છે તેમના પોતાના જીવનમા એ આત્મબળનુ અનુપમ પ્રદર્શન થાય છે તે માત્ર ' વીરતાભરી શાતિ કે નિષ્ક્રિયતા ' નથી, એથી ઘણુ વધારે ચૈતન્ય એમા ભરેલુ છે

એકવાર મેં ગાધીજીને પૂછ્યુ " આપે આ કઠિન સસારની અનેક જજાળો ને અનેક નિરાશા નિષ્ફળતાઓનો અનુભવ કર્યો છે તે છતા આપને હજુ ' આત્મબળ ' વિષે શ્રદ્ધા છે ખરી ? " તેમણે કહ્યુ " હા પ્રેમ અને સત્યની વિજય પામનારી શક્તિ વિષેની શ્રદ્ધા મારા અતરમાં છેક ઊંડે ઊંડે ઊતરી ગઈ છે વિશ્વની કોઈ પણ વસ્તુ એ શ્રદ્ધાને મારા અતરમાંથી દૂર કરી શકે એમ નથી " આ શબ્દો કહેતા કહેતા તેઓ છાતીની બહાર નીકળી

આવેતી પાસળીઓ પર હાથ ફેરવતા હતા એ નિર્મળ કૃશ, ને ઉપવાસ અને અલ્પ આહારથી ક્ષીણ બનેના શરીરનો વિચાર તો તેમના મનમા તે વેળા નહોતો, પણ પ્રેમ અને સત્યના અખૂટ ભડારમાથી પોષણ મેળવનાર આત્માના ઊડા આન્તર જીવનનો જ વિચાર તેમના મનમા રમી રહ્યો હતો, એ સામે બેઠેલો માણસ સ્પષ્ટ જોઈ શકે એમ હતુ

કેટલાક પુરુષો, જેમને વિષે ગાધીજી કઈ જાણતા નથી છતા જેઓ ક્ષમા અને નમ્રતાને એ જ માર્ગે ચાલેના, તેમના જીવન પરથી હુ આ સત્યાગ્રહ અને અહિંસાના કેટલાક દષ્ટાંતો આપવા ઇચ્છુ છુ પહેલા તો જેમ્સ નેનરનો દાખલો લઉ એ સત્તરમા સૈકામા થઈ ગયેલા એક ક્વેકર હતા તેમને નાસ્તિક ને ધર્મનિદક ગણીને અતિશય સખત સજા કરવામા આવેલી દેવતામા તપાવેલા લાનચોળ સળિયાથી તેમની જીભને વીંધવામા આવેલી બે કલાક સુધી તેમને લાકડાના એવા એક ચોકઠામા બેસાડી રાખેલા જેમા માથુ ને હાથ જુદા જુદા કાણામા ભરાઈ રહે ને માણસથી બિલકુલ ચસાય જ નહીં તેમને ગાડા પાછળ બાધી લડનની શેરીઓમા ફેરવવામા આવેલા, ને એ બધો વખત એક ફાસીખોર તેમને ચાબુકનો માર મારતો પાછળ પાછળ ચાલ્યો આવતો હતો તેમના કપાળ પર B (બી) અક્ષરનો ડામ દેવાયેલો બીજો એક હુકમ એવો કરવામા આવ્યો કે તેમને અવળે ઘોડે બેસાડીને બ્રિસ્ટલ ગામમા ફેરવવા, પછી બજારમા ચાબુકનો માર મારવો, તે પછી બ્રાઇડવેલના કેદખાનામા એકાન્તવાસમા પૂરવા, ને પાર્લામેંટ તેમને છોડવાનો કાયદો પસાર કરે ત્યા સુધી પૂરી રાખવા, જેલમા તેમને શાહી કે કાગળ કશુ આપવુ નહીં

આમ આ પુરુષે મનુષ્યોના અમાનુષી અત્યાચારો આ રીતે વેઠ્યા છતા પોતાને અન્યાય કરનાર જગતને વિષે તેમણે શુ કહ્યુ છે તે જુઓ ' હુ એક એવા આત્માનો અનુભવ કરુ છુ જેને પાપ કે કુકર્મ કરવુ કે પાપનુ વેર વાળવુ રુચતુ નથી પણ—છેવટે અવિચળ આનન્દ ભોગવવા મળશે એ આશાએ—જે કઈ કષ્ટો પડે તે ભોગવવામા રસ પડે છે જગતના જેટલા ક્રોધ ને કલહ છે તે શમી જશે અને ગર્વ ને ક્રૂરતા થાકી જશે ત્યારે પણ પોતે તો ટકી જ રહેશે એવી આશા તેના મનમા હોય છે જ્યા પ્રલોભનમાત્રનો અન્ત આવી ગયો હોય એવી સ્થિતિ તે દીવ્ય દષ્ટિ વડે જોઈ શકે છે તેના પોતાના સ્વરૂપ કે સ્વભાવમા કશી બુરાઈ નથી હોતી, તેથી તે મનથીયે અહિતનુ

બૂરું નથી ઇચ્છતો. તેને કોઈ દગો દે તો તે એ સાંખી લે છે; એટલા માટે કે એ પોતે ઈશ્વરની ક્ષમા ને કરુણાને આધારે જ જીવે છે. તેની નમ્રતા એ તેનો મુકુટ છે. શુદ્ધ ને સાચો પ્રેમ એ તેનું અમૃતત્વ છે. તે વિનવણી કરીને રાજ્ય મેળવે છે, અને મનની નમ્રતા વડે તે સાચવે છે. તેને દુઃખ અને જુલમ ભોગવવાં પડે તોપણ તે કદી બબડતો નથી. તે દુઃખો વાટે જ આનન્દ ભોગવે છે." આ આત્મબળનો એક યાદગાર દાખલો છે.

વિલિયમ લૉ અઢારમી સદીના ઇંગ્લંડના એક અગ્રગણ્ય ઈશ્વરભક્ત હતા. તેમને વેલ્સથી કંઈક ઓછાં દુઃખો વેઠવાં પડ્યાં. એમણે આત્મબળનો એ જ સિદ્ધાન્ત સુન્દર શબ્દોમાં વર્ણવ્યો છે. એમાંની એક કંડિકા અહીં આપી છે :

"પ્રેમ ઇનામ, માન કે પ્રતિષ્ઠાની ઝંખના રાખતો નથી. તેની એકમાત્ર ઇચ્છા પોતાનો પ્રચાર કરવાની, ને સર્વત્ર હર્ષ અને સુખ ફેલાવવાની હોય છે. એટલે ક્રોધ, બુરાઈ, દ્વેષ અને વિરોધની સામે થતાં તેના મનમાં એક જ ઇચ્છા હોય છે — તેના પર પોતાના આશીર્વાદ વરસાવી તેને જીતી લેવાની. એવી જ ઇચ્છા અંધકારને મળતી વેળા પ્રકાશની હોય છે. તમે કોઈ માણસોના ક્રોધ ને દ્વેષ ટાળવા કે તેની પ્રીતિ સંપાદન કરવા માગતા હો, તો તમારું ધાર્યું બર ન આવવાનો ભય ઘણો રહે છે. પણ તમારા મનમાં સદ્ભાવ સિવાય બીજી લાગણી જ ન હોય તો તમને મળનાર દરેક માણસ યા વસ્તુનો તમને મદદ કર્યા વિના છૂટકો જ નહીં થાય. કેમકે શત્રુ ક્રોધ કરે, મિત્ર દગો દે, ને બીજું ગમે તેવું દુઃખ પડે, તોપણ પ્રેમની ભાવના વધારે ને વધારે સતેજ ને વિજયવંત બને છે, પોતાને માર્ગે ચાલી જાય છે, અને અગાઉના કરતાં અધિક પ્રમાણમાં સુખી થાય છે. એટલે તમારે પૂર્ણત્વ જોઈએ કે સુખ, બંનેનો સમાવેશ પ્રેમભાવનામાં થાય છે, અને થવો જ જોઈએ — એટલા માટે કે પૂર્ણત્વ અને અનંત સુખ બંનેનો અતિસારરૂપ ઈશ્વર પ્રેમસ્વરૂપ છે; તેને ભૂતમાત્રનું કલ્યાણ કરવાની અવિચળ ઇચ્છા હોય છે. તેથી પ્રાણીમાત્ર આ કલ્યાણમયી ઇચ્છા સિવાય બીજી કોઈ ઇચ્છાથી દોરાય તેટલે અંશે તે ભ્રષ્ટ અને દુઃખી થાય છે. આમ તમે પ્રેમની ભાવનાનો આધાર, તેનું સ્વરૂપ, ને તેની પૂર્ણતા જોઈ શકો છો."

# ૨૨. ગાંધીજી અને બ્રિટિશ પ્રજાસમૂહ

## આર્થર બેરીડેલ કીથ

આજે જગતમાં વ્યવહારમાં આદર્શોને અનુસરીને ચાલતાં પાર વિનાની મુસીબતો પડે છે. એ બધી મુસીબતો વેઠીને પણ મહાત્મા ગાંધીએ નિશ્ચયપૂર્વક પોતાના આદર્શની ઉપાસના નિરંતર ચાલુ રાખી છે ને તેને અનુસરીને વર્તન કર્યું છે. એ તેમના જીવનની મોટામાં મોટી વિશેષતા છે એમ આપણને કેટલાકને લાગે છે. બ્રિટિશ પ્રજાસમૂહ (કૉમનવેલ્થ)ના ઇતિહાસની દૃષ્ટિએ જોઈએ, તો મનુષ્યનું મનુષ્ય તરીકેનું ગૌરવ કબૂલ રખાવવા માટે તેમણે દક્ષિણ આફ્રિકામાં જે પ્રવૃત્તિ ચલાવી તેને સૌથી મહત્ત્વનું સ્થાન અપાવું જોઈએ. દક્ષિણ આફ્રિકામાં જઈ વસેલા ગોરાઓ યુરોપિયન સિવાયની બીજી જાતિઓને ધર્મમાં કે રાજકાજમાં સમાનતાના હકો આપતા નહોતા. તે દેશમાં ગાંધીજીએ બેધડકપણે કહ્યું કે મનુષ્ય તરીકે જોતાં મનુષ્યમાત્ર સમાન છે, અને જાતિ યા વર્ણની જુદાઈ પર રચાયેલા કૃત્રિમ ભેદો ગેરવાજબી તેમજ અનીતિમય છે. સામા પક્ષનું બળ કેટલું પ્રચંડ હતું એ જાણીએ, ત્યારે ગાંધીજીએ પોતાના દેશભાઈની સ્થિતિ ઘણી સુધારી, અને દક્ષિણ આફ્રિકામાં તેમના દરજ્જાના સવાલ પર નવો પ્રકાશ પાડ્યો, એ એમની એક મોટામાં મોટી સિદ્ધિ હતી એમ હંમેશાં ગણાશે. તેમના ગયા પછી સંકુચિત મનના જાતિદ્વેષનું જોર ફરી પાછું વધતું ગયું છે એ ભારે ખેદની વાત છે. પણ મહાત્માજીએ હિંદી કોમને તેના આત્મગૌરવનું ભાન કરાવ્યું, અને એક માનવસમૂહ બીજા માનવસમૂહને પોતાના સ્વાર્થને સારુ લૂંટે કે ચૂસે એ યોગ્ય છે એ કલ્પનાની સામે ઝુંબેશ ચલાવી, ત્યારથી હિંદી કોમની પ્રતિકારશક્તિમાં પાર વિનાનો વધારો થયો છે. એ આદર્શ કદાચ થોડોક વખત દબાઈ રહેશે, પણ સાવ અલોપ થઈ જવાનો નથી. કેનિયા અને ઝાંઝીબારમાં પણ તેમણે શીખવેલા સિદ્ધાંતો ફળદાયી નીવડ્યા છે. ત્યાં વસતા ગોરાઓની ઇંગ્લંડમાં સારી લાગવગ હતી, એટલે તેઓ હિંદીઓના હકની પરવા કર્યા વિના દેશનો કારભાર ચલાવવા માગતા હતા. પણ તેમના પ્રયત્ન સફળ થઈ શક્યા નથી. વળી ગાંધીજીએ એકલા હિંદીઓનું જ હિત સાધવાનો પ્રયત્ન કર્યો છે એવું નથી. તેમણે જે સિદ્ધાંતો ઉપદેશ્યા છે તે આફ્રિકાના

મૂળ વતનીઓના ભાવિને પણ એટલા જ લાગુ પડે એવા છે. હિંદીઓની પાસે જુગજૂની સંસ્કૃતિ છે એટલા માટે તેમણે પોતાને માટે સમાન અધિકાર માગીને સંતોષ માનવો, અને આફ્રિકાના મૂળ વતનીઓને હલકા ને દાસત્વમાં રહેવા લાયક ગણી તેમની જોડે એ જાતનું વર્તન રાખવામાં હિંદીઓને ગોરાઓ જોડે ભળવું — એવો વિચાર પ્રચલિત થવાને માટે ગાંધીજીએ જરા પણ કારણ આપ્યું નથી.

હિંદમાં મહાત્માજીએ જે સિદ્ધાંત શીખવ્યો તે જેમ ગોરાઓ પાસેથી તેમ હિંદીઓ પાસેથી પણ એમ માગી લે છે કે માણસમાત્રને સમાન ગણીને એ પ્રકારનું વર્તન તેમની જોડે થવું જોઈએ જે હિંદીઓનાં ધર્મશાસ્ત્રો માણસ માણસ વચ્ચેની અસમાનતાને મંજૂરી આપતાં દેખાય છે — એવો ભાસ દરેક દેશનાં પ્રાચીન ધર્મશાસ્ત્રોને વિષે થાય છે — તે દેશભાઈઓને માટે ગાંધીજીએ ભારે મુસીબત ઊભી કરી છે ખરી પણ સાથેસાથે, હિંદીઓની સ્વરાજની માગણીના રસ્તામાં જે મોટામાં મોટું નડતર હતું તે પણ તેમણે દૂર કર્યું છે જે લોકોને ઐતરેય બ્રાહ્મણમાં બીજાઓના દાસ બનવાને સરજાયેલા વર્ણવ્યા છે, અને જેમને મરજી ફાવે ત્યારે ઘરમાંથી કાઢી મૂકી શકાય ને મારી પણ નાખી શકાય એમ કહ્યું છે, તેમનાં ભાવિ ઊંચા ગણાતા વર્ણોના હાથમાં સોંપી શકાય નહીં; કેમકે નીચલા ગણાતા વર્ણોના હિતનો પણ વિચાર કરવો જ જોઈએ — આવી દલીલ હિંદીઓની સ્વરાજની માગણી સામે કરવામાં આવતી મહાત્માજીએ અસ્પૃશ્યતાનિવારણ અને હરિજનોની ઉન્નતિને માટે જે ઝુંબેશ ઉપાડી છે, અને હિંદુ ધર્મના ઉત્તમ અંશને બહાર આણવામાં જે સફળતા મેળવી છે, એ વસ્તુઓ કાળે કરીને કદાચ તેમનાં મોટામાં મોટાં કાર્યો ગણાશે એ વસ્તુઓ એવી છે કે એને વિષે માનવમુક્તિની હિલચાલના ઈતિહાસના સર્વ અભ્યાસીઓને શુદ્ધ, નિર્ભેળ આનન્દ થાય એમ છે

સરકાર જોડે અહિંસાત્મક અસહકાર કરવાના સિદ્ધાન્તનો ઈતિહાસ વધારે વાદગ્રસ્ત છે. એ સિદ્ધાન્ત સામાન્ય મનુષ્યસ્વભાવની પાસેથી તેના ગજા બહાર માગણી કરે છે, કેમકે ઝઘડો કરવાનો સ્વભાવ માણસજાતમાં જન્મથી જડાયેલો છે, અને જે લોકોએ અહિંસાના ઉપદેશથી શરૂઆત કરી હતી તેઓ ઘણીવાર એ મૂળ સ્વભાવને વશ થયા છે પણ એક વાતની તો ના પાડી શકાય એમ નથી. જે માગણીઓ કેવળ દલીલને જોરે કરવામાં

આવતી હતી તેને બ્રિટિશ સરકારે અવગણેલી પણ જ્યારે વિરોધ સાથે રાજકારભારમા વિઘ્નો નખાવા શરૂ થાય ત્યારે સરકાર એ જ માગણીઓ જલદી કબૂલ કરી લેવાની આની પાછળ જે માનસિક કારણ રહ્યુ છે તે સમજવુ અઘરુ છે એટલે, મહાત્માજીએ જે નવો પ્રયોગ આદર્યો તેમા જોકે હિંસા થવાનુ જોખમ હતુ, ને હિંસા થઈ પણ ખરી, છતા એટલુ કબૂલ કરવુ જોઈશે કે એમને પ્રયોગ કરવાને માટે એક બહાનુ હતુ તેઓ કહી શકતા હતા કે હિંદીઓને માટે જે વસ્તુ પ્રાણ સમાન છે તે આ રીતે જ મળી શકે એમ છે હિંદુસ્તાનના પ્રાંતોમા અત્યારે (૧૯૩૯ના પૂર્વાર્ધમા) જે જવાબદાર રાજ્યતંત્ર સરસ રીતે ચાલી રહ્યુ છે તે બ્રિટિશ પ્રજાસમૂહના ઇતિહાસમા એક ભવ્ય ને ચિરતન સિદ્ધિરૂપ લેખાશે જીવતા તેમજ સ્વર્ગસ્થ એવા અનેક માણસો એના યશના ભાગીદાર છે એ સાચુ પણ એમા ગાંધીજીના જેટલો મોટો ફાળો બીજા કોઈનો નથી

સંસ્કૃતમા અનેક સુદર ને અર્થવાદી સુભાષિતો છે તે સંસ્કૃતના દરેક વિદ્યાર્થીને શીખવા પડે છે એવુ એક સુભાષિત બાળક ગાંધીના મન પર કોતરાઈ ગયુ હશે એમ માની શકાય કેમકે જે આદર્શને એમનુ આખુ જીવન સમર્પિત થયેલુ છે તે આદર્શ એમા વર્ણવાયેલો છે

अय निज परो वेति गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु वसुधैव कुटुबकम् ॥

(આ પોતીકો ને આ પારકો એવો વિચાર સાકડા મનના માણસોમા જ હોય છે ઉદાર મનના માણસો તો આખા જગતને પોતાનુ કુટુબ માને છે)

## ૨૩. જગતના ઇતિહાસમાં ગાંધીજીનું સ્થાન

### હરમૅન કૈસરલિંગ

આપણા આજના યુગમા હિંસાને જેટલી પ્રતિષ્ઠા મળી છે તેટલી અગાઉના કોઈ પણ યુગમા મળી નહોતી કેમકે અત્યારે જે દેશોમા ગોરાઓ રહે છે તે બધા જ દેશોમા પ્રજાનો મોટો ભાગ કોઈ ને કોઈ રૂપમા હિંસાનો પ્રયોગ કરવાના પક્ષમા છે ગોરા સિવાયની ઇતર પ્રજાઓનુ માનસ પણ

એવુ જ છે  એટલે મને લાગે છે કે હિંસાબળ વડે સમાજમા ને રાજકાજમા ફેરફાર કરાવવા માગનારી આ હિલચાલ એકેએક તકનો લાભ લેશે ને પોતાનુ બધુ જોર અજમાવી જોશે  એટલુ કર્યા વિના તે બધ પડી જાય એ બનવાજોગ છે જ નહીં  હજુ સેંકડો વરસ સુધી દુનિયામાં ક્યાંક ને ક્યાંક લડાઈઓ ને કલહો થયા જ કરશે  એ યુદ્ધો ને લડાઈઓ ચાલ્યા કરવાના એટલા માટે જ, અહિંસાની કેવળ અભાવાત્મક દેખાતી ભાવનાથી પ્રેરાયેલી હિલચાલ અતિશય અગત્યની ને ઐતિહાસિક દૃષ્ટિએ બહુ જ મહત્ત્વની ગણાય છે  એવુ મહત્ત્વ એને ઇતર સજોગોમા ન મળવા પામ્યુ હોત, અને વસ્તુત મળ્યુ નહોતુ જ હિંસા અને અહિંસા વચ્ચે બીજો એક ઘણો જ મોટો તફાવત છે  એક સાધ્યને પરમ મહત્ત્વનુ ગણે છે, બીજી સાધનને સર્વોપરી મહત્ત્વ આપે છે સાધ્ય અને સાધન પરત્વેનો આ ભેદ, અને સાધ્ય શુદ્ધ હોય એ બસ નથી સાધન પણ શુદ્ધમા શુદ્ધ હોવા જોઈએ, એ જાતનો ગાંધીજીનો આગ્રહ, તેમને જગતના ઇતિહાસમા અચૂક અમરપદ આપશે  એમણે આદરેલી હિલચાલને વહેવારુ પરિણામની દૃષ્ટિએ સફળતા મળે યા ન મળે, કે ગમે તેટલી મળે, એ નોખો સવાલ છે  જેસ્યુઇટ લોકોનુ એ સૂત્ર હતું કે 'સાધ્ય શુદ્ધ હોય, તો તેની સિદ્ધિ માટે વાપરેલા સાધન શુદ્ધ જ ગણાય ' પ્યુરીટન ખ્રિસ્તીઓએ રેડ ઇન્ડિયનો સાથેના તેમના વહેવારમા એ જ સૂત્ર સ્વીકાર્યું હતુ  એ સૂત્ર જ્યા લગી ચાલુ છે ત્યા લગી' દુનિયાની સ્થિતિમા ખરો ને કાયમનો સુધારો થવો અશક્ય લાગે છે  એક પક્ષ વિનાશક સાધનો વાપરે એટલે સામો પક્ષ પણ એવા જ સાધનો વાપરે છે, ને એ સાઠમારીનો કદી પાર જ આવતો નથી  બુદ્ધ ભગવાને કહ્યું છે કે "અહીંયાં કદી પણ વેરથી વેર શમતું નથી, અવેરથી — પ્રેમથી શમે છે, એ સનાતન ધર્મ છે "*

સામ્રાજ્યવાદી પ્રજાઓ આજે જગતમા પોતાનો જે પથારો કેલાવી રહી છે તેનો વિરોધ કરનાર ગાંધીજી એકલા નથી. ઘણીખરી આશ્રિત પ્રજાઓ એવો વિરોધ કરી રહી છે, અને વખત જશે તેમ હજુ વધારે પ્રજાઓ

---

* न हि वेरेन वेरानि सम्मन्तीध कुदाचनं ।
अवेरेन च सम्मन्ति एस धम्मो सनंतनो ॥

धम्मपद ५.

એ વિરોધમા સામેલ થતી જશે જેમ શાંતિપ્રિય ચીન આત્મરક્ષાને કાજે લડાયક બન્યુ છે, તેના જેવો ફેરફાર હિંદમા થવાનો પણ ઘણો સભવ છે હિંદમા તો ઘણી લડાયક કોમો ને જાતિઓ પણ પડેલી છે પણ ગાંધીજી તો ઉપર કહેલા સામ્રાજ્યવાદના સૌથી વધારે ધ્યાન ખેંચનારા, સૌથી વધારે મોટા મોટા દેખાવો કરાવનારા, સૌથી વધારે એકાગ્ર ને એકનિષ્ઠ, અને સૌથી વધારે વિશુદ્ધ હૃદયવાળા વિરોધી છે તેઓ એકલા જ અત્યારે એક મોટી સામુદાયિક હિલચાલ ચલાવી રહ્યા છે કેમકે અહિંસા એ ખરેખર હિંદુઓના સૌથી વધારે ઊંડા ઊતરેલા, ને તેથી સૌમા વિશેષ આણુનાન, આદર્શોને અનુકૂળ છે મારી પોતાની તો પાકી ખાતરી છે કે મહાત્મા ગાંધી એક મહાન ઐતિહાસિક વ્યક્તિ રહેશે તેનુ એક બીજુ પણ કારણ છે તે એ કે તેઓ બરાબર બે ભિન્ન ભિન્ન યુગો વચ્ચેના ઊમરા પર ઊભા છે એક તરફથી ગાંધીજી ભારતવર્ષની સાધુતાના મૂર્તિમત અવતાર છે, પણ બીજી તરફથી તેઓ નવામા નવી ઢબના લોકનેતા છે એટલે આશે તેઓ ઇતિહાસમા જોન ધી બૅપ્ટિસ્ટના જેવુ પદ પામે એમ છે એકાગી સતપુરુષોએ અગાઉની રાજ્યવ્યવસ્થામા જેવો ભાગ ભજવેલો તેવો ભાગ તેઓ હવે પછી આવનારી ભાવિ રાજ્યવ્યવસ્થામા ન ભજવે એવો ઘણો સભવ છે મેં ઘણીવાર કહ્યુ છે કે ભવિષ્યમા રાજ્ય જીવનના સર્વ ક્ષેત્રો પર પ્રભુત્વ ભોગવશે ક્રૉસ (વધસ્તભ) અને ગરુડનો નવો સમન્વય એવુ ધ્વજચિહ્ન બનશે નવા યુગનો મનુષ્ય તે એવો પૂર્ણ મનુષ્ય હશે જેનામા આત્મા અને પૃથ્વી — અથવા ધર્મ અને અર્થ — ના બળો સમતોલ બનીને રહેશે પણ આ નવા પ્રકારના પુરુષના આગમનને માટે પૂર્વતૈયારી કરવામા બીજા કોઈ પણ જીવતા માણસના કરતા વધારે ફાળો બે યુગ વચ્ચેના ઊમરા પર ઊભેલા મહાપુરુષ ગાંધીજીએ આપેલો હશે

## ૨૪. જન્મદિનનાં અભિનન્દન

### જ્યૉર્જ લૅન્સબરી

જગતના દરેક ભાગમા જે કરોડો માણસો મહાત્મા ગાંધીને તેમની ૭૦ મી જયન્તીને પ્રસગે અભિનન્દન આપવાનો ને તેમને દીર્ઘાયુ ઇચ્છવાનો ઇરાદો રાખે છે તેમની સાથે મારો સૂર પૂરતા મને ખરેખર ઘણો આનદ થાય

તેમણે એક મહાન આદર્શની નિષ્ઠાપૂર્વક સેવા કરવામાં પોતાનું જીવન ગાળીને એ જીવનને મહાન બનાવ્યું છે. દરેક પ્રકારના દુરાચાર અને અન્યાય સામે શાન્ત, અહિંસક પ્રતિકારનું બળ કેવું પ્રચંડ નીવડે છે તેનું તેમણે પોતાના જીવન દ્વારા, તેમજ પોતાના કરોડો મિત્રો ને અનુયાયીઓનાં જીવન દ્વારા, બતાવી આપ્યું છે. તેઓ જે પેઢીમાં ઉત્પન્ન થયા છે તે પેઢીએ તેમના જેવો કટ્ટર અને એકનિષ્ઠ સત્યનો ઉપાસક બીજો એકેય પેદા નથી કર્યો. જે રસ્તો પ્રેમ, સહકાર અને સેવા દ્વારા વિશ્વશાન્તિ તરફ લઈ જાય છે તે રસ્તે એકલાં પૂર્વનાં સ્ત્રીપુરુષોને જ નહીં પણ જગતના સર્વ દેશોનાં સ્ત્રીપુરુષોને દોરી જવા તેઓ હજુ ઘણાં વરસ જીવો!

## ૨૫. ગાંધીજીનાં શ્રદ્ધા અને પ્રભાવ

### જોન મૅકમરે

ગઈ પેઢીમાં એક અંગ્રેજ કવિએ લખેલું કે "પૂર્વ તે પૂર્વ છે, ને પશ્ચિમ તે પશ્ચિમ છે. એ બેનો ભેટો કદી થવાનો નથી." એ વચન લખાયું ત્યારે એમાંના વિચારની કંઈક ગંભીરપણે ચર્ચા પણ થઈ શકે એવું હતું. આજે આ મત એવો દેખીતો હાંસીપાત્ર બની ગયો છે કે એ એક કાયમનો ટોળનો વિષય થઈ પડ્યો છે. એ માનવજાતિનું આવું ઐક્ય સધાયું છે તેનું કારણ મોટે ભાગે અવરજવરનાં, તાર, ટપાલ, ટેલીફોન, રેડિયો વગેરેનાં, સાધનોનો વધારો છે. એનું એક પરિણામ એ આવ્યું છે કે જગતના સર્વ ભાગની પ્રસિદ્ધ વ્યક્તિઓ વિષેના સમાચાર દુનિયાભરમાં ફેલાઈ જાય છે, અને એક દેશના પ્રસિદ્ધ માણસો આખી દુનિયામાં પ્રસિદ્ધિ પામે છે. આજના જમાનામાં મળેલી આ પ્રતિષ્ઠાઓમાંની કેટલી કાળના સપાટામાંથી ઊગરીને ટકી રહેશે — આંતરરાષ્ટ્રીય વિખ્યાતિ મેળવનારી આ વ્યક્તિઓમાંથી કેટલી જગતના ઇતિહાસની મહાન વ્યક્તિઓ તરીકે ભવિષ્યની પ્રજાનાં મન અને હૃદયમાં પોતાનું સ્થાન કાયમ રાખશે — એ એક મોટો સવાલ છે. બહુ જ થોડા માણસોને વિષે નિશ્ચયપૂર્વક એમ કહી શકાય કે તેમની કીર્તિ ભવિષ્યમાં ચિરકાળ ટકી રહેશે. મહાત્મા ગાંધી એ એક જ એવા પુરુષ છે જેમની ચિરંતન કીર્તિને વિષે મારા મનમાં શંકા ઊઠતી નથી

મનુષ્યની મહત્તા અનેકવિધ હોય છે. એ મહત્તા જેટલી ઊંડી તેટલી તે વધારે ટકવાની. જગતના ઇતિહાસમાં થઈ ગયેલા મોટામાં મોટા પુરુષો એ છે જેમણે જગતને આપેલો સંદેશો મનુષ્યના આત્માનાં ઊંડાણ લગી સોંસરો પહોંચી જાય એવો હોય છે. એવા પુરુષોનું એક લક્ષણ એ છે કે તેમનાં જીવન અને ઉપદેશને વિષે જુદા જુદા ને એકબીજાથી સાવ ઊલટા એવા અર્થો કરવામાં આવે છે. દાખલા તરીકે, સૉક્રેટિસની મહત્તાને વિશેષપણે પ્રગટ કરનાર હકીકત એ છે કે તેના મરણ બાદ એક પેઢી પછી ફિલસૂફીના અનેક સંપ્રદાયો ઉત્પન્ન થયા; તે બધા એકબીજાના હરીફ હોઈ એકબીજાથી જુદા જુદા મત ધરાવતા હતા, અને છતાં સહુ એવો દાવો કરતા હતા કે સૉક્રેટિસના સાચા ઉપદેશનો વારસો તો અમને જ મળેલો છે. બીજી વિશેષતા એ છે કે આવા પુરુષો પુસ્તકોના લેખક નથી હોતા. જેને જગત કર્મપરાયણ કહે છે તેવા પણ તે નથી હોતા. તેઓ બંને ક્ષેત્રમાં બીજાઓની મારફતે કામ કરે છે. તેમના વ્યક્તિત્વનો પ્રભાવ બીજા લોકો પર પડે છે એ જ એમની એક પ્રકારની સર્જનશક્તિ છે. તેઓ એવા પ્રતિભાશાળી પુરુષો તરીકે જગતમાં વસે છે, એ હકીકત જ જગત પર અસર પાડી તેને એવું પલટાવી નાખે છે કે તે ફરી પાછું હતું તેવું કદી થઈ શકતું જ નથી.

મહાત્મા ગાંધી આ પ્રકારના પુરુષ છે. કરોડો લોકો પર તેમનો પ્રભાવ પડે છે તેનું લગભગ એકમાત્ર કારણ એ છે કે તેમના જીવનમાં મન વચન કર્મની એકરૂપતા છે. તેમના વ્યક્તિત્વની અસર બીજાઓ પર પડે છે તેને લીધે એ લોકોનો હૃદયપલટો થાય છે ને તેમની મનુષ્ય તરીકેની શક્તિઓ વધે છે ને તીવ્ર બને છે. એમને ભક્ત, મુત્સદ્દી, શાન્તિવાદી, લોકશાસનવાદી, સામાજિક ક્રાન્તિકાર, કટ્ટરમાં કટ્ટર પ્રાચીનપંથી, એમ અનેક નામો આપી શકાય. એમના જીવનકાર્યનું અવલોકન કરતાં આમાંનું દરેક નામ તેમને વિષે સાર્થક છે એમ સિદ્ધ કરી શકાય એવું છે. છતાં એમાંથી એકે નામ એમના પ્રભાવની ચાવી આપણને નથી આપી શકતું. એ નામો પરસ્પરવિરોધી છે એ બતાવે છે કે તેમના પ્રભાવનું કારણ કંઈક ઊંડું જ છે.

હું ગાંધીજીના મતમાં કે તેમની નીતિમાં સંમત છું એટલા માટે મને એમના પ્રત્યે આદર અને માન છે એમ નથી. હું સમજું છું કે એમના જેવા

પુરુષની સાથે આપણને આચાર કે વિચાર પરત્વે સંમતિ છે કે મતભેદ, એ સવાલ ઉઠાવવાનો આખરે કશો ઉપયોગ જ રહેતો નથી. અને તેથી હું તેમના પ્રત્યે આદર ધરાવું છું. સાધુતામાં અને નીતિનિયમની સત્તા વિષેની અગ્ર શ્રદ્ધામાં માણસોનો જીવનપલટો કરાવવાની જે શક્તિ રહેલી છે, એ વસ્તુ આપણી આજની દુનિયાને બહુ મોટા પ્રમાણ પર ફરીવાર દેખાડી આપનાર તેઓ કદાચ એકલા જ હશે. આજના યુગમાં પશ્ચિમનો સુધારો પશુબળ યા શસ્ત્રબળ પરની તેની આસ્થાને લીધે છિન્નભિન્ન થઈ રહ્યો છે. આજે લોકો એમ માનતા થયા છે કે મનુષ્યમાત્રની એકતાનો સિદ્ધાન્ત એ ઉદાત્ત આદર્શ છે ખરો; પણ શસ્ત્રાસ્ત્રોના અતિ પ્રચંડ બળની આગળ એ આદર્શોનું કશું ચાલે એમ નથી. એવા યુગમાં પૈસા અને શસ્ત્રાસ્ત્રોનાં સંગઠિત બળોને હરાવવા માટે ગાંધીજીએ નીતિ અને સદાચારની શક્તિ પર આધાર રાખ્યો છે. તેમની સફળતા કે નિષ્ફળતાનો આંક કાઢવાનો સમય હજુ આવ્યો નથી. પણ એટલું તો આજે પણ કહી જ શકાય કે તેમણે પોતાની શ્રદ્ધા વડે હિંદુસ્તાનનાં કરોડોને સંગઠિત કર્યાં છે. બીજી બાજુ જે સુધારો હિંદુસ્તાનનો હાકેમ — ભારતનો ભાગ્યવિધાતા — હોવાનો દાવો કરતો હતો તે એવી શ્રદ્ધા ગુમાવી બેઠો છે, ને એ કારણને લીધે જ છિન્નભિન્ન થઈ રહ્યો છે. હિંદી પ્રજા પર ગાંધીજીની જે સત્તા છે તે સામાન્ય અર્થમાં જેને 'સત્તા' કહે છે તેવી નથી. એ સત્તા વડે તેમણે જનતાનાં મનમાં એક દૃઢ સંકલ્પ પેદા કરાવ્યો છે, અને હિંદુસ્તાનનું એક રાષ્ટ્ર બનાવ્યું છે. તેમની નૈતિક હિંમતમાં, તેમના મનોબળમાં જે ભવ્ય સાદાઈ છે તેના વડે તેમણે પોતાના કરોડો દેશભાઈઓનાં મનમાં સ્વમાનની ભાવના ફરી જગાવી છે, અને પોતે મનુષ્ય છે એવું ભાન તેમનાં મનમાં પેદા કર્યું છે. એમ કરવામાં તેમણે ઇતિહાસનો પ્રવાહ બદલાવ્યો છે, અને માનવજાતિના એક મોટા ભાગનું ભાવિ નક્કી કર્યું છે.

## ૨૬. અહિંસાની શક્તિ

### કુમારી એથેલ મેનીન

હું અત્યંત નમ્રભાવે મહાત્મા ગાંધીને આ શ્રદ્ધાંજલિ આપું છું એમને મળવાનું સદ્ભાગ્ય તો મને પ્રાપ્ત થયું નથી. પણ હું શાન્તિવાદી હોઈ

એમ માનુ છુ કે એમણે શીખવેલો અહિંસક પ્રતિકારનો સિદ્ધાન્ત એ શાન્તિ અને વિગ્રહના સવાલનો ઉકેલ આણવાનો એકમાત્ર ઉપાય છે, અને સામાજિક લડતનો એકમાત્ર શાણપણવાળો રસ્તો છે ૧૯૩૦ ની સવિનય ભગની લડતમાં ગાધીજીએ અહિંસાની જીવતીજાગતી શક્તિ બનાવી આપી આજે દુનિયા તલવાર સિવાય બીજા કોઈ બળને સમજતી જ નથી હિંસાથી હિંસાનો પરાજય થતો નથી પણ માત્ર નવી હિંસા જન્મ પામે છે, એ વસ્તુ શીખવાની શક્તિ જ આજની દુનિયામા રહી દેખાતી નથી એ દુનિયાને ગાધીજીની લડતે એક ભવ્ય અને અદ્ભુત દૃષ્ટાન્ત પૂરુ પાડ્યુ છે

હુ બરાબર જાણુ છુ કે મહાત્મા ગાધીએ અહિંસાનો સિદ્ધાન્ત નવો શોધી કાઢ્યો નથી, અને એ અહિંસા એક ધર્મસિદ્ધાન્તરૂપે હિંદુસ્તાનમા સેંકડો વરસથી ચાલી આવી છે પણ પ્રેટસફર્ડે કહ્યુ છે તેમ, ગાધીજીએ "પશ્ચિમના ઉપદેશ અને આચરણના ધોધની સામે" એનુ પુન પ્રતિપાદન કર્યું છે, અને એ પુન પ્રતિપાદન દ્વારા તેમણે લોકનેતા તરીકે પ્રચડ નીતિબળ દાખવ્યુ છે ૧૯૩૦ ની રાષ્ટ્રીય લડત દરમ્યાન તેમણે તેમના કરોડો અનુયાયીઓને એક નવી રાજકીય કાર્યપદ્ધતિ જ ન શીખવી, સાથેસાથે ઊડી ધર્મશ્રદ્ધા પણ આપી પોતે જોયેલા જાણેલા સત્યને કાજે દેહના બલિદાન દેનાર પ્રારંભકાળના ખ્રિસ્તીઓમા ઈસુ ખ્રિસ્તે જેવી શ્રદ્ધા પૂરી હતી એના જેવી આ શ્રદ્ધા હતી

તેમણે જનસમૂહને તેમના વિરોધીઓ વાપરતા હતા એવી બદૂકો ને મશીનગનોની શક્તિ ન બતાવી, પણ જનસમુદાયની પ્રત્યેક વ્યક્તિમા રહેલી શક્તિનુ તેમને ભાન કરાવ્યુ યુદ્ધનુ ભૂત જેની પાછળ પડેલુ છે એવી આજની દુનિયાને એ શક્તિનુ ભાન થવુ હજુ બાકી છે એ શક્તિનો પૂરેપૂરો ઉપયોગ કરવામાં આવે તો યુદ્ધ થતું સદંતર અટકાવી શકાય એમ છે મુત્સદ્દીઓ અને લડાઈ સળગાવનારાઓ પોતાની ધારણા પાર પાડવા માટે હિંસાના ઉપયોગની જરૂર વિષે જે પ્રચાર કરે છે તેમા એક વાત તરફ દુર્લક્ષ કરે છે સ્વતત્રતાને વિષે માણસોના મનમાં જે ઝખના છે તેનો કદી નાશ થઈ શકે એવો છે જ નહીં એક શબ્દમાં કહીએ તો, બદૂકો ને મશીનગનો નહીં મનુષ્યના આત્માનો નાશ કરી શકે, નહીં રાષ્ટ્રના આત્માનો કોઈ પ્રજા

કદાચ કચડાઈ જાય ને ગુલામીમાં આવી પડે; પણ પશુબળ વાપરનારાઓ સ્વતંત્રતાની જીવતીજાગતી ભાવનાને કદી ભૂંસી નાખી શકવાના નથી. તેઓ કદાચ તેને અમુક વખત સુધી દેખાવા ન દે, કે તેને ગુપ્તવાસમાં રહેવાની ફરજ પાડી શકે; પણ અંધકાર અને ગુપ્તવાસમાં રહીને તે ફરી પાછી બળવાન બને છે; અને ક્યારેક એવો દિવસ આવી પહોંચે છે જ્યારે તે ફરી પાછી ભભૂકી ઊઠે છે ને માનવજાતિનો જીવનપંથ ઉજાળે છે.

જે માણસ પોતાના આત્માનો માલિક છે તેને ગુલામ બનાવવાની કોઈની તાકાત નથી. તેના શરીરનો નાશ કરવામાં આવે એથી તો માત્ર તેના આત્માની શક્તિ વધે છે. જે ઈસુ ખ્રિસ્ત વાજતેગાજતે ફરતા ત્યારે તેમની આગળ તાડપત્ર પથરાતાં ને તેમનાં સ્તુતિગાનો ગવાતાં, તેના કરતાં વધસ્તંભ પર ચડેલા ઈસુ ખ્રિસ્તનું સામર્થ્ય અનંતગણું વધારે હતું.

હિંસાની સામે હિંસા કરવી એ તો જુલમગારના જેટલી નીચી પાયરીએ ઊતરવા જેવું છે; કેમકે જુલમગાર તો એમ જ સમજે છે કે સત્તા એટલે મોત નિપજાવવાની ને વિનાશ કરવાની શક્તિ. અહિંસક પ્રતિકાર યા સત્યાગ્રહમાં જે શક્તિ છે તે જીવનની— અદૃશ્ય આત્માની — શક્તિ છે; એ શક્તિ જિવાડે છે, મારતી નથી. ગાંધીજીએ તેમના શિક્ષણ વડે ભારતવર્ષના 'આત્મા'ને મુક્ત કર્યો એમ કહી શકાય. હિંદીઓ હતાશ ને પરાધીન ગુલામો મટીને ફરી પાછા મર્દ બન્યા; માથું ઊંચું રાખીને ટટાર ચાલતા થયા; તેમની આંખોમાં શ્રદ્ધા ને આશાનું નૂર દેખાવા લાગ્યું; જુલમગારોની, અધઃપાત કરાવનારી, રીતરસમોનો આશરો લીધા વિના રાષ્ટ્ર તરીકે અંતિમ મુક્તિ લગી કૂચ કરતા પહોંચી જવાની શક્તિ તેમનામાં આવી. સ્ત્રીઓએ તેમના દાસ્યની નિશાનીરૂપ પડદા કોરે મૂક્યા, અને આઝાદીની અહિંસક લડતમાં પુરુષોની સમોવડી બનીને ચાલવા માંડ્યું. તેમની નમ્રતામાં ગૌરવનું તેજ હતું; તેમના ગર્વમાં પણ નમ્રતાની કુમાશ હતી. એમને એમનું સ્વમાન પાછું મળ્યું હતું તેઓ આઝાદ થઈ હતી કેમકે તેમનાં અંતરમાં આઝાદીની શુદ્ધ જ્યોત બળતી હતી. નાનાંમોટાં, આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષો સમજવા લાગ્યાં કે જીવન એ ખરેખર એક 'શુદ્ધ જ્યોત' છે, અને આપણે આપણાં અંતરમાં રહેલા અદૃશ્ય સૂર્યને આધારે જીવીએ છીએ. જે માણસને આટલું સમજાય તેને હારવાપણું હોય જ નહીં.

રાજકાજમા એક વહેવારુ સાધન તરીકે અહિંસા કેટલુ જોર બતાવી શકે છે એનુ સચોટ પ્રદર્શન રાષ્ટ્રવાદી હિંદે ૧૯૩૦ માં કરાવ્યુ સાથેસાથે એ મનુષ્ય આત્માના વિજયનુ પણ પ્રદર્શન હતુ હજારો સ્ત્રીપુરુષોને જેલમા પૂરવામા આવ્યા, તેમના પર અનેક પ્રકારે મારપીટ ને જુલમ કરવામા આવ્યા, છતા આ મહાન નૈતિક જાગૃતિનો જુવાળ હિંદી જનતામા ફેલાતો અટક્યો નહીં

અહિંસાનો રાજકાજના એક સાધન તરીકે ઉપયોગ તો છે જ, પણ તે ઉપરાત તેની જે ઉપયોગિતા છે તે જો સમજવી હોય, તો ગાધીજી તપ ત્યાગ સયમનુ જે મહત્ત્વ આકે છે તે સમજવુ જોઈએ એટલી વાત તો સ્પષ્ટ છે કે અહિંસાનો પ્રેમની ફિલસૂફી જોડે અને સત્યની આરાધના જોડે એવો ગાઢ સમ્બન્ધ છે કે એકના વિના બીજુ રહી શકતુ જ નથી અહિંસા એટલે જ વિશ્વવ્યાપી પ્રેમ દેહદમન અને આત્મવિકાસનો આ સિદ્ધાન્ત જગતમા કંઈ નવો નથી ઇસુ ખ્રિસ્તના ઉપદેશમા પણ એ વાત હતી જ ગાધીજીએ એને વર્તમાન જીવનમા આચરી બતાવ્યો છે, ને એમાથી કેવા ફળ નીપજે છે તેનું દર્શન કરાવ્યુ છે એમા જ એમની શક્તિ ને સતપુરુષ તરીકેની એમની મહત્તા રહેલી છે

એક અગત્યની વાત તેમણે એ શીખવી છે કે માણસ ઝગડો પતવવા માટે કે અન્યાયનુ નિવારણ કરવા માટે હિંસાનો પ્રયોગ જેટલો વધારે કરે તેટલો તે સત્યથી આઘો ને આઘો ખસતો જાય છે કેમકે તેઓ કહે છે કે બહારના શત્રુ પર હુમલો કરવા જતા પોતાના અતરમા વસતા શત્રુ પ્રત્યે દુર્લક્ષ થાય છે તેઓ કહે છે "આપણે ચોરને સજા કરીએ છીએ કેમકે આપણે માનીએ છીએ કે તેઓ આપણને સતાવે છે તેઓ તત્કાળ તો આપણને જતા કરે છે, પણ બીજા કોઈ માણસને પકડે છે પણ એ બીજો માણસ તે જુદા રૂપમા આપણે પોતે જ છીએ આમ આપણે આંધા જાનને પાછા પડીએ છીએ .. કાં તો કરીને આપણે જોઈએ છીએ કે ચોરોને સજા કરવા કરતા તેમને સાંખી લેવા બહેતર છે એવી ક્ષમા જોઈને તેમની સુધબુધ પણ કદાચ ઠેકાણે આવી જાય પણ એમને સાંખી લેતા લેતા આપણે જોઈએ છીએ કે ચોર કંઈ આપણાથી જુદા નથી તેઓ આપણા સગા ભાઈઓ ને આપણા મિત્રો છે, અને તેમને સજા થઈ શકતી નથી "

નૈતિક દૃષ્ટિએ જોતા, તેમજ લડાઈ અને આઝાદીની લડતને અંગે તેના પ્રયોગનો વિચાર કરતા, અહિંસાની ફિલસૂફીનુ સારભૂત તત્ત્વ ઉપર કહ્યુ તે છે નિત્ય જીવનમા અહિંસાનો પ્રયોગ અને જગતના પ્રશ્નોને અંગે તેનો પ્રયોગ એ બેને ગાધીજી જુદા માનતા નથી તેઓ કબૂલ કરે છે કે અહિંસાની વાટ વસમી છે, તેમા નિરતર દુ ખ સહેવુ પડે છે, અને અપાર ધીરજ રાખવી પડે છે પણ તેઓ આગળ વધીને એમ પણ કહે છે કે એના ફળરૂપે મનની શાન્તિ અને હિંમત બને ઉત્તરોત્તર વધતા જાય છે કઈ વસ્તુ કીમતી ને શાશ્વત છે, ને કઈ નથી, એ સમજતા આપણે શીખીએ છીએ તપ ત્યાગ સયમના આવા નિયમો અનુસાર જીવનનો નિત્યક્રમ ચલાવવાનુ નીતિશાસ્ત્ર પશ્ચિમની સરકૃતિને અઘરુ લાગે છે એને ઘણે અશે મળતા આવતા ખ્રિસ્તી ધર્મનુ પાલન પણ એમને એટલું જ અઘરુ લાગે છે છતા, સત્ય અને ન્યાયને માટે લડતા માનવસમૂહો મનમાથી દ્વેષને કાઢી નાખશે અને તેને સ્થાને વિશ્વ વ્યાપી પ્રેમની સ્થાપના કરશે, અને હિંસાનો સર્વથા ત્યાગ કરશે, તો જ તેઓ ક્યારેક પણ શાન્તિ સ્થપાયેલી જોઈ શકશે એ શાન્તિ એટલે સમાજમા વિગ્રહનો અભાવ એટલો જ અર્થ નથી, પણ માનવજાતિના કલ્યાણને માટે આવશ્યક એવી અતરશાતિ છે

મહાત્મા ગાધીને આપણે વીસમી સદીના સત તરીકે વદન કરવુ જોઈએ તેઓ અજોડ અને અદ્વિતીય છે તેમનો સમોવડિયો આજની દુનિયામા કોઈ નથી તેઓ ઉપદેશ તેમજ આચરણ દ્વારા જગતને મુક્તિનો રસ્તો બતાવી રહ્યા છે જગત જો તેમનો બોલ નહી સાભળે તો તેનો આત્મનાશ નિર્માયો છે ગાધીજીએ હિંદની રાષ્ટ્રીય હિલચાલની અપાર સેવા કરી છે, અને તેમના ઉપવાસોના રાજકીય પરિણામો પણ આવ્યા છે, છતા ગાધીજીને રાજકીય નેતા ન ગણવા જોઈએ તેમને તો આધ્યાત્મિક નેતા ને શિક્ષક ગણવા જોઈએ તેમની 'રાજકીય' કહેવાતી પ્રવૃત્તિઓ તો કેવળ તેમના નીતિધર્મ અને ફિલસૂફીમાથી જ નીપજતા સ્વાભાવિક પરિણામો છે તેમની ધર્મભાવના જ તેમને રાજકીય ક્ષેત્રમા દોરી ગઈ છે

કોઈ સતપુરુષની સાધુતા પ્રત્યે આદર ધરાવવા સારુ ને તેની સ્તુતિ કરવા સારુ નીતિધર્મ વિષેના તેમના વિચારો કબૂલ રાખવા જ જોઈએ એવુ

નથી. સામે કાંઠે ઊભેલી જડવાદી ફિલસૂફી ભલે એમ માને કે ગાંધીજીના અહિંસાવાદમાં જીવનવિમુખતા રહેલી છે ને તે માણસોને સંસારનો ત્યાગ કરવા પ્રેરે છે. પણ ખરું જોતાં ગાંધીજી જેના તરફ વધારેમાં વધારે લક્ષ આપે છે તે રાજકીય ક્ષેત્રમાં તો વસ્તુસ્થિતિ એવી ઊલટી છે. ગાંધીજી કહે છે તેમ જગતના સર્વ ધર્મોએ મહાન સ્ત્રીપુરુષોને ઉત્પન્ન કર્યાં છે. આજની દુનિયાને અહિંસાની શક્તિનું જીવતુંજાગતું પ્રદર્શન કરાવનાર પુરુષ તરીકે મહાત્મા ગાંધી આપણી નજર આગળ એક પ્રદીપની પેઠે પ્રકાશી રહ્યા છે. છતાં તેમણે ઉપદેશેલું તત્ત્વજ્ઞાન સર્વ મનુષ્યને માટે છે, સર્વ કાળને માટે છે.

## ૨૭. ગાંધીજી અને બાળકો

### ડૉ. મેરિયા મૉન્ટીસૉરી

ગાંધીજી તેમની નજીક વસતા માણસોને જેવા દેખાય છે તેના કરતાં સાવ જુદા જ રૂપમાં આપણે પશ્ચિમવાસીઓ તેમને જોઈએ છીએ. આપણે રાતે આકાશ તરફ નજર નાખીએ તો તારા આપણને ટપકાં જેવા, ચળકતા ને ઝબૂક ઝબૂક થતા દેખાય છે. પણ આપણે એ તારાની નજીક હોઈએ તો તે આપણને નાના કે નક્કર ન લાગે. તે રંગ અને તેજના પાર વિનાના પુંજ દેખાય; તેમાં કશી નક્કર વસ્તુ નથી એમ જ આપણને લાગે.

ગાંધીજી આપણી નજરને કેવળ એક માણસ — લંગોટભેર રહેનારા ટચૂકડા માણસ — દેખાય છે. યુરોપને ખૂણેખાંચરે સુદ્ધાં દરેક માણસ — નાનામાં નાનાં બાળકો પણ — તેમને જાણે છે. દરેક જણ તેમનું ચિત્ર જોતાંવેંત પોતપોતાની ભાષામાં બોલી ઊઠે છે: 'આ તો ગાંધી છે!'

આપણા લોકો, જેઓ એમનાથી આટલા બધા દૂર ને સાવ જુદી સંસ્કૃતિમાં રહે છે, તેઓ એમને વિષે શું ધારે છે? તેઓ એમને શાન્તિનો ઉપદેશ કરનારા પુરુષ તરીકે જાણે છે. પણ યુરોપમાં જેવા શાન્તિવાદીઓ હોય છે તેના જેવા નહીં. આપણે ત્યાંના શાન્તિવાદીઓ તો દલીલો કરે છે ને દોડધામ કરે છે. એમને સભાઓમાં જવાનું હોય છે ને છાપાંમાં લેખો લખવાના હોય છે. ગાંધીજી ઉતાવળ કે દોડધામ કરતા નથી. કેટલીકવાર તો તેઓ કેદખાનામાં હોય છે, જ્યાં તેઓ નથી ભાષણ કરતા કે નથી પૂરું પેટ

ભરીને ખાતા. અને છતાં હિંદમાં કરોડો માણસો તેમને સમજે છે ને અનુસરે છે, કેમકે તેઓ ગાંધીજીની ભાવનાથી પરિચિત છે.

તેમની ભાવના એક મહાશક્તિ જેવી છે. તેનામાં મનુષ્યોને એક કરવાનું સામર્થ્ય છે, કેમકે તે એમનાં અંતરમાં રહેલા કોઈક ભાવને પ્રદીપ્ત કરે છે ને સહુને ભેળા કરે છે. આ ગૂઢ ને અદ્ભુત શક્તિનું નામ પ્રેમ છે. પ્રેમ એ એક જ એવું બળ છે જે મનુષ્યોની વચ્ચે સાચું ઐક્ય સ્થાપી શકે. પ્રેમ ન હોય તો તેઓ બાહ્ય સંજોગો અને સ્વાર્થસાધનને બળે ભેગા થાય છે; પણ એ મળવું ઉપરઉપરનું હોય છે, એમાં મનનો મેળ હોતો નથી પ્રેમ વિનાનું આ મિલન ઝાઝું ટકતું નથી, એટલું જ નહી પણ તેમાંથી માઠાં પરિણામો આવે છે. માણસો વચ્ચે ઐક્ય બંને રીતે થવું જોઈએ — આત્માના આકર્ષણ વડે, તેમજ બાહ્ય સંગઠન વડે.

ગાંધીજી કેટલાંક વરસ પર થોડાક વખત માટે યુરોપ આવ્યા હતા, ને સ્વદેશ જતા પહેલાં થોડાક દિવસ રોમમાં રહ્યા હતા, તે વેળા આ વસ્તુ મેં બહુ સ્પષ્ટ રૂપમાં જોઈ હતી. તે વેળા મને લાગેલું કે ગાંધીજીના દેહમાંથી કોઈ ગૂઢ શક્તિ નીકળીને ફેલાય છે. લંડનમાં તેઓ રહેલા તે દરમ્યાન મારી શાળાઓનાં બાળકોએ તેમના માનમાં સ્વાગતનો એક મેળાવડો કરેલો. ગાંધીજી ભોંય પર બેસીને કાંતવા લાગ્યા, ને એ બધો વખત બાળકો તેમની આગળ શાંત અને અબોલ બેસી રહ્યાં. આ અવિસ્મરણીય સ્વાગત સમારંભમાં જે મોટેરાંએ હાજરી આપેલી તે પણ બધાં શાન્ત અને સ્વસ્થ બેઠાં હતાં. ગાંધીજીને મળ્યાં એથી જ સહુને સન્તોષ થઈ ગયો; નાચગાન કે ભાષણોની જરૂર ન રહી.

પણ એથીયે વધારે છાપ તો મારા મન પર એક બીજા પ્રસંગની પડી ભદ્ર સમાજની કેટલીક મહિલાઓ સવારે સાડાચાર વાગે ગાંધીજીને પ્રાર્થના કરતા જોવા ને તેમની સાથે બેસીને પ્રાર્થના કરવા જતી. એક બીજી જાણવા જેવી હકીકત છે. રોમમાં તેઓ શહેર બહાર પરામાં આપેલા એક બંગલામાં રહેતા હતા. સ્થાન નિર્જન અને એકાન્તવાળું હતું. એક દિવસ સવારે એક યુવતી ચાલતી ચાલતી ત્યાં આવી પહોંચી. ગાંધીજી એકલા હોય ત્યારે તેને તેમની સાથે વાત કરવી હતી. એ ઈટલીની રાજાની સહુથી નાની દીકરી મેરિયા હતી.

આ આત્માના આકર્ષણનો આપણે વિચાર કરવો ઘટે છે એ શક્તિ માનવજાતિને ઉગારી શકે એવી છે કેમકે આપણે એકબીજાની સાથે કેવળ સ્વાર્થના કે પૈસાટકાના સમન્ધથી જોડાવાને બદલે એકબીજાની સાથે આ પ્રકારના સ્નેહથી આકર્ષાવુ જોઈએ એ વસ્તુ આપણે કેવી રીતે શીખી શકીએ?

આ આધ્યાત્મિક બળો આપણી આસપાસ હમેશા મોજૂદ હોય છે, જેમ પ્રકાશના કિરણો વિશ્વમા મોજૂદ હોય છે પણ એ કિરણોને આપણે ખાસ યન્ત્રો દ્વારા જ જોઈ શકીએ છીએ, ને એ યન્ત્રો દ્વારા જ તેને એક જગાએ કેન્દ્રિત કરી શકાય છે આ યન્ત્રો આપણે માનીએ એટલા વિરલ નથી બાળકો એ જ આ યન્ત્રો છે! આપણો આત્મા બાળકથી ઘણો છેટો હોય તો આપણે માત્ર તેનુ નાનકડુ શરીર જ જોઈએ છીએ આપણે આકાશના તારાને નાનકડા ચળકતા બિંદુરૂપે જ જોઈએ છીએ, પણ વસ્તુત તો સૌ ગરમી અને તેજના અમાપ ભરેલા હોય છે તેવુ જ બાળકોને વિષે છે એમનામાથી જે ગૂઢ શક્તિ ચોમેર ફેલાય છે તેની મહત્તાનો અનુભવ કરવા જેટલા નજીક આપણે જવુ જોઈએ અત્યારે તો આપણે બાળકથી ઘણા જ આઘા ચાલી ગયા છીએ આત્મા દ્વારા એની પાસે જવાની કળા એ એવી ગૂઢ શક્તિ છે જે સમગ્ર માનવજાતિનુ એક કુટુમ્બ બનાવી શકે છે એ એક એવી દૈવી કળા છે જેના વડે આખા જગતમા શાન્તિ ફેલાય એમ છે જગતમા બાળકો ઘણા જ છે, અગણિત છે તેઓ એક તારા જેવા નથી તેઓ તો આકાશના મધ્યભાગમા વહેતી તારકનદી આકાશગગાના જેવા છે

ગાધીજીની જયતીને પ્રસગે હુ તેમને વિનતી કરુ છુ કે તેઓ હિંદુસ્તાનનાં તેમજ જગતના બાળકને માન આપે, અને તેમને પોતાને વિષે તથા આત્માની શક્તિને વિષે આસ્થા ધરાવનાર અનુયાયીઓમા પણ બાળકને વિષે શ્રદ્ધા ઉત્પન્ન કરે

## ૨૮. ગાંધીજીનો વિકાસ

### આર્થર મૂર

ગાધીજી સિત્તેર વરસે ચાળીસ વરસના વધુ માણસો કરતા **મનથી**

જુવાન છે, કેમકે તેઓ હજુ નવુ નવુ શીખે છે ને નવાનવા અખતરા કરે છે તેઓ અમુક સિદ્ધાંતોના પ્રતિપાદક અને પુરસ્કર્તા છે એ વાત સાચી પણ એ સિદ્ધાંતોની હદ કડકપણે બાધવામા આવી નથી હુ તો એમ માનુ છુ કે સત્યની શોધને જ એમણે હમેશા પોતાનું મુખ્ય કાર્ય ગણ્યુ છે એ સત્ય બીજાઓને આપવુ ને તેમના નેતા બનવુ એ કામો બીજે નબરે આવે છે તેઓ જ્યારે વચ્ચે વચ્ચે વધારે પ્રકાશ મેળવવા મથતા હોય છે ત્યારે નેતાપદ પરથી નિવૃત્તિ લેવાને તૈયાર હોય છે

હુ તેમને પહેલો ૧૯૨૪ ના સપ્ટેંબરમા દિલ્હીમા મળેલો તે વખતે તેમણે હિંદુ-મુસ્લિમ ઐક્યને કાજે એકવીસ દિવસનો ઉપવાસ આદર્યો હતો તેમના મિત્રો તેમની જિંદગી વિષે ભારે ચિન્તાતુર હતા મૌલાના મહમદ અલીએ જેટલા માણસના નામ સૂઝ્યા તે બધાને દિલ્હી આવી 'ઐક્ય પરિષદ' મા હાજરી આપવા નોતર્યાં હતા ઉપવાસને લીધે કઈક જાગૃતિ આવી છે, ને બે લડતી કોમોને ભેગી કરવાનો અસાધારણ પ્રયત્ન તત્કાળ શરૂ થયો છે, એવુ જાણીને કઈ નહીં તો ઉપવાસ દરમ્યાન ટકી રહેવા જેટલુ બળ તેમને મળે, એ પરિષદ ભરવાનો આશય હતો એ વરસે ઉનાળામા એક પછી એક એમ અનેક કોમી રમખાણો થયા હતા મને પરિષદ માટે નોતરુ મળ્યુ એટલે હુ પણ દિલ્હી ગયો હુ પહોચ્યો તેને બીજે દિવસે પરોઢિયે મહમદઅલી મારી હોટેલમા મારા સૂવાના ઓરડામા આવ્યા ને કહે 'હુ હમણા જ તમને ગાધીજી પાસે લઈ જવા માગુ છુ ' ગાધીજી ધીરજ ટેકરી પર આવેલા સુલતાનસિંહના બગનામા પથારીમા સૂતા હતા શરીર નબળુ પડી ગયેલુ પણ મુખ પર સ્મિત હતુ તેમના મિત્ર ચાર્લી ઍંડ્રુઝ અને બીજાઓ શુશ્રૂષા માટે હાજર હતા અમે થોડીક વાતો કરી પણ ગાધીજી ઝાઝી વાતચીત કરી શકે એમ હતુ નહીં અને શી વાત થઈ એ મને યાદ રહ્યુ નથી પણ એ પ્રસગનો આબેહૂબ ચિતાર મારી સ્મૃતિમા જડાઈ ગયેલો છે અમારી વચ્ચેનો સસર્ગ સ્નેહભર્યો ને આનદદાયી હતો ત્યારપછીના વરસોમા મને એમની સાથે વાતચીત કરવાના પ્રસગો છ સાતથી વધારે મળ્યા નથી છતા તેમના અંતરમાથી ઊઠતી મિત્રાચારી ને સ્નેહની ભાવના હુ કદી ભૂલ્યો નથી પત્રકાર તરીકે, તથા અમુક વખત સુધી વડી ધારાસભાના ઈતર પક્ષના એક સભ્ય તરીકે, મારે ઘણીવાર — ખાસ કરીને ૧૯૩૦ થી ૧૯૩૨ સુધીના

સમયમા — એમના કામોની ટીકા કરવી પડતી પણ એ કશાથી અમારા અગત સમ્બન્ધમા ફરક પડતો નહીં કેટલીકવાર અમે એકબીજાને કાગળો પણ લખતા હું બહુ છૂટથી મારા વિચારો લખી જણાવતો, ને તેઓ બહુ સમભાવપૂર્વક જવાબ વાળતા ૧૯૨૭ અને ૧૯૨૯ મા તેમની અગ્રેજી આત્મકથાના બે ભાગ બહાર પડ્યા તેની સમાલોચના કરવાનુ મારે માથે આવ્યુ ખાદીથી બાધેલા ને અમદાવાદમા તેમના પોતાના છાપખાનામા સુંદર સ્પષ્ટ રીતે છાપેલા આ બે ઝાખા લીલા પુસ્તકો એ રસથી તરબોળ એવી એક મહાન કલાકૃતિ છે એ વાચ્યા પછી મને લાગ્યુ કે એમના અનેકવિધ ને અકળ વ્યક્તિત્વ વિષેનુ મારુ જ્ઞાન ઘણુ વધ્યુ છે ગાધીજીના મનની ક્રિયાઓ સાદી કે સમજવે સહેલી નથી પણ આ પુસ્તકોમા એમનુ ગદ્ય સરળતાના નમૂનારૂપ છે વળી તેમની સાદાઈ, તેમની ઋજુતા, તેમના વર્ણનોમા તરી આવતું તેમનુ નિખાલસપણું અને તેમનુ સ્પષ્ટવક્તાપણું એ એમના ગુણો ઘણે પ્રસગે ઘણા સ્પષ્ટ રૂપમા દેખાઈ આવે છે ને અણમોલ લાગે છે બીજે કેટલેક પ્રસગે તેમના વિચારના ઝીણવટ અને અટપટાપણું પણ એવી જ રીતે દેખાઈ આવે છે

મહાત્માજી રાજકીય નેતા તરીકે ને ધાર્મિક નેતા તરીકે એમ એક પ્રકારનુ દ્વિવિધ જીવન ગાળે છે રાષ્ટ્રીય નેતા તરીકે તેમણે પોતાનાં દેશભાઈઓના મનમાં રાષ્ટ્રીય ભાવના જગાવવાનુ, તેમને નિયમપાલનની કડક ટેવ પાડવાનું, અને તેમનામા સ્વમાનની ને ઐચ્છિક આપભોગની વૃત્તિ પેદા કરવાનુ કામ ઉપાડ્યુ હતુ તેની સાથે તેમની પોતાની સાધુતા ને ત્યાગવૃત્તિનો પ્રભાવ પણ લોકોના મન પર પડેલો પૂર્વના દેશોમા આ ગુણો વિષે લોકો ભારે આદર ધરાવે છે હિંદુસ્તાનમા તો વિશેષે કરીને, કેમકે અપરિગ્રહ અને વાસનાત્યાગ એ જ્ઞાનસાધનના પગથિયારૂપ છે એમ એ દેશમા લાબા વખતથી શીખવવામા આવ્યુ છે ગાધીજીએ એમની આત્મકથામા કહ્યુ છે કે એમના રાજકીય અનુભવોને તેઓ બહુ મહત્ત્વના નથી ગણતા, પણ આધ્યાત્મિક ક્ષેત્રમા તેમણે કરેલા 'સત્યના પ્રયોગો' મા જ એમનુ સાચુ જીવન સમાયેલુ છે ૧૯૨૭ સુધી તેમણે કરેલી કષ્ટમય જીવનયાત્રાનુ વર્ણન એ એક અર્થમા નિષ્ફળતાની કબૂલાત જેવુ હતુ ત્રીસ વરસ લગી તેમણે આત્મસાક્ષાત્કાર કરવાનો, "ઈશ્વરનુ દર્શન કરવાનો, મોક્ષ મેળવવાનો" પ્રયત્ન

કર્યો છે, નિરંતર આતુરતાપૂર્વક તેની ઝંખના કરી છે એને માટે તેમણે અહિંસા, બ્રહ્મચર્ય, નિરામિષાહાર, અનેક પ્રકારના વ્રતો ને તપ તથા સંયમો કર્યા છે ખાંડાની ધાર જેવા માર્ગ પર તેઓ ચાલ્યા છે છતા આટલા બધા વરસને અંતે તેઓ એટલું જ કહી શક્યા છે કે તેમને માત્ર 'સત્યનારાયણની — પરમેશ્વરની — આછી ઝાંખી જ થઈ છે ' તેઓ ઇશ્વરનુ દર્શન કે સત્યનો સાક્ષાત્કાર કરી શક્યા નથી, જોકે પરમેશ્વર છે અને એ જ પરમ સત્ય છે એવી સંપૂર્ણ પ્રતીતિ તેમને થઈ ચૂકી છે

ગાધીજી જીવનમા વિશુદ્ધિનો આગ્રહ રાખનારા છે તેઓ કહે છે કે મનુષ્યનો જન્મ પાપમાથી છે એ વિષે તેમને પાકી ખાતરી છે જેમ સર્વ ત્યાગીઓને તેમ તેમને પણ જીવન અનેક નિષેધો — ત્યાજ્ય વસ્તુઓથી — ભરેલુ દેખાય છે જગતનો આભારપૂર્વક આસ્વાદ લેવો, અને ઇશ્વરનો મહિમા વધારવાને સારુ તેનો ઉપભોગ કરવો, એમ તેઓ માનતા નથી. સ્ત્રીપુરુષનો સંયોગ એ બેશક એમને આપત્તિમાનતુ મૂળ લાગે છે સ્ત્રીપુરુષસબન્ધ વિષેના ગાધીજીના વિચારો અને બ્રહ્મચર્ય વિષેના એમના પ્રકરણોને વિષે એટલુ જ કહી શકાય કે આધુનિક માનસશાસ્ત્ર અને વૈદકશાસ્ત્રના મતો અને તેમના વિચારો વચ્ચે ઉત્તર અને દક્ષિણ ધ્રુવ જેટલુ અંતર છે મનુષ્યની જે વૃત્તિઓને તેઓ સાવ શરમભરેલી માને છે તે વૃત્તિઓને દબાવી દેવી ને હમેશા દબાવ્યા જ કરવી, એ ઇલાજ તેઓ સૂચવે છે તેમણે કહ્યુ છે કે આવા ત્યાગને કશી હદ જ નથી ગાધીજી દૂધને ભયાનક અને વિકારવર્ધક, તથા બ્રહ્મચર્યમા વિઘ્નકર્તા, પીણુ માનતા હોવા છતા તેનો ત્યાગ કરી શકાયો નથી તેને વિષે તેઓ ભારે વિમાસણ કરતા લાગે છે લીનાસૂકા ફળને તેઓ 'બ્રહ્મચારીનો આદર્શ આહાર' ગણે છે, પણ સૌથી શ્રેષ્ઠ વસ્તુ તો, તેમના મત પ્રમાણે કરી શકાય એટલા ઉપવાસ છે

મનુષ્યજાતિના મોટા ભાગના વિચારોથી આટલા બધા ભિન્ન આદર્શો ગાધીજી સેવે છે, એટલે ગાધીજી — કેટલાક ખ્રિસ્તી સાધુઓ બનેલા તેમ — અસહિષ્ણુ ને જુલમગાર બન્યા હોત તો તે વિચિત્ર ન લાગત પણ એવુ કશુ બન્યુ નથી જે નિષેધોથી તેમણે પોતાના જીવનને અતિશય કઠણ કરી મૂક્યુ છે તે નિષેધો તેઓ પાળે છે, ઘણી વસ્તુઓ તજે છે, છતા એમના સ્વભાવમા ઘણી જ સરળતા છે ને બીજાઓના મન જીતી લેવાની શક્તિ છે એ ગુણને

લીધે જ તેમણે લોકોનાં મન પર આટલો બધો પ્રભાવ મેળવ્યો છે. તેમનામાં જેમ સત્યનો સાક્ષાત્કાર કરવાની ઝંખના ને તાલાવેલી છે તેમ તેમનામાં એક મોટામાં મોટો સદ્‌ગુણ છે તે માનવબન્ધુઓ પ્રત્યેનો સાચો પ્રેમ. તેઓ એક તરફથી ક્રૂરતા ને જુલમને ધિક્કારે છે, ને બીજી તરફથી ગંદકી અને રોગને. પણ તેમની સાગવૃત્તિએ ભૂતકાળમાં તેમને હંમેશાં મોટા ઓરડામાં પગ મૂકતાં રોક્યા છે; અને તેમના યૌવનની જીવનકથામાં આપણે તેમને નિરંતર જીવનનો આસ્વાદ લેવાની ના પાડતા ને જીવનવિમુખ બનતા જોઈએ છીએ.

વિલાયતમાં તેઓ વિદ્યાર્થી હતા તે દિવસો દરમ્યાન તેમના પૂર્વજોના ધર્મ પર તેમની શ્રદ્ધા બેઠી ને વધતી ગઈ. ત્યાં તેમણે પહેલીવાર, સર એડવીન આર્નલ્ડના અનુવાદ ( The Song Celestial ) દ્વારા, ગીતાનો પરિચય સાધ્યો.

હું આ લેખ લખી રહ્યો છું તે વખતે પણ કંઈક મહત્ત્વનો બનાવ બની ગયો છે. ગાંધીજી તેમના જીવનના એક નવા અંકમાં પ્રવેશ કરતા દેખાય છે.

થોડા વખત પર ગાંધીજીએ કહેલું કે એમને રાજકોટના અનુભવને પરિણામે ‘ નવો પ્રકાશ ’ લાધ્યો છે. એ પ્રકાશનું સ્વરૂપ હવે જાણવામાં આવ્યું છે. તે બહુ અગત્યનું છે. કેમકે ગાંધીજીએ ઘણાં વરસ થયાં હિંદુ સમાજ પર જે પ્રભાવ પાડ્યો છે ને તેને પરિણામે તેઓ હિંદુસ્તાનના અર્વાચીન ઇતિહાસમાં જે ભાગ ભજવી શક્યા છે તેને વિષે કોઈ શંકા ઉઠાવી શકે એમ નથી. કેટલાંક વરસને ગાળે તેમણે સવિનય ભંગની બે ભારતવ્યાપી હિલચાલો ચલાવેલી; તેને પરિણામે દેશમાં ઉત્પાત મચેલો ને સરકારી અધિકારીઓ ભારે વિમાસણમાં પડી ગયેલા. વળી એ બંને હિલચાલો જે પરિણામો મૂકી ગઈ તેની અસર તો હિલચાલો બંધ પડ્યા પછી પણ કાયમ રહી છે, અને આજે પણ કામ કરી રહી છે. ગાંધીજીએ તેમની પાકટ વયમાં, અને મહાસભાની સંસ્થા પર તથા જનતાનાં મન પર પોતાનો અજોડ પ્રભાવ હજુ કાયમ છે એમ બતાવી આપ્યું છે એવે વખતે, પોતાના સિદ્ધાન્ત અને ઉપદેશમાં કરેલો ધરમૂળનો ફેરફાર એ એક પ્રથમ શ્રેણીની ઘટના છે. એની હિંદુસ્તાન પર તેમજ બહાર પણ અસર પડે છે, કેમકે ગાંધીજીના અનુયાયીઓ પરદેશોમાં પણ છે, અને ગાંધીજીને લગતી ખબરો આખી દુનિયામાં ફેલાય છે ને છપાય છે.

અહિંસાત્મક અસહકારના સિદ્ધાન્તમાં શારીરિક ને માનસિક હિંસા

વચ્ચે નૈતિક ભેદ પાડવામા આવેલો, અને તેથી એ સિદ્ધાન્તમા ઊંચા પ્રકારનુ નૈતિક તત્ત્વ છે એવો દાવો કરવામા આવેલો, એટલા માટે બીજાઓની જેમ મેં પણ એ સિદ્ધાન્તની ટીકા કરી છે એ નિ શસ્ત્ર પ્રજા વાપરી શકે એવી, લડાઈની એક રીત છે, અને બહિષ્કાર તથા હડતાળની હારની વસ્તુ છે વસ્તુત બહિષ્કાર અને હડતાળનો એ અસહકારમા સમાવેશ થાય જ છે એક યા બીજા પક્ષનુ સગઠન વધારે પ્રબળ હોય અને જે પ્રશ્ન પરત્વે લડત ઊપડી હોય તેનુ જેટલુ મહત્ત્વ હોય તે પ્રમાણે લડતમા હારજીત મળે છે પણ સશસ્ત્ર બળવો કે વિગ્રહ જેમ આધ્યાત્મિક શસ્ત્ર નથી તેમ અસહકાર પણ આધ્યાત્મિક શસ્ત્ર નથી ખ્રિસ્તીઓને તો આ વિષયમા મળેલુ શિક્ષણ સાવ સ્પષ્ટ છે મનમાં કુવિચાર આવ્યો, હૃદયમા કુવાસના પેદા થઈ, કે નીતિનિયમનો ભગ થયો જ સમજવો બાહ્ય કર્મ તો માત્ર એ વિચારનુ પ્રગટ રૂપ છે અસહકારની લડતને વેગ આપવા સારુ ગાધીજીને પોતાને હિંસક વિચારોને ઉત્તેજન આપવાની, અગ્રેજોની નિન્દા કરવાની, ને પરદેશથી આવતા માલ સામે ઉપદેશ આપવાની જરૂર પડી છે એટલે આ જાતનો અસહકાર ઉચ્ચ પ્રકારની નૈતિક વસ્તુ હતી, આચારમા ઉતારેલો ખ્રિસ્તી ધર્મ હતો, અથવા એથી કઈક ઉચ્ચતર હતુ, વગેરે વાતો અગ્રેજો સ્વીકારતા નથી સાફ શબ્દોમા કહીએ તો, લૅંકેશાયરના માલના બહિષ્કારનો આર્થિક હેતુ એ હતો કે હિંદુસ્તાનમા એક વર્ગને કામ, રોજી ને ખોરાક આપવા ને વિલાયતમા બીજા વર્ગના કામ, રોજી ને ખોરાક પડાવી લેવા માણસોને ભૂખે મારવા ને તેમના જીવ લેવા એ બેમા નૈતિક દષ્ટિએ ખાસ કશો ફરક નથી કોઈ પણ પ્રમાણિક અગ્રેજ એમ નહીં કહે કે દુ ખે પીડાતી જર્મન પ્રજા અને જર્મન સૈનિકો બનેના પર, સુલેહની શરતો પર સહી કરાવવા માટે દબાણ લાવવાને ગઈ લડાઈમાં જર્મનીની આસપાસ જે દરિયાઈ ઘેરો ઘાલવામા આવેલો તે નૈતિક દષ્ટિએ રણક્ષેત્રની ખાઈઓની લડાઈ કરતાં કઈક જુદા પ્રકારની વસ્તુ હતી અથવા જુદી હતી તો તે હલકા પ્રકારની હતી એમ કહી શકાય

કમીતી રીતે અસહકારની હિલચાલમાથી જ નીપજેલી હિંસા ફાટી નીકળી ત્યારે તેના ઇલાજરૂપે ગાધીજીએ પોતે ઉપવાસ કર્યો તેમણે માન્યુ કે ચૌરીચૌરાના પ્રાયશ્ચિત્તરૂપે પોતે કરેલા આઠ દિવસના ઉપવાસથી એ

ગામડામાં થયેલા અપરાધનું કંઈક પ્રક્ષાલન થશે. આગળ જતાં તેમણે ઉપવાસના ઉદ્દેશનું ક્ષેત્ર વધાર્યું. ૧૯૨૪ માં તેમણે હિંદુ–મુસ્લિમ ઐક્યને કાજે એકવીસ દિવસનો ઉપવાસ કર્યો. ગઈ સવિનય ભંગની લડતના બીજા અંક વખતે તેમને કેદમાં પૂરવામાં આવ્યા ત્યારે તેમણે ઉપવાસ કરીને મુક્તિ મેળવી. કોમી ચુકાદામાં ફેરફાર કરાવવાને પણ તેમણે ઉપવાસ આદર્યો હતો. એમના પાછળના ઉપવાસોમાં — જેમાં રાજકોટના ઉપવાસનો પણ સમાવેશ થાય છે — પ્રાયશ્ચિત્તનું સ્વરૂપ નહોતું રહ્યું; અને તેમના પોતાના અનુયાયીઓએ પણ 'એમાં બળાત્કાર હતો' એમ કહીને એની ટીકા કરી હતી.

અસહકારમાં અહિંસા ઉમેરાય ત્યારે તે ધર્મ્ય બને છે ને ઉપવાસની રીત એ એક આધ્યાત્મિક વસ્તુ છે, એવા એમના કથનની સામે અગાઉ ટીકા થતી, પણ ગાંધીજીના ઉપર તેની કશી અસર પડતી દેખાતી નહીં. હવે એમાં ફેરફાર થયો છે. ગાંધીજીને નવો પ્રકાશ લાધ્યો છે. તેમણે આપણને કહ્યું છે કે રાજકોટનો તેમનો ઉપવાસ 'હિંસાથી દૂષિત થયેલો' હતો, અને તેમણે હવે પોતાનાં બધાં હથિયાર હેઠાં મૂકી દીધાં છે. આત્મશુદ્ધિ કરવાના એમના આટલા બધા પ્રયત્ન પછી, વરસોનાં તપ ત્યાગ સંયમ પછી, વિરોધીઓ પ્રત્યે પ્રેમ રાખવાની તેમની સાધના પછી, જો હજુ તેઓ એમ માનતા હોય કે તેઓ આ સાધનો વાપરવાને લાયક નથી, તો કરોડો માણસો એને માટે લાયક થઈ શકે, કે અત્યારે જેઓ એ સાધનો વાપરવા મથી રહ્યા છે તેઓ એ વાપરવાને લાયક બની શકે, એવી આશા તો કેટલી ઓછી રાખી શકાય!

આપણા જમાનાના સૌથી અટપટા ને મૂંઝવનારા નૈતિક પ્રશ્નોમાં એક પ્રશ્ન તે શસ્ત્રયુદ્ધ પ્રત્યેના આપણા વલણને લગતો છે. ઘણા ખ્રિસ્તીઓ, બૌદ્ધો, અને કોઈ ખાસ સાંપ્રદાયિક ધર્મને ન માનનારા સત્યનિષ્ઠ લોકો માને છે કે બચાવને કાજે કરેલા યુદ્ધમાં ભાગ લેવો એ પણ ખોટું છે, અને પાપ ને બૂરાઈનો પ્રતિકાર ન કરવાનો ખ્રિસ્તી સિદ્ધાન્ત જેમ વ્યક્તિને લાગુ પડે છે તેમ જ રાષ્ટ્રને પણ લાગુ પડે છે. માટે સાફસાફ કહેવું જોઈએ કે ગાંધીજીએ ટૉલસ્ટૉયનો જે સિદ્ધાન્ત અપનાવ્યો છે તેમાં મને તો વિચારની અરાજકતા જ દેખાય છે. એની સામે એવી એક દલીલ કરવામાં આવે છે કે આપણે બચાવ કરનારું સૈન્ય કાઢી નાખવું હોય તો પોલીસ ફોજ પણ કાઢી નાખવી

જોઈએ. એ દલીલનો કશો રદિયો અપાયેલો હું જોતો નથી. અહિંસાવાદી સિદ્ધાન્તનો છેવટનો રદિયો ગીતામાં કૃષ્ણે અર્જુનને કરેલા ઉપદેશમાં અપાઈ ગયો છે. ત્રણ વરસ પર હું આ વિષયમાં ગાંધીજી સાથે ચર્ચામાં ઊતર્યો હતો. પણ તેમનો મત મને એ લાગ્યો કે ગીતામાં જે યુદ્ધનું વર્ણન છે તે તો માત્ર એક રૂપક છે, ખરેખર થયેલા યુદ્ધનું વર્ણન નથી; અને એમાંની દલીલ શસ્ત્રયુદ્ધને તથા હિંસાને લાગુ પડતી નથી.

પણ રાજકોટના પ્રસંગ પછી મારી નજરે નવા જ મહાત્મા દેખાય છે. જે પુરુષે દીર્ઘકાળના સેવામય જીવન દરમ્યાન કડકમાં કડક આત્મનિગ્રહ પાળ્યો છે, કઠણમાં કઠણ ત્યાગ કર્યા છે, અને આત્મશુદ્ધિની ધગશ સેવી છે, તેમને આપણે સહુએ પૂજવા ઘટે છે. તેમને જો નવો પ્રકાશ લાધ્યો હશે, તો ઘણાં વરસના મહાપ્રયત્નને પરિણામે તૈયાર થયેલા તેમના અરીસામાંથી એ પ્રકાશ ઝગારા માર્યા વિના નહીં રહે. જગતના દરેક દેશમાં અત્યારે એટલું કબૂલ થવા લાગ્યું છે કે મનુષ્યના વ્યક્તિગત આત્મા ઉપર જ જગતની બધી આશાનો આધાર રહેલો છે. દરેક માણસે પંડથી શરૂઆત કરવી રહી છે. પણ આપણે જ્યારે આપણા અંતરાત્માને બોલતો સાંભળી શકીએ ત્યારે આસપાસ શાન્તિ પેદા કરવાની શક્તિની આપણને જરૂર રહે છે. નહીં તો કદાચ આપણે આડે રસ્તે ચડી જઈએ. કેટલાક માણસો અત્યારે જ પોતાની નૈતિક ધગશના આવેશમાં ખેંચાઈ જઈને પોતાને સંભળાયેલા અંતરનાદની વાતો જોરશોરથી કરે છે, અને અંતરનાદ સાંભળવા કરતાં બીજા લોકોને પોતાના મત તરફ વાળવાને અધિક આતુર દેખાય છે. બીજે ભલે નહીં પણ હિન્દુસ્તાનમાં તો ગાંધીજી એવી નીરવતા પેદા કરી શક્યા છે જેમાં સાચી શાન્તિનો જન્મ થવાની આશા રહે છે.

## ૨૯. ગાંધીજીનું આધ્યાત્મિક શાસન

### ગિલબર્ટ મરે

આજે જગતમાં રાષ્ટ્રોના રાજ્યકર્તાઓ પશુબળ પર વધારે ને વધારે આધાર રાખતા જાય છે. જે રાજ્યતન્ત્રોમાં કાયદાનું કે ભ્રાતૃભાવનું નામ સરખું નથી તેવાં તન્ત્રોને જગતની પ્રજાઓ અધીન થતી જાય છે, ને તે પોતાનાં

જીવન બચાવશે ને કલ્યાણ કરશે એવી આશા સેવી રહી છે એવા જગતમા ગાધીજી એકલા, અટુલા છતા સૌથી અધિક આકર્ષક પુરુષ છે તેમનુ શાસન કરોડો માણસો માને છે — તેમનાથી ડરે છે માટે નહીં, પણ તેમને ચાહે છે તેથી, તેમની પાસે ધન, છૂપી પોલીસ અને મશીનગનો છે માટે નહીં, પણ તેમનામા આત્માનો પ્રભાવ છે એટલા માટે એ આત્મબળ જ્યારે પોતાના ખરા રૂપમા પ્રગટ થાય છે ત્યારે ભૌતિક જગતની સર્વ શક્તિઓને મહાત કરી નાખતુ દેખાય છે 'દેખાય છે' કહું છુ તે એટલા માટે કે શુદ્ધ ને નિર્ભેળ જડ ભૌતિક શક્તિ, જેમા અતરાત્મા કે દયાનો અશ સરખો ન હોય, તેની સામે તો એ આત્મબળ કારગત ન લાગે ને લાચાર થઈ પડે તે લડાઈમા જીતે છે તેનુ કારણ એ જ છે કે શત્રુના હૃદયમા જે આત્મા સૂતેલો છે તે આત્માને — માણસ ગમે તેટલો ક્રૂર બનવા માગે તોપણ જે દયાવૃત્તિના પાશમાથી સાવ છૂટી શકતો નથી તે દયાવૃત્તિને — તે ગુપ્ત રીતે જાગૃત કરે છે ગાધીજીને વિષે મેં વીસ વરસ પર લખેલુ "પ્રચડ પશુબળની સામે મનુષ્યનો આત્મા બીજા કોઈની સહાયતા વિના એકલો ઝૂઝી રહ્યો છે એ યુદ્ધને અતે પશુબળના સૈન્યની ટુકડીઓ ધીરે ધીરે પોતાનુ દળ છોડી દે છે, ને જઈને આત્માના પક્ષમા ભળે છે"

આત્મબળનો પ્રભાવ લોકોને હમેશા સાચે રસ્તે જ દોરે છે એમ તો બેશક આપણાથી ન માની લેવાય આત્મબળ પોતાની મહત્તા ને કાર્યશક્તિ વિષે જે દાવો કરે છે તે સાચો છે કે ખોટો એ સાબિત થઈ શકે એમ ભાગ્યે જ હોય છે એ બળના પ્રેરકો મનુષ્ય હોય છે, અને સાધારણ મનુષ્યોમા જેવી નબળાઈ હોય છે તેવી એમનામા પણ હોય છે, ને બીજા આપખુદ માણસો હાથમા સત્તા આવવાથી બગડવાનો જેટલો સભવ રહે છે તેટલો જ સભવ આત્મબળવાળા આ લોકોને વિષે પણ રહે છે પણ આત્મબળવાળા શાસકોમા, એટલુ જ નહીં પણ શાસકમાત્રમા, ગાધીજી સાવ નોખા તરી આવે છે, ને તેમનો જોટો કોઈ નથી એમ કહી શકાય પહેલી વાત તો એ કે તેઓ કદી અક્કડ વચન નથી ઉચ્ચારતા, હુકમ નથી કરતા, પણ માત્ર વિનતી કરે છે તેઓ આપણા આત્માને હાકલ કરે છે પોતાને જે સત્ય દેખાય તે તેઓ બીજાને બતાવે છે પણ જેઓ બીજે કોઈ માર્ગે પ્રકાશને ખોળે છે તેમનો તેઓ ત્યાગ નથી કરતા કે તેમની નિન્દા નથી કરતા

બીજું, તેમની લડવાની રીત અપૂર્વ ને અદ્વિતીય છે. એ વસ્તુ તો દક્ષિણ આફ્રિકામાં તેમણે હિંદીઓના હકો માટે ચલાવેલી લડતમાં ઉત્તમ રીતે દેખાઈ આવી હતી. તેમને તથા તેમના અનુયાયીઓને ફરીફરી જેલમાં પૂરવામાં આવેલા. તેમને ગુનેગારોની સાથે રાખવામાં આવેલા. તેઓ જાનવરો હોય એવું વર્તન તેમના પ્રત્યે કરવામાં આવેલું. છતાં, તેમના પર જુલમ કરનારી સરકાર જ્યારે જ્યારે નબળી પડેલી કે ભીડમાં આવી પડેલી ત્યારે ગાંધીજીએ, એ ભીડનો લાભ લેવાને બદલે, પોતાની લડત થંભાવી એ સરકારને મદદ કરી હતી. એ સરકાર જ્યારે એક ભીષણ યુદ્ધમાં રોકાઈ ત્યારે ગાંધીજીએ હિંદી શુશ્રૂષકોની એક ખાસ ટુકડી ઊભી કરી સરકારને સેવા આપેલી. બીજે એક પ્રસંગે હિંદીઓની અહિંસક હડતાળ ચાલતી હતી તે જ વેળાએ સરકારની સામે રેલવેવાળાઓની ક્રાંતિકારક હડતાળ પડવાનો વખત આવ્યો. ગાંધીજીએ તરત જ પોતાના અનુયાયીઓને આજ્ઞા કરી કે સરકાર પરનું એ સંકટ ટળે ત્યાં સુધી આપણી હડતાળ થંભાવી દેવી ને કામે ચડી જવું. ગાંધીજીની જીત થઈ એમાં આશ્ચર્ય નથી. આવી લડાઈની રીત સામે માનવહૃદયવાળો કોઈ પણ શત્રુ ટકી શકે જ નહીં.

ત્રીજું, જે નેતાને કરોડો માણસો પૂજતા હોય ને દેવરૂપ માનતા હોય તેને માટે જે અઘરામાં અઘરી વાત છે તે ગાંધીજીએ કરી બતાવી છે. પોતાની ભૂલ કદી થાય જ નહીં એવો દાવો તેમણે કર્યો નથી. હું જોઉં છું કે આ ક્ષણે તેઓ 'અસહકાર'ની લડતમાં જરાક વિરામ લેવાનું કહી રહ્યા છે, જેથી પોતે તેમજ પોતાના પ્રતિપક્ષીઓ થોભી જાય ને વિચાર કરી શકે.

એક નિઃશસ્ત્ર માણસ કરોડો માણસ પર આધ્યાત્મિક પ્રભાવ પાડી શકે છે એ જ એક અદ્‌ભુત વસ્તુ છે. પણ એ માણસ જ્યારે સિદ્ધાન્તરૂપે હિંસાનો ત્યાગ કરે અને શત્રુઓ ભીડમાં આવે ત્યારે એમને મદદ કરે, એટલું જ નહીં પણ પોતે મનુષ્ય હોઈ ભૂલને પાત્ર છે એમ કબૂલ કરે, ત્યારે તો આખું જગત એની પ્રશંસા કર્યા વિના ન જ રહે. હું આજે એક દૂરના દેશમાં ઊભો છું ગાંધીજીને સારુ પરાઈ એવી સંસ્કૃતિમાં વસું છું. ઘણા વહેવારુ પ્રશ્નોમાં એમ-નાથી જુદા મત ધરાવું છું. જે યુરોપમાં મનુષ્યનો અંતરાત્મા ને તેની બુદ્ધિ અજ્ઞાન અને પશુબળના પ્રહારો આગળ હાલ તુરત તો લાચાર બનીને ઊભાં રહેલાં દેખાય છે, તે યુરોપની ચિન્તાગ્રસ્ત અને બાથોડિયાં મારતી વિચાર-

ધારાઓનુ હુ અવલોકન કરી રહ્યો છુ એ સ્થાને ઊભો રહીને, હુ આ મહાનુભાવને તેમના અનુયાયીઓ જે નામે ઓળખે છે ને પૂજ્યભાવપૂર્વક બોલાવે છે તે જ નામે પોકારુ છુ — 'મહાત્મા ગાધી'

## ૩૦. આત્મશક્તિના અવતાર

### કાર્લ હીથ

માનવજાતિના ઇતિહાસમા જે પુરુષ કોઈ મહાકાર્ય પાર પાડવાને અવતરે છે તેને હમેશા ભીષણ લડાઈઓ લડવી જ પડે છે એવા એક પુરુષે કહેલુ કે 'હુ જગતમા પ્રકાશની પેઠે આવ્યો છુ ' પણ પ્રકાશપુત્રોને જગત આવકાર આપતું નથી, કેમકે માણસોને પ્રકાશ કરતા અંધકાર વધારે રુચે છે અજ્ઞાન, વહેમ અને ઉદાસીનતાના વાદળ તેમને પોતાની રક્ષા કરનાર પણ લાગે છે નવો ચીલો પાડવા માગનાર માણસને એ વાદળોને ફાડી તેમાથી રસ્તો કાઢવો પડે છે

ગાધીજીએ જીવનભર અધકારને ફેડવાનુ અને અજ્ઞાન તથા વહેમ પર વિજય મેળવવાનુ આ કામ કર્યું છે, એ એમના ચારિત્રની વિશેષતા છે તેમણે દીર્ઘ કાળ લગી કષ્ટો વેઠ્યા છે ને લડત ચલાવી છે, દિલનુ દર્દ ઠાલવી ઠાલવીને પ્રભુપ્રાર્થના કરી છે ને અનેક ઉપવાસો કર્યા છે, તેને લીધે જ તેઓ આજે એકલા ભારતવર્ષના નેતા નથી બન્યા, પણ ઉદાર વિચારો ધરાવનાર મનુષ્યમાત્રને પ્રેરણારૂપ થઈ પડ્યા છે એટલી સાધના વિના તેઓ મહાન બની શક્યા ન હોત

ધીરજના ગુણનુ રહસ્ય મોહનદાસ કરમચદ ગાધીએ ઘણા વરસ પર જાણી લીધુ હતુ ખ્રિસ્તી સત ટૉમસ એ કેમ્પીસે કહ્યુ છે કે 'તુ ઘણી ધીરજ રાખીશ તો તને શાન્તિ મળશે ' એ વચનમા રહેલુ સત્ય ગાધીજીએ શોધી કાઢ્યુ છે જેઓ એમના જીવનનો અભ્યાસ કરે અને એમના જાહેર કાર્યો ને સમન્ધોનુ સૂક્ષ્મ અવલોકન કરે તેમને એક વસ્તુ દેખાયા વિના રહે એમ નથી બીજા માણસોના આવેશને લીધે એમનુ લોહીનુ દબાણ કદાચ વધીને ચિન્તાજનક હદે પહોચે પણ એમની જે અસાધારણ ધીરજ છે તેના પર એની કશી અસર પડી નથી વિરોધીઓ પ્રત્યે, પરદેશી સરકાર પ્રત્યે,

મળવા આવનારા પાર વિનાના મુલાકાતીઓ પ્રત્યે, અને કેટલીકવાર અકળાવનારા શિષ્યો પ્રત્યે, એમ સહુની પ્રત્યે તેઓ ધીરજ રાખે છે આસપાસ અતિશય ઘોર અન્યાય ચાલી રહ્યો છે ને મનને ઉશ્કેરનારા બનાવો બની રહ્યા છે, છતા તેઓ ધીરજ રાખી શકે છે, એનુ કારણ એ છે કે તેમના મનમા એવુ ઊંડુ ભાન છે કે 'ઈશ્વરની ચક્કી ધીમી ધીમી ચાલે છે' મોહનદાસ ગાધી એ ચક્કીમા કામ કરનારા છે

વળી તેઓ સત્યના અનન્ય ઉપાસક છે પોતાની ભૂલ કદી થાય જ નહીં એવો દાવો તેમણે કદી કર્યો નથી તેમને હાથે ભૂલો થાય છે, ને તેઓ અસાધારણ હિંમત દાખવી એ ભૂલોને માટે જાહેર રીતે પ્રાયશ્ચિત્ત પણ કરે છે તેમણે ત્રણ વરસ પર લખેલુ "આજકાલ ઈશ્વરને માટે 'સત્યનારાયણ' કરતા સારુ બીજુ નામ હુ આપી શકતો નથી એ શબ્દમા ઈશ્વરનુ સપૂર્ણ વર્ણન આવી જાય છે" આ ઈશ્વરનિષ્ઠામાથી તેઓ ફિલસૂફીના ગગનવિહારમા ઊતરી નથી પડ્યા, પણ માનવસેવાના કાર્યમા પરોવાઈ ગયા છે "એવા ધર્મનુ પાલન કરવાને સારુ માણસે જીવમાત્રની અવિરત ને એકધારી સેવામા પરોવાઈ જવુ રહ્યુ છે" પણ આ સેવા તે મહેરબાનીની રાહે કરેલો ઉપકાર નથી એનો અર્થ તો એ છે કે "જગતરૂપી આ અપાર સમુદ્રમાં સપૂર્ણપણે ભળી જવુ, ને તેમા ઓતપ્રોત થઈ જવુ" "એ સેવામા જીવનના પ્રત્યેક ક્ષેત્રનો સમાવેશ થવો જોઈએ" આમ એમણે સત્યની ઉપાસનાનું જગતની સક્રિય સેવાની જ સાથે અનુસધાન સાધ્યુ છે

અને તેથી આપણે ગાંધીજીનુ જીવન 'યોગયુક્ત' જોઈએ છીએ એમા મન વચન કર્મની વચ્ચે જરા પણ વિરોધ કે વિસવાદ નથી, પણ ત્રણેયની વચ્ચે મધુર ઐક્ય છે ગાધીજી જગતથી અળગા નથી પડી જતા પોતે આધ્યાત્મિક દૃષ્ટિએ બીજાના કરતા શ્રેષ્ઠ છે એવા ઘમડનો અંશ સરખો તેમનામા નથી તેઓ જેમ મહાત્મા છે, તેમ લોકોની વચ્ચે વસતા લોકસેવક પણ છે તેઓ સ્પષ્ટદર્શી છે, ઈશ્વરની સમક્ષ મૌન રાખે છે, સાચી નમ્રતાવાળા છે, નિરતર પ્રાર્થના કરનારા ને ઈશ્વરનો સાક્ષાત્કાર કરવા ઝખનારા મુમુક્ષુજન છે તેની સાથે જ તેઓ અતિશય શરીરશ્રમ કરે છે તેમની પાસે સહુ કોઈ જઈ શકે છે તેઓ હેતાળ છે ને વિનોદ પણ કરે છે—અને એ પણ એવે

વખતે જ્યારે નૈતિક ને ધાર્મિક, સામાજિક ને રાજકીય લડત પૂરજોશમાં ચાલી રહી હોય છે.

તેઓ કેટલીકવાર ત્રીણું કાંતતા લાગે છે ખરા. છતાં તેમની સાદાઈ અને તેમના આત્માની સ્ફટિકસમી નિર્મળતા તેમના પ્રત્યે પ્રેમ ઉપજાવે છે. તેમણે ઘણી કઠણ તપસ્યા કરીને આત્માને વિશુદ્ધ બનાવ્યો છે. તેમની રહેણીની સાદાઈ પણ મોહક છે. સર્વ દેશોનાં સ્ત્રીપુરુષો અને સ્વદેશનાં કરોડો માણસો તેમના પ્રત્યે આકર્ષાય છે, કેમકે તેઓ સંપત્તિમાત્રનો ત્યાગ કરી અકિંચન બન્યા છે ને તેમણે અપરિગ્રહવ્રત ધારણ કર્યું છે. થોરોની જેમ કશી વસ્તુના માલિક બન્યા વિના સર્વના સ્વામી બનવાનો — તજીને ભોગવવાનો — આનન્દ તેઓ માણી શકે છે. આમ ગાંધીજી આત્મદર્શનના મહાન ધ્યેયની સિદ્ધિને ખાતર જીવમાત્રની સેવા કરી રહ્યા છે; જીવનનો સંગ્રામ ખેડી રહેલાં કરોડો સ્ત્રીપુરુષોના પરમ આધારરૂપ બની એ સહુને ટકાવી રહ્યા છે.

તેમણે જીવનમાં કેટલી લડતો ચલાવી છે તે જુઓ. દક્ષિણ આફ્રિકામાં પોતાના દેશભાઈઓ માટે ચલાવેલી લડત; પોતાના હિંદુ સમાજમાં અસ્પૃશ્ય ગણાતા હરિજનો માટેની લડત; હિન્દી પ્રજાના સ્વરાજ માટેની લડત; ગરીબાઈ, ભૂખમરા ને અજ્ઞાનમાં ડૂબેલાં ગામડાંના ઉદ્ધાર માટે ઉપાડેલી ઝુંબેશ; સરહદ પરની પહાડી કોમો માટેની લડત; હિન્દુ-મુસ્લિમ ઐક્ય માટેની, કેદીઓ માટેની, સર્વ કોમ અને ધર્મનાં સ્ત્રીપુરુષોની ઉન્નતિ માટેની, મનુષ્યેતર પ્રાણીઓના પ્રતિનિધિરૂપ ગાયની રક્ષા માટેની, એમ અનેકવિધ લડતો તેમણે જીવનભર અવિશ્રાન્તપણે ચલાવી છે. એ બધા ઉપરાંત એક મોટી લડત તેમણે અહિંસક પ્રતિકારની — સત્યાગ્રહની — કલ્પના માટે ચલાવી છે. જે લોકો જગતમાં સર્વત્ર ફેલાયેલી લડાયક વૃત્તિની સામે લડી રહ્યા છે તે સહુને આ નવો શબ્દ ચૈતન્ય અને સ્ફૂર્તિ આપે છે ને તેમને રસ્તો બતાવે છે. ગાંધીજીએ જીવનભર કોઈના પણ પ્રત્યે દ્વેષ ને તિરસ્કાર સેવ્યો નથી; અને એ રીતે 'હિંદુસ્તાનના અને જગતના નમ્ર સેવક' કહેડાવવાનો પોતાનો દાવો તેમણે ખરો ઠરાવ્યો છે.

ગાંધીજી સત્યાગ્રહના સિદ્ધાન્તને આટલી બધી દૃઢતાથી વળગી રહ્યા છે એ ઉચિત છે, કેમકે તેઓ પોતે આત્મશક્તિના અવતાર છે. તેઓ જાન-

જાતની રાજકીય ને સામાજિક પ્રવૃત્તિ કરે છે ખરા, છતા તેઓ પોતે એ સર્વથી પર રહેનારા આત્માર્થી ને આત્મપરાયણ પુરુષ છે તેથી તેઓ અર્વાચીન જમાનાના માણસોને પડકાર આપે છે ને તેમને વિચાર કરવા પ્રેરે છે એ એમનો મોટામાં મોટો સદ્‌ગુણ છે પેગમ્બર તરીકેનુ એ જ એમનુ મોટામા મોટુ મૂલ્ય છે તેમની ધારણાઓ અનેકવાર વિફળ ગઈ છે, તેમને જેલમા જવુ પડ્યુ છે, હાસી અને તિરસ્કારના ભોગ થવુ પડ્યુ છે, છતા તેઓ માનવજીવનની સીડી પર ઊંચા ને ઊંચા જ ચડતા ગયા છે

તેમનામા મનુષ્યમાત્ર વિષે સદ્‌ભાવ છે અને જીવમાત્ર પ્રત્યે અનુકપા છે, તેને લીધે જગતના સર્વ દેશોમા ને સર્વ પ્રજાઓમા તેમને અગણિત મિત્રો મળી રહ્યા છે હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી, બૌદ્ધ, પારસી, યહૂદી, કે ઇતર કોઈ ધર્મના અનુયાયીઓ પ્રત્યે તેમના મનમા ભેદભાવ કે આતરો નથી તેમને મન સહુ મિત્રો છે, સત્યરૂપી કુટુબના અગો છે, અને સત્ય એ જ પરમેશ્વર છે મનુષ્યો તેમજ મનુષ્યેતર પ્રાણીઓ પ્રત્યેનુ તેમનુ વર્તન અહિંસાને અનુસરીને ચાલે છે આજના યુગને માટે તેઓ સભ્ય ને સસ્કારી બનેના મનુષ્યની આદર્શ મૂર્તિરૂપ છે

## ૩૧. એક જપાનીની દૃષ્ટિએ

### યોને નોગુચી

૧૯૩૫ ના ડિસેંબરના આખર ભાગમા હું નાગપુરથી નીકળીને વર્ધા પહોંચ્યો ગામ તો નાનુ સરખુ છે, પણ ગાંધીજીની હિલચાલનુ આધ્યાત્મિક કેન્દ્ર છે ગાંધીજીને શોભે એવા આશ્રમના વાતાવરણમા તેમને રહેતા જોઈ મને આનન્દ થયો એ આશ્રમમા રહી તેઓ પ્રાચીન ઋષિમુનિઓની પેઠે સસારથી અળગા ને અસ્પૃષ્ટ નથી રહેતા, પણ તેમના દેશના જીવનમા જેટલા સુખદુઃખ આવે છે તે બધાના પડઘા એમના હૃદયમા પડે છે હું ગયો તે વેળા તેઓ બીમાર હતા, એટલે માળ પર આવેલી અગાસી પર નાખેલા તબૂમા સૂઈ રહ્યા હતા ઘર સિમેંટની છોવાળુ, ચોખડા આકારનુ હતુ ને વચ્ચે ખુલ્લુ આગણુ હતુ હું ગયો એટલે એમના મુખ પર સતપુરુષને ઉચિત એવુ સ્મિત ફરક્યુ, ને મોમા દાંત પડી ગયેલા તે દેખાઈ આવ્યું તેમના ઉંઘાડા અંગ તેમણે લમાવેલા હતા પગ અતિશય પાતળા ને છતા અક્કડ હતા એક

શિષ્ય એમને પગચપી કરતા હતા જે ભીષણ ઉપવાસોએ એકવાર ઇગ્લડના વિરાટ આત્માને ભયથી થથરાવી મૂકયો હતો તે ઉપવાસો આ દેખીતા સાદા ને આડમ્બર વિનાના પુરુષે કર્યા હશે એમ માનવુ મને અઘરુ થઈ પડ્યુ તેમણે માથા પર કકડે વીંટાળીને કશુક મૂકેલુ હતુ, એટલે મેં પૂછ્યુ કે 'એ શુ છે?' તેમણે કહ્યુ "એ માટી ભીંજવીને મૂકેલી છે મારા જેવા લોહીના ભારે દમાણવાળા દર્દીને માટે ડાક્ટરો એને સારી ગણે છે' પછી કહે "હુ હિંદની માટીમાથી જન્મ્યો છુ એટલે હિંદની માટી મારે માથે મુગટની પેઠે વિરાજે છે" આ શબ્દો કહેતા તેમણે જે સ્મિત કર્યું તેમા વિનોદ અને ગાભીર્ય બનેનુ મિશ્રણ હતુ

થોડીક વાત કર્યા પછી મેં એમની વિદાય લીધી, અને નીચે જઈ તેમના ત્રણચાર શિષ્યોને મળ્યો તેઓ મને આશ્રમ બતાવવા રાહ જોઈને ઊભા હતા એક જગાએ મધપૂડા હતા ત્યા થઈને અમે આગળ ગયા, તો એક છાપરા નીચે તેલની બળદઘાણી ફરતી હતી પછી બીજે ગયા ત્યા કાગળ બનાવવાના પ્રયોગો ચાલતા હતા મારી સાથેના એક ભાઈએ કહ્યુ "કાગળ બનાવવાનુ કામ કેટલુ સાદુ છે! આ કાગળ બનાવવાનો ઉદ્યોગ અમારા દેશમા ગૌણ ઉદ્યોગ તરીકે ફેલાય તો અમે ઘણા પૈસા અમારા દેશમા જ રાખી શકીએ' રેંટિયાને આશ્રમમા અગત્યનુ સ્થાન અપાયેલુ છે એ કહેવાની જરૂર નથી એક નાની ચપટી લાકડાની પેટી ઉઘાડવામા આવી, ને ઊઘડી ત્યારે એમા રેંટિયો દેખાયો એ રેંટિયો ગાધીજીએ પોતે કારાવાસમા ફુરસદને વખતે યોજેલો મારી સાથેના ભાઈએ કહ્યુ "આ રેંટિયો હાથથેલીમા પણ મૂકી શકાય છે ને ટ્રેનમા પણ લઈ જઈ શકાય છે જ્યા જઈએ ત્યા ફુરસદ મળી કે કાતવા મડી જવાય!"

પછી એ જ ભાઈએ કહ્યુ "ગાધીજી મોટા વૈજ્ઞાનિક છે એમનામા શોધકબુદ્ધિ પણ છે, ને તેમની ધીરજને લીધે એ બુદ્ધિ હમેશા સપૂર્ણ ફળદાયી નીવડે છે તેઓ જો ઘડિયાળ બનાવનાર હોત તો દુનિયામા સારામા સારુ ઘડિયાળ બનાવી શકત સર્જન કે વકીલનુ કામ કરતા હોત તો તેમા પણ તેઓ પ્રથમ પદ લઈ શકત પણ એમણે તો શરીરશ્રમની પવિત્રતા લોકોને સમજાવવાનુ કામ માથે લીધુ ૧૯૨૨ મા તેમના પર મુકદ્દમો ચાલ્યો ત્યારે અદાલતમા તેમણે પોતાનો ધધો ખેડૂત અને વણકરનો છે એમ કહેલુ શરીર

શ્રમના કામોમા તેઓ વણાટને શ્રેષ્ઠ ગણે છે, કેમકે એમા બહુ જ કડકાઈથી કસર કરવી પડે, એટલે માણસને ચોકસાઈની ટેવ પડે છે ને મનને એક પ્રકારની તાલીમ મળે છે ગાધીજીને નકામા બગાડ સામે બીજી કોઈ પણ ચીજના કરતા વધારે અણગમો છે તેઓ માને છે કે માત્ર શરીરશ્રમ જ હિન્દુસ્તાનને નવજીવન અપાવી શકશે. એટલે તેમણે રેંટિયાને પોતાનુ પ્રતીક બનાવ્યુ છે, અને લોકોને સ્વતત્ર જીવનની પવિત્ર ધજા નીચે ભેગા થવા તેઓ નિમન્ત્રે છે " તેમની હિલચાલ બ્રિટિશ ધૂસરી સામેના બળવારૂપ ભાસે છે એ એક આકસ્મિક સયોગ છે કેમકે એમની હિલચાલ હિન્દુસ્તાનને સડામાથી ઉગારના મથે છે તેની સાથેસાથે તે દુનિયાના બીજા દેશોને પણ ઉગારવા માગે છે, અને તેને માટે જગતને સર્જનશક્તિના ઉપયોગનો, અને જમીનની નજીક રહીને શ્રમ કેમ કરાય તેનો પાઠ શીખવે છે દૂર દૂર રહેલા આદર્શો પાછળ ફાંફા મારવાને બદલે પોતાની આસપાસના નજીકના જ સમાજની સેવા કેટલી અગત્યની છે, એ સમજ એકલા હિન્દુસ્તાન પૂરતી જ રહેવી જોઈએ એવુ નથી સ્વદેશી ભાવનામા રહેલા 'સ્વાશ્રય અને સ્વયપૂર્ણતા' મા જે મર્દાનગી રહેલી છે તે આખા જગતે સર્વ યુગોમા સમજવી ને અપનાવવી ઘટે છે

ગરીબોની સેવા કરવી ને તેમના જેવા ગરીબ બનીને તેમની સાથે એકરૂપ બનવુ એના કરતા ઈશ્વરને પૂજવાનો ઉચ્ચતર માર્ગ ગાધીજીને જડતો નથી દાખલા તરીકે તેઓ રેલવેમાં મુસાફરી કરે છે ત્યારે હમેશા ત્રીજા વર્ગની ટિકિટ લે છે એમ કરીને તેઓ પોતાના મનને યાદ દેવડાવે છે કે પોતે પણ એ દરિદ્ર વર્ગના જ છે એ વર્ગમા માનવતા ને પ્રેમની પરમ કોટિનુ દર્શન થાય છે ગાધીજીએ એમના જીવનનો ઘણો મોટો ભાગ મજૂરોની જોડે ગાળ્યો છે ને તેમના સુખદુ ખમા ભાગ લીધો છે એટલે તેમણે પોતાના મિત્રોને રેંટિયાની ભેટ ધરી છે, ને કહ્યુ છે કે એ રેંટિયો એમને 'સ્વાશ્રયી ને સ્વયપૂર્ણ' જીવનની પ્રેરણા આપશે

મુબઈ જતી ગાડીમા મારા ડબ્બામા પછે પછે કેટલાક વખત સુધી મહાત્મા ગાધીની આકૃતિને હું મારા મન સામેથી ખસેડી શક્યો જ નહીં એકવાર મેં 'ઐચ્છિક ગરીબાઈ' નામનો એમનો નિબન્ધ વાચ્યો હતો અજાણ્યે જે ચીજો તેમની પાસે હતી તેનો ત્યાગ કરતા તેમને થયેલા આનન્દનુ વર્ણન તેમણે એ લેખમા કર્યું હતું તેઓ માને છે કે હિંદુસ્તાન જેવા દેશમા

ઓછામાં ઓછી જરૂરની ચીજો ઉપરાંત વધારે રાખવી એ લૂંટારાની પેઠે જીવવા જેવું છે. જે માણસ દિગંબર બનીને આકાશના છત્ર નીચે સૂએ છે તેના જેવા તમે ન બનો ત્યાં સુધી તમને એમ કહેવાનો અધિકાર નથી કે તમે હિંદને અને હિંદીઓને બચાવી શકશો. મેં સાંભળ્યું છે કે ગાંધીજી જે કચ્છ પહેરે છે તેમાં ઓછામાં ઓછું કાપડ વાપરે છે. ગરીબાઈની આ સ્તુતિમાંથી આગળ વધીને ગાંધીજી વ્રતોના પાલનમાં ઊતરે, અને આત્મશુદ્ધિને ખાતર ઇન્દ્રિયનિગ્રહની સાધના કરે, એ સ્વાભાવિક જ હતું.

## ૩૨. વિવિધરૂપ ગાંધીજી

### ડૉ. પટ્ટાભી સીતારામૈયા

### ૧. ગાંધીજી — અવતાર

"જે માણસને વિષયસુખની કશી પરવા નથી, સુખચેન કે સ્તુતિ કે મોટાઈની કશી ખેવના નથી, પણ પોતાને સાચુ લાગે તે કરવાનો જેનો નિર્ધાર છે, તેની સાથે કામ પાડતા સંભાળ રાખજો. તે ભયાનક અને કપરો શત્રુ હોય છે, કેમકે તમે તેના શરીરને જીતી શકો ખરા, પણ તેથી તમને એના આત્મા પર બહુ જ ઓછો કાબુ મળે એમ છે." — અધ્યાપક ગિલબર્ટ મરે

જગતે વખતોવખત મહાપુરુષોને પેદા કર્યા છે. દરેક પ્રજાએ તેના પોતાના સાધુસંતો, શહીદો, વીરો, કવિઓ, લડવૈયાઓ ને મુત્સદ્દીઓને જન્મ આપ્યો છે. હિંદુસ્તાનમાં આપણે આપણા મહાપુરુષોને અવતાર કહીએ છીએ. તેઓ સાધુતાનું પરિત્રાણ અને દુષ્કર્મનો વિનાશ કરવાને ઊતરી આવેલા ઈશ્વરના અંશો હોય છે. આપણી વચ્ચે આજે ગાંધીજી એવા એક અવતાર છે, જેમણે રોજના વહેવારની દુનિયામાં સંપૂર્ણ અહિંસાનો સિદ્ધાંત આચરણમાં ઉતારી બતાવ્યો છે.

### ૨. ગાંધીજી — સ્થિતપ્રજ્ઞ

ગોરા અમલદારોની જગાએ દેશી અમલદારો આવે એનું નામ સ્વરાજ, એમ ગાંધીજી માનતા નથી. સ્વરાજ એટલે જીવનની ધરમૂળથી નવેસર રચના; અથવા કહો કે હિંદુસ્તાનનો પુનર્વિજય. હિંદુસ્તાનમાં પ્રતિના અને

દેશી રાજ્યોના, હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી આદિ કોમ કોમના, શહેરી અને ગામડી એવા ધધા પરત્વેના, વગેરે અનેક પ્રકારના ભેદો ને વિભાગો છે તે બધા ટુકડાને સાધીને પાછા એક કરવા એ પ્રશ્ન એમણે હાથમા લીધેલો છે રાષ્ટ્રની સસ્કૃતિને ફરી સજીવન કરવી ને આધુનિક જીવનમા જેટલા અનુ કરણીય અશો છે તે સર્વનો એમા ઉમેરો કરવો, સેવાનો આદર્શ પુન પ્રસ્થાપિત કરવો, નવા સુધારાએ પેદા કરેલી સ્વાર્થી વૃત્તિને ઠેકાણે લોકોના મનમા ગરીબોને વિષે દયાભાવ પેદા કરવો, સમાજમા ઊચા વૃક્ષો ને નાના ઝાડવા એવી વ્યવસ્થા રહેવા દેવાને બદલે સહુને અન્નવસ્ત્ર મળે જ એવી જોગવાઈ કરવી, ખોમા જેટલા લોકોને ધનિક બનાવવાને બદલે જરૂર પડે તો સહુનું રહેણીનુ ધોરણ સરખુ બનાવવા સારુ કેટલાકનુ ધોરણ ઉતારવુ પણ ખરુ — આ એમના કાર્યનો બીજો ભાગ છે એ હેતુ પાર પાડવાને માટે તેમણે પોતાના જીવનમા એક નવો સમન્વય સાધ્યો છે, અને પોતે હિંદુ સમાજના ચાર વર્ણ અને ચાર આશ્રમના સયોગરૂપ બન્યા છે બ્રાહ્મણરૂપે તેઓ આચારના નિયમો ઘડી આપે છે ક્ષત્રિયરૂપે તેઓ ભારતવર્ષના સેનાપતિ છે વૈશ્ય તરીકે તેઓ દેશની સપત્તિ ભેગી કરે છે અને શૂદ્ર તરીકે તેમણે અન્નવસ્ત્ર પેદા કરવાનુ કામ કર્યું છે ૧૯૨૨ મા તેમના પર ચાલેલા મુકદ્દમામા તેમણે કહેલુ કે 'હુ વણકર અને ખેડૂત છુ ' વળી તેઓ ગૃહસ્થ હોવા છતા બ્રહ્મ ચારીના જેવુ સયમી જીવન ગાળે છે, વાનપ્રસ્થની પેઠે પત્નીને સાથે લઈને જગતની સેવા કરે છે, વળી તેઓ સાચા સન્યાસી પણ છે કેમકે તેમણે માનવજાતિની સેવાને કાજે પોતાનુ સર્વસ્વ અર્પણ કર્યું છે તે છતા ગાંધીજી પોતે અલૌકિક કે દેવાશી માણસ હોવાનો ડોળ કે દાવો કરતા નથી તેઓ વ્યવહારકુશળ પુરુષ છે, વિનોદ ને ટોળટપ્પા કરનારા ને ડહાપણવાળા માણસ છે, બાળકોની જોડે બાળક બને છે, મોટેરાની જોડે આનદભેર મોજ જેવી વાતો કરે છે, માનવસમાજમા મત અને મહર્ષિરૂપે વિચરે છે, અને સહુને રસ્તો બતાવનાર મિત્ર અને ગુરુનુ સ્થાન લે છે તેમની મુખમુદ્રા તેજસ્વી છે તેમની આખોમા ચમક છે તેમના હાસ્યમાં જાણે તેમનું આખુ હૃદય પ્રગટ થાય છે તેઓ નિખાલસ છે માણસોની પીઠ પાછળ તેમના પર આરોપ મુકાય તે તેઓ સાભળતા નથી, પણ ફરિયાદી પાસે તહોમતદારની હાજરીમા આરોપો મુનાવે છે તેઓ માણસોનો ખુલાસો સ્વીકારે છે, તમે સાચુ જ બોલો

છો એમ માની લે છે તેઓ તોળીતોળીને શબ્દ બોલે છે, ને સાભળનારાઓ તેમનુ વાક્યે વાક્ય ધ્યાન દઈને સાભળે ને સમજે એવી અપેક્ષા રાખે છે તેમના વાક્યમાના ' જો તો ' ધ્યાન દઈને ન સાભળવાને લીધે કેટલાક લોકો પોતાનુ કર્તવ્ય પાર પાડ્યા વિના જ દેખીતા પરિણામો મેળવવા ઇચ્છે છે તેમની શૈલી અજોડ છે તેમના લખાણમા વાક્યો નાના નાના હોય છે, ને જેમ તોપમાથી ગોળા છૂટે તેમ તેમની કલમમાથી વાક્યો સોસરા નીકળે છે તેમા જોશ હોય છે ને તેની અસર ભયાનક થાય છે ગાધીજી પૂર્ણ પુરુષ છે તેમની સાથે પરિચય હોવો એ એક લહાવો છે તેમની સાથે કામ કરવુ એ એક સદ્ભાગ્ય છે તેમણે સયમ અને તપસ્યા વડે પોતાના આત્મા પર તેમજ જગત પર વિજય મેળવ્યો હોઈ, તેઓ ગીતામા વર્ણવેલા ' સ્થિતપ્રજ્ઞ ' છે

## ૩. ગાંધીજીનો દ્વિવિધ કાર્યક્રમ

સત્યાગ્રહની લડતમા ગાધીજી ' હાર ' સ્વીકારતા જ નથી પ્રજા લડતથી થાકી હોય તો તેને તેઓ તરત જ રચનાત્મક કાર્યક્રમ બતાવે છે ખડનાત્મક લડત પરથી શાતિમય રચનાત્મક કાર્ય પર સરી પડતા ગાધીજીને મહેનત કે મુસીબત પડતી નથી તેટલા જ વેગથી ને એવી જ અણધારી રીતે તેઓ સવિનય ભગના હુમલાનો મોરચો માડે છે, અને વાવંટોળ કે દરિયાના પ્રચંડ લોઢના જેટલા જોશ ને ઝડપથી એ લડતને વિરાટ રૂપ આપી દે છે તેમણે આદરેલી લડતો કેવી હોય છે તે જગત સારી પેઠે જાણે છે સામુદાયિક સવિનય ભગ કેવુ રૂપ ધારણ કરશે તેની તેમને ખબર ન હતી પણ તેમને એટલી ખબર તો હતી જ કે એ સવિનય ભગ સવિનય એટલે કે અહિંસક હોવો જોઈએ, અને તે માપ્યુ મપાય નહીં એટલા મોટા પ્રમાણ પર ચાલવો જોઈએ તેમની લડતોના મૂળમા કોઈ નૈતિક પ્રશ્ન હમેશા રહેલો હોય છે. તેમની લડતો દેખીતી નજીવી ચીજને માટે લાગે છે, પણ તેનુ એક જ નિશ્ચિત ધ્યેય હોય છે, અને તેના પરિણામોની અસર ઘણે દૂર સુધી પહોચે છે એક પ્રસગે સરકારને અમૃતસરના હત્યાકાડને માટે માફી માગવાનુ કહેવામા આવે છે બીજે પ્રસગે ખિલાફતના અન્યાયનુ નિવારણ કરવાની માગણી થાય છે એ ખિલાફતનુ સ્થાન દૂર હતુ ખરુ, પણ તેની અસર ને તેનો પ્રભાવ તો આપણી નજીક જ પડતા હતા ત્રીજે એક પ્રસગે ગાધીજી મીઠાવેરા સામે

લડત ઉપાડે છે. એ વેરો રકમની દૃષ્ટિએ જોઈએ તો નજીવો છે, પણ ગરીબો પર એનો ભાર વધારેમાં વધારે પડે છે એટલા માટે પાપમય છે. ગાંધીજીએ હાર ખાધી છે એમ જગત માને ત્યારે તેઓ એક વાક્ય વડે હારને જીતના રૂપમાં ફેરવી નાખે છે.

ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમને દેશમાં કેટલીક જગાએ આવકાર મળ્યો છે, ને બીજી કેટલીક જગાએ નથી પણ મળ્યો. હજુ પણ દેશના ઘણા મોટા ભાગને ગળે એ વસ્તુ ઊતરી ગઈ ન કહેવાય. તેમની ખાદી એ ગરીબોનાં દુઃખોનો રામબાણ ઉપાય છે; આર્થિક સંકટ દૂર કરવાનું તાવીજ છે; વિધવા અને અનાથની, અપંગ અને આંધળાંની, આશા છે; કરજ અને કરના અસહ્ય બોજા નીચે બેવડ વળી ગયેલા ખેડૂતને ટેકો આપનારી લાકડી જેવો એક ગૌણ ઉદ્યોગ છે. ખાદીનું પુનરુત્થાન એ એક નવા સંપ્રદાયની સ્થાપના જેવો બનાવ છે; કેમકે તે યન્ત્રોના હુમલા સામે ઝુંબેશ ઉઠાવે છે. યન્ત્રો માણસનાં નોકર રહે ત્યાં સુધી સારાં હોય છે, પણ શેઠ બની બેસે ત્યારે બૂરાં થઈ પડે છે. ખાદી હિંદી પ્રજાની સર્જનશક્તિને ફરી જાગૃત કરે છે. હિન્દી કલાકારો ને કારીગરોમાં સ્વતંત્રતાની ને પોતે માલિક હોવા વિષેની જે ખુમારી હંમેશાં હતી તે તેમનાં મનમાં પાછી પેદા કરે છે. હિન્દી કળાઓ જમાનાઓ સુધી જે વિશુદ્ધિ ને કૌટુંબિક ભાવનાના વાતાવરણમાં ખીલતી હતી તે વાતાવરણ ખાદીથી ફરી પાછું જામે છે. ખાદી એ હિન્દી દેશભક્તનો ગણવેશ છે, રાષ્ટ્રીય મુક્તિની નિશાની છે. ગાંધીજીના સેવાકાર્યનાં પહેલાં પાંચ વરસ તો ખાદીને કાયમી પાયા પર મૂકવામાં જ ગયાં, જેથી એમાંથી બીજા ગ્રામઉદ્યોગો ને ગૃહઉદ્યોગો ઉત્પન્ન ને સજીવન થાય, અને યન્ત્રમાત્ર જીવનમાં તેની મર્યાદા સાચવીને બેસી રહે ને એથી આગળ ન ધસે. યન્ત્ર એટલે ગતિમાન હિંસા જ છે.

ગાંધીજીનો કાર્યક્રમ ત્રણ પ્રકારનો છે. ખાદી એ આર્થિક કાર્યક્રમ છે; અસ્પૃશ્યતાનિવારણ એ સામાજિક કાર્યક્રમ છે; અને દારૂબંધી એ નૈતિક કાર્યક્રમ છે. ગાંધીજીએ પહેલો કાર્યક્રમ પાર પાડ્યા પછી બીજો જોશભેર હાથમાં લીધો. ૧૯૩૨ ના સપ્ટેમ્બરમાં તેમણે કરેલો ઉપવાસ હવે તો જગતના ઇતિહાસનું એક પ્રકરણ બની ચૂક્યો છે. ત્રીજો જે દારૂબંધીનો કાર્યક્રમ છે

તેને મહાસભાની સરકારો અમલમા મૂકી રહી છે પોતાના વિશ્વાસુ સાથીઓ જે ધીમે પગલે આ સુધારો અમલમા મૂકી રહ્યા છે તેને વિષે ગાધીજીએ થોડાક અઠવાડિયા પર જ પોતાની નિરાશા પ્રગટ કરેલી તેમણે પોતે તો મુદત બાધી છે કે આડાત્રણ વરસમા દારૂની બદી દેશમાથી નાબૂદ થવી જ જોઈએ રચનાત્મક કાર્યક્રમનુ ચોથુ અગ સસ્કૃતિને લગતુ — એટલે કે રાષ્ટ્રીય કેળવણી વિષેનુ — છે તેને માટે એક અખિલ ભારત મડળ સ્થપાયુ છે, અને તેની દેખરેખ નીચે વર્ધા કેળવણીનો પ્રયોગ ચાલી રહ્યો છે બાળકની કેળવણીનુ અનુસધાન રાષ્ટ્રના જીવન જોડે સાધવુ એ એનો ઉદ્દેશ છે હવે એક મોટો સુધારો કરવાનો બાકી રહે છે તે કોમી ઐક્ય — વિશેષે કરીને હિંદુ-મુસ્લિમ ઐક્ય આમ રાષ્ટ્રની શક્તિ ને તેનુ ધ્યાન ક્યારેક માણસો ને સરજામ તૈયાર કરવામા ને ક્યારેક લડાઈ લડવામા રોકાયેલા હોય ત્યારે કોઈથી સફળતા કે નિષ્ફળતાની વાત કરી શકાય નહી

ગાધીજીના મત અનુસાર બ્રિટન સાથેની લડાઈ એ નૈતિક લડાઈ જ છે. કેમકે અગ્રેજોએ તેમની કેન્દ્રવર્તી સત્તાની આસપાસ જે સાત ગઢ રચેલા છે તેમનો સમ્બન્ધ નીતિ (યા અનીતિ) ની સાથે જ છે એ ગઢ તે સરકારી નોકરો, ધારાસભાઓ, અદાલતો, કૉલેજો, લોકલબોર્ડો ને મ્યુનિસિપાલિટીઓ, વેપાર, અને ખિતાબધારી ભદ્રલોક ગાધીજીના અસહકારના કાર્યક્રમનો હેતુ આમાના એકએકનો, ને છેવટે સહુનો, નાશ કરવાનો જ છે ધારાસભાઓ, અદાલતો ને કૉલેજોનો ત્રિવિધ બહિષ્કાર આ યોજનાનો જ એક ભાગ છે એક વેળા સરકારી નોકરો અને લશ્કરને પણ તેમની બેઠી છોડીને નીકળી પડવાની હાકલ કરવામા આવી હતી એ રીતે હિંદુસ્તાનમા અગ્રેજી રાજ્ય ને તેની અજેયતા વિષેની જે શ્રદ્ધા લોકોના મનમા હતી તે ભાગવામા આવી

## ૪. ગાંધીજી અને સત્યાગ્રહ

પાષાણ યુગમા પોલાદની છરી જેવી વિચિત્ર લાગે, અથવા તો બળદ ગાડાના જમાનામા પેટ્રોલથી ચાલતુ ઇજન જેવુ વિચિત્ર લાગે, એના જેવો હિંસા ને લડાઈના યુગમા સત્યાગ્રહ વિચિત્ર લાગે છે માણસો તે સમજી શક્તા જ નથી, તેના પર ભરોસો રાખી શકતા નથી, તેની સામે નજર સરખી કરતા નથી જ્યારે એમને ટ્રાન્સવાલનો દાખલો આપવામા આવે છે ત્યારે તેઓ કહે છે કે એ સત્યાગ્રહ નાના પાયા પર, ને સરકારની નબળાઈમા જ, થયો તેથી

આવ્યો, પણ હિંદુસ્તાન જેવડા મહાખંડમા ચાલી ન શકે ચપારણ ખેડા ને બોરસદના દષ્ટાંતોને પણ તેઓ ગણતરીમાથી કાઢી નાખે છે, ને કહે છે કે એ તો નાનકડા પ્રયોગો હતા, ને એનો રાષ્ટ્રવ્યાપી પ્રયોગ કરવો શક્ય નથી. આજે એ બધી શકાઓ અદૃશ્ય થઈ ગઈ છે, અને મુસીબતો ટળી ગઈ છે અત્યારે પ્રશ્ન સત્યાગ્રહને સત્ય ને અહિંસાની મર્યાદામા રાખવાનો છે સત્ય ને અહિંસા, જે આ નવી પ્રક્રિયાના બે અવિભાજ્ય અગો છે, તે નિષ્ક્રિય કે અભાવાત્મક શક્તિઓ નથી, પણ સક્રિય ને ગતિમાન શક્તિઓ છે, અને તેથી સત્યાગ્રહની લડતમા હિંસક યુદ્ધના બધા જ ગુણો આવી જાય છે સત્યાગ્રહથી પહેલા તો શત્રુઓ મૂઝાઈ ને હતાશ થઈ જાય છે, ને છેવટે તેમનો હૃદયપલટો કરાવી તેમને જીતી લેવામા આવે છે એ હિલચાલ પોતાના અનુયાયીઓને નિયમપાલનની કડક ટેવો પડાવે છે, એ નવુ શસ્ત્ર વાપરનારાઓના વિચારો ને લાગણીઓ પર અસર પાડે છે, તેમને હિંમત દાખવવા, આપભોગ આપવા ને કષ્ટો સહન કરવા પ્રેરે છે તે બહુ ઓછી મૂડીથી ને એથીયે ઓછા વિનાશક શસ્ત્રો વડે આખા રાષ્ટ્રની પાસે પ્રતિકાર કરાવે છે આ રીતે સત્યાગ્રહ એ જાગતીજ્યોત ને અમોઘ શક્તિ બને છે એની સચોટતા વિષે અનુભવે પૂરતો પુરાવો આપ્યો છે

ગાધીજીની સત્ય અને અહિંસાની કલ્પના બહુ થોડાને જાણીતી છે સત્ય અને અહિંસા બનેને બબ્બે બાજુઓ છે — એક ભાવાત્મક ને બીજી અભાવાત્મક ચપારણના કલેક્ટરે ગાંધીજીને એક કડક કાગળ લખ્યો હતો પાછળથી તેણે તે પાછો ખેંચી લેવાનુ ઠરાવ્યુ ને ગાધીજી પાસે તે પાછો માગ્યો ગાધીજીના કેટલાક જુવાન અનુયાયીઓ તેની નકલ કરી લેવા બેઠા એટલે ગાધીજીએ તેમને ઠપકો આપ્યો, ને કહ્યુ કે 'આપણે નકલ રાખી લઈએ તો કાગળ પાછો ખેંચી લીધો કહેવાય નહીં ' એ સત્યની નવી વ્યાખ્યા હતી તેની પુનરુક્તિ ૧૯૩૧ મા ગાધી-અરવીન કરાર વખતે થઈ સરકારના ગૃહમત્રી મિ ઇમિરસને એક અપમાનભર્યો કાગળ લખેલો તે પાછળથી તેમણે પાછો ખેંચી લીધો મહાસભાના દફતરમા એ કાગળની નકલ નથી એનુ કારણ એટલુ જ કે જે કાગળ લખનારે ખેંચી લીધો તેની નકલ રાખવી એનો અર્થ એ કે તેને આપણી ફાઈલમા તેમજ આપણા હૃદયમા સઘરી રાખવો, અને એમ કરવામા અસત્ય ને હિંસા બને છે

હિંસાને માટે જરાક પણ ઉશ્કેરણી થાય એ ગાંધીજી સાંખી શકતા નથી. ૧૯૨૧માં ગાંધીજીએ જ્યારે કબૂલ કર્યું કે અલી ભાઈઓના ભાષણોમાંથી આવો અનર્થ નીકળી શકે એમ છે, ત્યારે તેમણે એ ભાઈઓ પાસે એવું જાહેર બયાન કરાવ્યું કે હિંસાની ઉશ્કેરણી કરવાનો તેમનો જરા પણ ઇરાદો ન હતો. પણ જ્યારે એ જ અલી ભાઈઓ પર ૧૯૨૧ના અક્ટોબરમાં તેમના કરાચીના ભાષણને માટે કામ ચાલ્યું, ત્યારે ગાંધીજીએ એ જ વાત ત્રિચિનાપલ્લીમાં પોતાના ભાષણમાં કહી, અને આખા હિંદુસ્તાનની પાસે હજારો મંચ પરથી કહેવડાવી. એમની પાસે એક જ કસોટી છે — એ ભાષણ સંપૂર્ણપણે અહિંસક છે કે નહીં? ન હોય તો જેમ તેઓ ક્ષમા માગવા તૈયાર થાય છે, તેમ જો અહિંસક હોય તો તેને અંગે સરકારને સામો પડકાર આપવા પણ એટલા જ તૈયાર થાય છે. અહિંસા વિષે તેમના આવા વિચાર હોવાથી, ૧૯૨૧ના નવેમ્બરમાં જ્યારે મુંબઈમાં રમખાણ ફાટી નીકળ્યાં, અને ૫૩ માણસ મરી ગયા ને ૪૦૦ ઘવાયા ત્યારે તેમના દુઃખનો પાર રહ્યો નહીં, ને તેમણે પાંચ દિવસનો ઉપવાસ કર્યો.

## ૫. ગાંધીજી — તેમની 'વિસંગતિઓ'

મૉડરેટો કહે છે કે ગાંધીજીના આદર્શો અવહેવાર છે. ગરમ દળવાળા કહે છે કે તેમનો કાર્યક્રમ બહુ મોળો છે. બંને કહે છે કે તેમના આગલા પાછલા કામો એકબીજાના વિરોધી છે. આમ તેમના જીવન અને કાર્યને વિષે પરસ્પર વિરોધી અભિપ્રાયો ઉચ્ચારાય છે. પણ ગાંધીજી તો ખડકના જેવા અવિચળ રહ્યા છે, ને નિંદાસ્તુતિની તેમના પર અસર પડી નથી. તેમના જીવનને પ્રેરક સિદ્ધાંત ગીતાના નીચેના શ્લોકમાં વર્ણવેલો છે

નૈતિક અને આધ્યાત્મિક શસ્ત્રો વડે લડે છે સત્યાગ્રહી જાતે દુખ સહન કરીને જુલમનો સામનો કરે છે તે પશુબળની સામે આત્મબળને ઝીકે છે તે મનુષ્યમા રહેલી આસુરી સપદની સામે તેનામા રહેલી દૈવી સપદને ખડી કરે છે તે જુલમની સામે કષ્ટસહનનુ બળ રજૂ કરે છે તે શસ્ત્રબળની સામે અતરાત્માને ઊભો કરે છે તે અન્યાયનો સામનો શ્રદ્ધાથી, અસત્યનો સામનો સત્યથી, કરે છે ”

૧૯૩૯ મા તો ‘ સત્યાગ્રહ ’ શબ્દ ઘેરેઘેર જાણીતો થઈ પડ્યો છે, અને પીડિત લોકોના શસ્ત્ર તરીકે એની સર્વત્ર ગણના થાય છે, પછી એ પીડિતો બ્રિટિશ હિંદના હોય કે દેશી રાજ્યોના હોય જર્મન જુલમ સામે યહૂદીઓને, તથા જાપાની હુમલા સામે ચીનીઓને, તેનો પ્રયોગ કરવાની ભલામણ હોંશભેર કરવામા આવે છે

૧૯૧૩ મા કરાચીમા મળેલી મહાસભાની બેઠકે એક ઠરાવ પસાર કરેનો, તેમા “ગાધીજી અને તેમના અનુયાયીઓના શૂરાતનભર્યા પ્રયત્નો, અને હિંદના સ્વમાનની રક્ષા માટે ને હિંદીઓની હાડમારીઓ દૂર કરાવવા માટે તેમણે આપેલા અપૂર્વ આપભોગને માટે ” તેમની સ્તુતિ કરેલી ૧૯૩૧ મા કરાંચીમા ફરીવાર મળેલી મહાસભાની ૪૫ મી બેઠકમા ગાધીજીની તેમના શૂરાતન માટે દેશે ફરી સ્તુતિ કરી પણ આ વેળાના એમના પ્રયાસો દક્ષિણ આફ્રિકામા વસતા ખોબા જેટલા માણસો માટે નહોતા, પણ ૩૫ કરોડને માટે હતા, અને એ પ્રજાની મુક્તિને માટે સત્યાગ્રહના એ જ ચેતનદાયી ને શાશ્વત સિદ્ધાતના આધાર પર લડત શરૂ કરવામા આવી હતી

૧૯૧૪ મા ગાધીજી બ્રિટિશ સામ્રાજ્યના વફાદાર નાગરિક હતા વીસમી સદીની શરૂઆતમા તેમણે જેમ ઝુલુ બળવા ને બોઅર યુદ્ધ વખતે શુશ્રૂષા પથકો ઊભા કરેલા, તેવી રીતે ૧૯૧૮ મા મહાયુદ્ધને માટે રંગરૂટભરતીનુ કામ કરી સરકારને મદદ આપેલી પણ એમના યુદ્ધ વિષેના વિચારોમા હવે ઉત્તર દક્ષિણ ધ્રુવ જેટલો ફરક પડી ગયો છે ૧૯૧૮ ના ઓગસ્ટમા તેમણે અંગ્રેજોને રંગરૂટભરતીમાં બિનશરતે મદદ આપેલી છતા ૧૯૩૮ ના સપ્ટેમ્બરમા જ્યારે યુદ્ધના વાદળ યુરોપને માથે ઝઝૂમી રહ્યા હતા, ત્યારે તેમાથી હિંદને માટે લાભ ઉઠાવી લેવા સામે કે આગામી યુદ્ધમા જરા પણ ભાગ લેવા સામે

તેમણે સખત વિરોધ કર્યો હતો આ બે ચિત્રોનો જરા ઝીણવટથી અભ્યાસ કરવો ઘટે છે

૧૯૧૮ મા લોકમાન્ય તિલક પર એક મનાઈહુકમ બજાવવામા આવેલો કે તેમણે અગાઉથી જિલ્લા મૅજિસ્ટ્રેટની પરવાનગી લીધા વિના ભાષણ કરવુ નહીં એક અઠવાડિયા પહેલા જ તેઓ રંગરૂટભરતીનો કાર્યક્રમ ચલાવતા હતા, અને પોતાની સાચી દાનતની બાહેધરીરૂપે તેમણે મહાત્મા ગાંધીને રૂ ૫૦ હજારનો ચેક મોકલેલો, અને લખેલુ કે 'હુ અમુક શરતો ન પાળુ તો આ રકમ ડૂલ થાય ' એ એક જાતની હોડ થઈ હોડ એ હતી કે ગાંધીજી જો સરકાર પાસેથી એવું વચન મેળવે કે હિંદીઓને લશ્કરમા 'કમિશન'વાળા હોદ્દા અપાશે, તો લોકમાન્યે મહારાષ્ટ્રમાથી પાચ હજાર રંગરૂટ મેળવી આપવા ગાંધીજીનુ કહેવુ એ હતુ કે એ મદદનુ સાટુ ન કરાય એટલે તેમણે લોકમાન્યને ચેક પાછો મોકલી આપ્યો

૧૯૩૮ ના સપ્ટેમ્બરમા મહાસભાની કાર્યવાહક સમિતિ દિલ્હીમા રોજ રોજ બેસીને યુરોપ પર ઝઝૂમી રહેલા યુદ્ધના વાદળાને વિષે વિચાર કરતી હતી દેશમાં બે પ્રકારના વિચાર ચાલતા હતા એક વર્ગનો વિચાર એ હતો કે પહેલા બ્રિટનની જોડે હિંદના હકોને વિષે વાટાઘાટ કરી લેવી ને પછી તેને મદદ આપવાની હા પાડવી બીજો વર્ગ એમ કહેતો કે કોઈ પણ શરતે શસ્ત્રયુદ્ધમા મદદ ન આપવી ગાંધીજી આ બીજા વર્ગમા હતા ૧૯૧૮ મા તેઓ બ્રિટનને બિનશરતે મદદ કરવાના વિચારના હતા; પણ ૧૯૩૮ મા તેઓ એવા વિચાર પર આવ્યા હતા કે અહિંસાવાદીથી કોઈ પણ શરતે શસ્ત્રયુદ્ધમા મદદ કરી શકાય નહીં

૧૯૧૮ મા ગાંધીજીએ જે અનેક પ્રવૃત્તિઓ કરી તેમાની એક રૉલેટ બિલોની સામે હતી આજે તેઓ હિંદના અનેક દેશી રાજ્યોમા — ત્રાવણકોર, જયપુર, રાજકોટ, લીંબડી, ઘેનકનાલ વગેરેમાં — પૂરપાટ ચાલી રહેલા અન્તીના કાયદાઓની સામે લડત ચલાવે છે

૧૯૧૯ ના જુલાઈમાં ગાંધીજીએ સરકારની તથા પોતાના મિત્રોની સલાહ માની સત્યાગ્રહ તહકૂબ કર્યો ૧૯૩૪ ના એપ્રીલમાં ફરી પાછો તેમને પોતા સિવાય સહુને માટે સવિનય ભગ તહકૂબ કરવાનો પ્રસગ આવ્યો.

૧૯૧૯ મા તેમણે કહેલુ "મારી સામે એવો આરોપ મૂકવામા આવ્યો છે કે મેં સળગતી દીવાસળી ફેંકી કવચિત કરેલો મારો સત્યાગ્રહ એ જો સળગતી દીવાસળી હોય, તો રોલેટ કાયદો અને તે કાયમ રાખવાની જીદ એ તો હિંદભરમા વેરેલી હજાર દીવાસળીઓ જેવા છે સત્યાગ્રહ ટાળવાનો એકમાત્ર રસ્તો એ છે કે એ કાયદો પાછો ખેંચી લેવો ૧૯૩૪ ના એપ્રીલની ૭ મીએ, સવિનય ભગની લડત ફરી તહકૂબ કરતા તેમણે લખેલુ.

"મને લાગે છે કે જનસમૂહે સત્યાગ્રહનો પૂરો સદેશો ઝીલ્યો નથી કેમકે તે લોકો સુધી પહોચાડતા એમા ભેળસેળ થયેની છે મને સ્પષ્ટપણે સમજાયુ છે કે આધ્યાત્મિક સાધનોનો ઉપયોગ જ્યારે આત્મબળ વિનાના માણસો દ્વારા શીખવવામા આવે ત્યારે એ સાધનોની શક્તિને આચ આવ્યા વિના રહેતી નથી આધ્યાત્મિક સદેશો તો પોતે જ પોતાનો પ્રચાર કરી લે છે

"મારે સહુ મહાસભાવાદીઓને એવી સલાહ આપવી રહી કે અમુક ચોક્કસ અન્યાયોને બાદ કરતા સ્વરાજપ્રાપ્તિ માટેનો સવિનય ભગ તહકૂબ નાખવો તેઓ સવિનય ભગની વાત મારા એકલા પર છોડી દે મારા જીવન કાળ દરમ્યાન બીજાઓ મારી સલાહ સૂચના લઇને જ સવિનય ભગ કરે એ શાસ્ત્રને મારા કરતા વધારે જાણનારો કોઈ નીકળે ને તેના પર લોકોનો વિશ્વાસ બેસે તો જુદી વાત છે સત્યાગ્રહના જનક અને પ્રણેતા તરીકે હુ આ અભિપ્રાય આપુ છુ એટલે, મારી સીધી રીતે આપેલી કે આડકતરી રીતે માની લીધેલી સલાહને અનુસરીને જેઓ સ્વરાજને ખાતર સવિનય ભગ કરવા પ્રેરાય છે તે સહુ પોતાના સવિનય ભગને રોકી લે મારી પાકી ખાતરી છે કે હિંદુસ્તાનની આઝાદીની લડતને માટે આ આરામા સારો રસ્તો છે

"માનવજાતિની પાસે આ જે મોટામા મોટુ શસ્ત્ર છે તેને વિશે મારી તાલાવેલી ખરેખરી ને પાર વગરની છે"

૧૯૩૪ મા પટનાથી કાઢેલા એ જ નિવેદનમા તેમણે દુઃખ સાથે કહેલું કે "ઘણાઓના લૂનાપાગળા સવિનય ભગના ભવ્ય પરિણામો આવ્યા છે ખરા, છતા તેણે ખુનામરકી કરનારા ત્રાસવાદીઓ કે સરકાર બેમાથી એકેના હદય પર અસર નથી પાડી" પણ આજે (૧૯૩૯મા) આમાંના ૨,૫૦૦ મિત્રોએ

નજરકેદમાંથી છૂટીને અહિંસા વિષેની પોતાની શ્રદ્ધા જાહેર કરી છે, એ ગાંધીજીને સારુ સંતોષપ્રદ વસ્તુ છે

૧૯૧૯ મા સવિનય ભગની તહકૂબી પછી, ગાંધીજીને પજાબમા બનેના બનાવો વિષે ખબર પડી એ અણધાર્યા બનાવોથી તેમણે ઘણો જ આઘાત થયો અને તેમણે કબૂલ કર્યું કે "મેં હિમાલય જેવડી ભૂલ કરી એને લીધે સાચા સત્યાગ્રહીઓ નહીં પણ બૂરી દાનતવાળા લોકોને રમખાણો કરવાની તક મળી ગઈ"

૧૯૧૯ મા રાજ્યબધારણના સુધારાનો કાયદો થયો ત્યારે ગાંધીજીએ એવો મત પ્રગટ કર્યો કે, એ સુધારા અધૂરા ને અસતોષકારક હોવા છતા, મહાસભાએ બાદશાહી ઢંઢેરામા દર્શાવેલી લાગણીઓનો જવાબ વાળવો, અને એવો વિશ્વાસ પ્રગટ કરવો કે "અમલદારો તેમજ પ્રજા એકબીજાને સહકાર આપીને સુધારાનો અમલ એવી રીતે કરશે જેથી જવાબદાર રાજ્યતન્ત્રની સ્થાપના થવા પામે" આની સાથે ૧૯૩૭ નુ તેમનુ વલણ સરખાવો આ વેળા તેમણે સરકાર પાસેથી બાંહેધરી માગી છે કે ગવર્નરો તેમની અસાધારણ સત્તાઓ નહીં વાપરે, ને પ્રાંતના રોજેરોજના કારભારમા દખલ નહીં કરે સરકારને એ બાંહેધરી પાળવી પડી છે એને પરિણામે યુક્ત પ્રાત ને બિહારના રાજદ્વારી કેદીઓ છૂટવા પામ્યા છે, ઉક્ત પ્રાતના ગવર્નરની નિમણૂક બ નાઈ છે, જમીનદારી ને જમીન મહેસૂલને લગતા કાયદાઓમા મોટા ફેરફારો થવા છે, અને બારડોલીના ખેડૂતોની ખાલસા થયેલી જમીનો પાછી અપાઈ છે

અમૃતસરની મહાસભામા ગાંધીજીએ "સરકારની ધેલછાનો જવાબ સામી ઘેલછાથી ન વાળવો, પણ શાણપણથી વાળવો,' એવી ભલામણ કરી હતી આજે તેઓ દેશને ખાતરી આપે છે કે રાજકોટ ને બીજા રાજ્યોમા જ્યા સરકારો ગાંડપણુ કરી રહી છે ત્યા, જો લોકો માત્ર અહિંસા જાળવશે ને ગાંડપણની સામે શાણપણ દાખવશે તો, તેમને ફરી વિજય મ ળ્યા વિના નહીં રહે

હણાવું જોઈએ. ૧૯૨૦ માં એમની એ સ્થિતિ હતી; એ સ્થિતિ એમની આજે પણ છે. ૧૯૨૦ માં એમનો એ હાથ સરકારે તરછોડ્યો હતો; ૧૯૩૯ માં સરકાર તે હોંશભેર ઝાલવા ઇચ્છે છે.

પૂર્ણ સ્વરાજ ( કંપ્લીટ ઇન્ડીપેન્ડન્સ ) ને વિષે ગાંધીજીનું જે વલણ ૧૯૨૧ માં ને ૧૯૨૯ માં હતું તે પણ આ પ્રકારનો એક બીજો દાખલો પૂરો પાડે છે. ૧૯૨૧ માં તેમણે અમદાવાદમાં કહેલું :

“ તમારામાંના કેટલાક આ સવાલનો હળવે હૈયે વિચાર કરે છે એ જોઈ મને દુઃખ થયું છે. દુઃખ થવાનું કારણ એ છે કે એ વલણમાં બેજવાબદારી દેખાઈ આવે છે. જવાબદાર સ્ત્રીપુરુષો તરીકે આપણે પાછા નાગપુર ને કલકત્તાના દિવસો પર જવું જોઈએ. ”

૧૯૨૮ માં પૂર્ણ સ્વરાજ ( કંપ્લીટ ઇન્ડીપેન્ડન્સ ) નો સવાલ ફરી મહાસભાની સમક્ષ આવ્યો ત્યારે ગાંધીજીએ કહ્યું :

“ જેમ મુસલમાનો અલ્લાનું નામ લે છે કે ભાવિક હિંદુઓ કૃષ્ણ કે રામનું નામ ઉચ્ચારે છે, તેમ તમે મોઢેથી પૂર્ણ સ્વરાજનું નામ ભલે લો; પણ જો તેની પાછળ આત્મગૌરવનો ભાવ નહીં હોય તો પોપટની પેઠે એ મંત્ર ઉચ્ચારવાથી કશું નહીં વળે. તમે પોતે તમારાં વચન પાળવા તૈયાર ન હો તો પૂર્ણ સ્વરાજ કેમ કરીને આવશે ? પૂર્ણ સ્વરાજ એ કઠણ વસ્તુ છે. એ શબ્દોની કરામતથી મળે કે ટકે એવી નથી. ”

૧૯૨૯ ની ૩ જી ડિસેંબરે લોર્ડ અરવીન સાથેની વાટાઘાટ બંધ કરતાં તેમણે લગભગ પડકાર આપ્યો હતો કે પોતે દેશને પૂર્ણ સ્વરાજની લડતને માટે તૈયાર કરશે.

૧૯૨૨ માં ચૌરીચૌરાનો હત્યાકાંડ થયો. તેમાં એકવીસ પોલીસ સિપાઇઓ અને એક ફોજદારને જીવતા બાળી નાખવામાં આવ્યા, અને જે પોલીસ ચોકીમાં તેમને પૂરવામાં આવેલા તે પણ બાળવામાં આવી. એ બનાવ સાંભળીને ગાંધીજીએ સવિનય ભંગ અટકાવવાનો નિશ્ચય કર્યો. ૧૯૩૯ માં રણપુર ( ઉત્કલ ) માં કર્નલ બેઝલગેટનું ખૂન થયું ત્યારે તેમણે ઉત્કલનાં ઇસ્ટર્ન એજન્સીનાં રાજ્યોના પ્રજાજનોને એ જ સલાહ આપી. અહિંસાને

સર્વોપરિ મહત્ત્વની ગણનામા ગાંધીજીને પ્રતિષ્ઠાનો વિચાર કદી આડે આવ્યો નથી ૧૯૨૪ મા તેમણે જેલમાથી છૂટ્યા પછી એક નિવેદન કર્યું હતુ, તેમા કહેલુ કે “ ધારાસભાપ્રવેશ અસહકારથી વિસગત છે એ મારો મત હજુ કાયમ છે ’ છતા ૧૯૩૪ મા તેમણે જ સવિનય ભગ તહકૂબ કર્યો ત્યારે તેમણે જ ધારાસભાપ્રવેશમા સમતિ આપી, અને એ જ દિશામા છેક આગળ વધીને અમુક શરતે પ્રધાનપદો લેવાની પણ રજા આપી

૧૯૩૪ મા પટનાથી કરેલા એમના પ્રસિદ્ધ નિવેદનમા એમણે દેશી રાજ્યોને વિષે કહેલુ કે “ દેશી રાજ્યોની બાબતમા મેં જે નીતિને અનુસરવાની સલાહ આપેલી તેના કરતા સાવ જુદી જ રીતે કેટલાક લોકો કામ ચલાવી રહ્યા છે મેં એ વિષય પર ઊંડો વિચાર કરવામા ઘણા કલાકો ગાળ્યા છે, પણ હુ મારો વિચાર બદલી શક્યો નથી ”

૧૯૩૯ મા તેમણે પોતાનો વિચાર સાવ બદલ્યો, તેનુ કારણ એ જ હતુ કે દેશી રાજ્યોમા પરિસ્થિતિ બદલાઈ હતી દેશી રાજ્યોની પ્રજામા આવેલી નવી જાગૃતિથી તેમને એ પ્રજા પ્રત્યે એટલો બધો સમભાવ ઉપજ્યો હતો કે તેમણે દેશી રાજ્યોની પ્રજાને પોતાનો પૂરેપૂરો ટેકો આપ્યો, અને કહ્યુ કે રાજાઓએ કા તો તેમની પ્રજાને જવાબદાર રાજ્યતત્ર આપવુ, નહીં તો ભૂંસાઈ જવુ રહ્યુ છે

## ૬. ગાંધીજીની અંતરપ્રેરણા

ગાંધીજી જે નિશ્ચયો કરે છે તે સ્વયસ્ફૂર્તિથી કરે છે, મન સાથે લાબી દલીલો કરીને તેઓ નિશ્ચય પર આવતા નથી સદાચારી માણસને સત્ય અમરાની પેરે દેખાય, એ સદાચારનો પ્રતાપ છે તેમણે ૧૯૨૨ મા બારડોલીમા કરેલી સત્યાગ્રહતહકૂબી, ૧૯૩૦ નો મીઠાનો સત્યાગ્રહ, ૧૯૩૪ ની સત્યાગ્રહતહકૂબી અને ૧૯૩૯ મા સ્વીકારેલી દેશી રાજ્યો વિષેની નીતિ, એ બધા વિષેના નિશ્ચયો તેમણે આવી જ રીતે કરેલા તેમને પ્રકાશ એકાએક દેખાય છે ઘણીવાર તેઓ કહે છે કે ‘ મને પ્રકાશ દેખાતો નથી, ને હું તે મેળવવા પ્રાર્થના કરુ છુ ’ તેઓ જ્યારે પ્રકાશ જુએ છે ત્યારે તેમના દેશભાઈઓને તે વિચિત્ર લાગે છે, કેમકે તેમના ઉપાયો અપૂર્વ હોય છે ને ઘણુંખરુ તેનો વિચાર કરના કરી જાય છે એકવાર મહાસમિતિની બેઠકમા એક ગાડો

માણસ આવી ચડ્યો ને ધાંધલ કરવા લાગ્યો સ્વયંસેવકો તેને ઊંચકીને બહાર લઈ જવા માગતા હતા, તેમને ગાંધીજીએ રોક્યા, અને ત્રણસો માણસની સભાને કામકાજ રોકી વિખેરાઈ જવાનુ કહ્યુ પેલો ગાંડો સ્તબ્ધ થઈ ગયો * ચીરાળા–પેરાળા (આંધ્ર) મા સરકારે પ્રજાની મરજી વિરુદ્ધ પોતાની મરજી મુજબની મ્યુનિસિપાલિટી બનાવી, ત્યારે ગાંધીજીએ સલાહ આપી કે લોકોએ ગામ છોડીને ચાલ્યા જવુ અને લોકો ચાલ્યા ગયા પણ ખરા બારડોલી ને ચરસાડા (સરહદ પ્રાંત) ની નાકરની લડતમા તેમણે લોકોને હિજરત કરી પાસેના દેશી રાજ્યમા ચાલ્યા જવાની સલાહ આપી સરકારની ફોજનુ એ લોકોની સામે કંઈ ચાલ્યુ નહી ઉત્કલના નીલગિરિ રાજ્યમા રાજાએ પ્રજા પર દમન ચલાવ્યુ ત્યારે ગાંધીજીએ રાજાની સાન ઠેકાણે લાવવા સારુ લોકોને રાજ્ય છોડી હિજરત કરવાની સલાહ આપી ને લોકોએ તે માની *આ હામલાઓમા લોકોના વિજયનો આધાર તેમની સહનશીલતા ને હૃદયશુદ્ધિ પર* રહે છે પણ ગાંધીજીના અનુયાયીઓ હમેશા તેમની સાથે સમત થતા નથી તેમણે અનેકવાર ગાંધીજીના નિર્ણયોનો વિરોધ કર્યો છે ૧૯૨૨ ના ફેબ્રુઆરીમા તેમણે સવિનય ભંગ રોકી લેવાનુ જણાવ્યુ ત્યારે ઘણા એની સામે થયેલા ૧૯૨૪ મા અમદાવાદની મહાસમિતિમા ગોપીનાથ સહાને લગતા સિરાજગંજના ઠરાવ વિષે મત લેવાયા ત્યારે ગાંધીજી મહાસભામા રોયા રોવાનુ કારણ એ હતુ કે એમના કેટલાક વફાદાર અનુયાયીઓએ ગોરા ફ્લેમ્ડ ડેનુ ખૂન કરનાર જુવાન ગોપીનાથ સહાની પ્રશંસા કરવાના પક્ષમા મત આપેલો

ગાંધીજીની ટેવ આગની સાથે ખેલ ખેલવાની છે છતા એ જોખમ ભરેલા ખેલમાથી તેઓ હમેશા અણીશુદ્ધ પાર પડે છે તેમને અનેકવાર જેલમા પૂરવામા આવ્યા છે દરેક વખતે એ અગ્નિપરીક્ષાએ એમની કાયાની ધાતુને અધિક તેજસ્વી બનાવી છે લોકોના ગાંડપણને વિષે તેમણે અનેકવાર ખેદ પ્રદર્શિત કર્યો છે, અને મહાસભા પણ એ વિષે ખેદ પ્રદર્શિત કરે એવો આગ્રહ રાખ્યો છે ગમે તેટલી દૂર આવેલી કોઈક જગાએ હિંસા થવાને કારણે જ તેમણે પોતાની મનગમતી સામુદાયિક સવિનય ભંગની યોજનાઓ મુલતવી રાખવાનો નિશ્ચય કર્યો છે

* આ બનાવ ૧૯૨૧ ના ડિસેબરમા અમદાવાદમા મળેલી મહાસમિતિની બેઠકમા બનેલો — અનુવાદક

ગાંધીજી બોલે છે તેના કરતાં મૌન સેવે છે ત્યારે, મહાસભાની અંદર હોય છે તેના કરતાં મહાસભાની બહાર હોય છે ત્યારે, લોકો પર તેમનો પ્રભાવ વધારે પડે છે. ૧૯૨૫ ની આખરે કાનપુરમાં તેમણે રાજકીય વિષયો પરત્વે મૌન લીધું હતું, તે ૧૯૨૬ ની આખરે ગોહાટીમાં તોડ્યું. પણ આવા મૌન-કાળમાં તેમના મનમાં વિશાળ યોજનાઓનું બીજ રોપાય છે, ને તે વ્યવસ્થિત કાર્યક્રમરૂપે જન્મ પામે છે. એવો એક લાંબો કાળ તે ૧૯૨૫ ની કાનપુરની મહાસભા અને ૧૯૨૮ ની કલકત્તાની મહાસભા વચ્ચેનો હતો; ને તે પછી ૧૯૨૯ ની લાહોરની મહાસભામાં તેમણે પૂર્ણ સ્વરાજની ઘોષણા કરી ને નવી લડતનું મંગળાચરણ કર્યું. ગાંધીજી જેટલા એમના પ્રતિપક્ષીઓનો તેટલો જ પોતાના અનુયાયીઓનો પણ વિરોધ કેટલીકવાર કરે છે ને તેમની આકરી કસોટી કરી જુએ છે. એ કસોટીમાં તેઓ પાર ઊતરે તો ગાંધીજી તેમના વિચારો સ્વીકારી લે છે. પાર ન ઊતરે તો તેમને જતા કરે છે. એ જ રીતે તેમણે પહેલાં સવિનય ભંગના, પછી પૂર્ણ સ્વરાજના, ને છેવટે દેશી રાજ્યોના, સવાલમાં કામ લીધું છે. આજે દેશી રાજ્યોના પ્રશ્નમાં તેમનું મક્કમપણું જોઈ તેમના સાથીઓને અચંબો થાય છે ને વિરોધીઓ ખિજાય છે.

સત્ય એ ગાંધીજીની વ્યૂહરચના છે. અહિંસા એ તેમનાં શસ્ત્રાસ્ત્રો છે. તેઓ જે વાત કહે છે તે જ તેમના મનમાં હોય છે, ને જે મનમાં હોય છે તે તેઓ કરી બતાવે છે. લંડનમાં બીજી ગોળમેજી પરિષદમાં તેમણે કહેલું કે 'હરિજનોને અલગ મતમંડળો આપીને સરકાર હિંદુ કોમના ભાગલા પાડવા માગશે તો હું મારો જીવ હોડમાં મૂકીને એની સામે લડીશ.' તેમણે એ શબ્દો ઉચ્ચાર્યા ત્યારે તે પ્રમાણે વખત આવ્યે કરી બતાવવાનો તેમનો નિર્ધાર હતો. વિલાયતથી પાછા ફર્યા પછી મુંબઈમાં આઝાદ મેદાનમાં તેમણે (૨૮ ડિસેંબર ૧૯૩૧ ને રોજ) એ ફરીવાર ઉચ્ચાર્યો. ૧૯૩૨ માર્ચમાં યરવડા જેલમાંથી સર સૅમ્યુઅલ હોરને જે કાગળ લખ્યો તેમાં એ નિશ્ચય લખી જણાવ્યો. અને ૧૯૩૨ ના સપ્ટેમ્બરની ૨૦ મીએ 'આમરણ ઉપવાસ' શરૂ કર્યો. આજે તેઓ દેશી રાજ્યોને વિષે એક બીજો મોટો નિશ્ચય કરી રહ્યા છે, અને તેઓ સમૂહતંત્રને તોડશે એ વિષે શંકા નથી. તેમણે કહ્યું છે : "વળી, ઈશ્વરેચ્છા હશે તો, મને લાગે છે કે મેં અત્યારસુધીમાં ચલાવી છે એ સહુના કરતાં

મોગી ને સખત લડત લડવાના બળ ને ઉત્સાહ મારામા છે " ગાંધીજીના જીવન અને કારકીર્દીમા પરસ્પર વિરોધી દેખાતી વસ્તુઓ ઘણી છે એ વિરોધો ઉપરઉપરથી દેખાય છે ને કાલ્પનિક છે જે મનુષ્ય અત્યત ધર્મપરાયણ ને ઘણા જ વ્યવહારકુશળ હોય તેના કામકાજમા એવા વિરોધો દેખાય જ આદર્શનો વ્યવહારની સાથે, સાવચેતીનો સાહસ સાથે, પ્રણાલિકારક્ષણ સાથે ક્રાંતિની ભાવનાનો, ભૂતકાળ વિષેના પ્રેમની સાથે ભવિષ્યના સાહસનો, રાષ્ટ્ર વાદની સાથે વિશ્વપ્રેમનો, સયોગ સાધવો — ટૂંકમા કહીએ તો, સ્વતત્રતાની સાથે ભ્રાતૃભાવનો મેળ બેસાડવો, અને એ બનેમાથી માનવપ્રેમ ખીલવવો — એ આગગાડીના એન્જીનમા બ્રેક લગાડવી, ને પછી તેને રેલના પાટા પર, વળાક ચઢાણ ને ઉતાર પર થઈને સપાટાબધ દોડાવવા જેવુ છે ભારત વર્ષે જે નેતા મેળવ્યા છે તે પુરુષોત્તમ છે એ એનુ સદ્ભાગ્ય છે એ પુરુષવરને આજની દુનિયા સમજી શકતી નથી તેઓ એક ચમત્કારરૂપ થઈ પડ્યા છે દુબળા શરીરવાળા છતા તેઓ ઇશ્વરની વિભૂતિ છે, સ્થિતપ્રજ્ઞ છે, અવતાર છે તેમણે રાજકારણને ઊંચે ચઢાવી ધર્મની ભવ્ય કોટિએ પહોચાડ્યુ છે સમાજના સઘર્ષોમા નીતિ અને માનવદયાના અશો ઉમેર્યા છે માનવ માનની ધારાસભા અને જગત આખાનુ સમૂહતત્ર એ જે દૂરવર્તી સ્વપ્નાઓ છે તેને સત્વર ખરા પાડવાને તેઓ મથી રહ્યા છે

## ૩૩. જગતને ગાંધીજીનો સંદેશ

### કુમારી મોડ પીટર

હુ એક અગ્રેજ મહિલા, જે પુરુષના જીવન અને કાર્ય વિષે લખવા બેઠી છુ તે પુરુષે મારા દેશના ચારિત્ર અને આચરણની ટીકા કરવામા કચાશ નથી રાખી, ને તેમણે મોટે ભાગે મારા દેશનો વિરોધ જ કર્યો છે

છતા મને જ્યારે આ અભિનદન-ગ્રન્થ માટે લેખ આપવાનુ નિમત્રણ આપવામા આવ્યુ ત્યારે મેં તે નિર્ભયતાથી સ્વીકારી લીધુ કેમકે મને ખબર હતી કે ગાંધીજીએ જેમ એમના સ્વદેશની સેવામા જીવન સમર્પ્યું છે, તેમ તેમણે એથી મોટુ ને મોટા પરિણામવાળુ, માનવસેવાનુ કાર્ય પણ ઉપાડ્યુ છે તેથી મને લાગ્યુ કે જે દેશને જગતના ઇતિહાસમા તેમજ પોતાનો કારભાર

ચલાવવામાં જે કામ કરવાનું છે તેનું ભાન છે તે પ્રત્યેક દેશના આદર્શોની રક્ષા માટે ગાંધીજીએ પ્રયાસ કર્યો છે. દરેક વ્યક્તિની પેઠે દરેક પ્રજાને પણ બે પ્રકારનું કાર્ય કરવાનું હોય છે — એક તો પોતાની વિશિષ્ટ ઢબે જીવન ગાળવું, અને પોતાના કલ્યાણ માટે બને એટલી સારામાં સારી રીતે પોતાનો કારભાર ચલાવવો. બીજું કામ એ કે પોતે સર્વ પ્રજાઓના ને સમગ્ર માનવજાતિના વિશાળ કુટુંબનું એક અંગ છે એમ સમજીને જીવવું ને એ રીતે વર્તવું.

દરેક માનવસમૂહનું આ જે બીજું ને મોટું કાર્ય છે તેમાં મહાત્મા ગાંધી પેગંબર અને નેતા બનેલા છે. તેથી તેમનું કેવળ રાજકીય કામ મને પ્રમાણમાં ગૌણ લાગે છે. અને તેથી તેમણે અનાસક્તિ અને વિશ્વવ્યાપી પ્રેમના જે ગુણો કેળવવાનો સતત પ્રયાસ કર્યો છે તેની જ વાત હું કરું તો તે અજુગતું નહીં લેખાય. ભવિષ્યની પ્રજા પણ એ ગુણોનું જ વિશેષ સ્મરણ કરશે એમ મને લાગે છે.

ગાંધીજીએ પોતે કહ્યું છે : "હું રાજકારણમાં ભાગ લેતો દેખાઉં છું તેનું કારણ એ જ છે કે રાજકારણ આપણને આજે નાગચૂડની પેઠે ઘેરી વળેલું છે, અને એ ચૂડમાંથી છૂટવા માણસ ગમે એટલું મથે તોપણ છૂટી શકતો નથી. હું એ નાગની સાથે બાથ ભીડવા માગું છું......હું રાજકાજમાં ધર્મને દાખલ કરવા મથી રહ્યો છું."

જે મનુષ્યે આખા માનવસમાજનો નૈતિક પુનરુદ્ધાર કરવાનું, સ્વાર્થ, હરીફાઈ ને ક્રૂરતાને સ્થાને પરસ્પર ક્ષમા, ભ્રાતૃભાવ ને સહકાર સ્થાપવાનું, કામ માથે લઈ તેને જીવનનું મુખ્ય કાર્ય બનાવ્યું હોય, તે મનુષ્યના જીવનમાંથી આપણે શી આશા રાખી શકીએ ? શાણા પુરુષો તો એમાંથી નિરાશા, ભોંઠપ ને નિષ્ફળતાની જ આશા રાખે. અને હું કહેવા ઇચ્છું છું કે ગાંધીજીએ ગમે તેટલી સિદ્ધિ મેળવી હોય તે છતાં તેમનું જીવન વીરતાભરી નિષ્ફળતાના એક દૃષ્ટાંતરૂપ છે. સુધારકોએ રસ્તા પર પોતાનાં હાડકાં ગાળવાને તૈયાર રહેવું જોઈએ; કેમકે પેગંબર મૂસા જેમ સ્વભૂમિનાં દર્શન કરી શક્યા પણ તેમાં પ્રવેશ ન કરી શક્યા, એના જેવી સ્થિતિ સુધારકોની પણ થવાનો સંભવ રહે છે.

ગાંધીજીએ પોતે કહ્યું છે : "સુધારકનું કામ એ છે કે જે વસ્તુ અશક્ય

છે તેનુ જીવતુંજાગતુ પ્રદર્શન પોતાના આચરણમા કરાવી, અશક્યને શક્ય કરી બતાવતુ " સુધારક જ્યારે પોતાની અ૫તા ને મર્યાદાઓનો વિચાર કરે છે ત્યારે તે 'સ્તબ્ધ' બની જાય છે

ગાધીજીએ ચલાવેલી કેટલીક લડતોનો વિચાર કરીએ એ લડતોમા તેઓ હાર્યા છે, છતાં તેમા રહેલો પાઠ ચિરજીવ નીવડવાનો છે

પહેલી લડત તો યન્ત્રો સામેની યન્ત્રો સામે લડવાને તેઓ નીકળ્યા છે, હાથમા તલવાર કે તોપ નહીં પણ રેંટિયો લઈને એ પ્રયત્ન કરુણાજનક છે એમના ઘણા અનુયાયીઓએ એમને એ વાત કહી પણ છે એ પ્રયત્ન નિષ્ફળ જ જવાનો છતા રેંટિયાએ એના ગુજન દ્વારા એક સત્ય — આત્મામા સોસરુ ઊતરી જાય એવુ સત્ય — સભળાવ્યુ છે આપણામાના ઘણા તો એ સત્ય લાબા વખતથી ને દુ ખપૂર્વક સમજેલા છે

યન્ત્રોએ માણસની માણસાઈ હરી લીધી છે તે આપણા પર સવાર થઈ બેઠા છે આખુ હિંદુસ્તાન હાથે કાતશે તોયે યન્ત્રોને નહીં જીતી શકે પણ હિંદુસ્તાનનુ હાથકાતણ કદાચ આપણને આપણી ગુલામી દશાનુ ભાન કરાવી શકશે ખરુ અને આજના કરતા સાદુ ને મનુષ્યને વધારે છાજે એવુ જીવન ગાળવાની જે હાકલ આજે થઈ રહી છે તે માણસોને એવી પ્રેરણા આપશે કે તેઓ પોતાનુ પ્રભુત્વ જમાવે, યન્ત્રરૂપી અસુરને તેને યોગ્ય સ્થાને બેસાડે, તેને મનુષ્ય આત્માનુ માલિક નહીં પણ નોકર બનાવે, તેને અકુશમા રાખે, એટલુ જ નહીં પણ તે જ્યારે શરીર અને આત્માના સાચા કલ્યાણનો ઘાત કરે ત્યારે તેનાથી મળતો તાત્કાલિક અર્થલાભ પણ જતો કરે

બીજી લડાઈ તેમણે મનુષ્ય અને પશુના ઉપર થતી ક્રૂરતા સામે ચલાવી છે એમા તેમને જેમ પારકા લોકો સામે તેમ જ પોતાના લોકો સામે પણ લડવુ પડ્યુ છે તેમણે મનુષ્યોને વિનતી કરી છે કે " તેઓ માણસજાતની બહાર નજર નાખે, અને જીવમાત્રની સાથે પોતાની જે એકતા છે તે સમજે '

જીવમાત્ર પવિત્ર અને અવધ્ય છે એ સિદ્ધાન્તનુ તેમણે પ્રતિપાદન કર્યું છે તેની સાથેસાથે, તેમનુ હૃદય કેવળ કતલ થતા પશુઓના જ નહીં પણ ઉપેક્ષા પામેલા પશુઓના દુ ખો જોઈને પણ દ્રવ્યુ છે

એમણે ત્રીજી ને સૌથી મોટી લડાઈ તે જોહુકમી ને હિંસાની ભાવના સામે ચલાવી છે સાવ નિ શસ્ત્ર બનીને તેઓ માનવી બળ અને આવેશની સામે ધસી ગયા છે, તેમણે પાસે એક જ શસ્ત્ર રાખ્યુ છે, અહિંસાનુ

તેઓ ફરીફરીને હાર્યા છે — એમના શત્રુઓને જ હાથે નહીં, મિત્રોને હાથે પણ હાર્યા છે એ વધારે દુ ખદ વસ્તુ થઈ પડી છે હિંસાથી ભરેલી દુનિયામા અહિંસા કેવી રીતે ટકી શકે, એ અહિંસાનો જે કોયડો છે તે ઉકેલતા એમને ઘણી મુશ્કેલી પડી છે

આ વિષયમા ગાધીજીએ નિષ્ફળતાના વિજયનુ સારામા સારુ દર્શન કરાવ્યુ છે કેમકે તેઓ કહે છે કે અહિંસાનો ખરેખરો અમલ કદી થયો જ નથી

તેઓ કહે છે "એને અજમાવી જુઓ કેમકે આપણે જ્યા લગી શરીરબળ વડે આત્મરક્ષા કરવાનુ બધ ન કરીએ ત્યા લગી આત્માના બળનો ખરેખરો ખ્યાલ આપણુને આવી શકવાનો નથી"

'હુ જુલમગારની તલવારની ધારને છેક જ બૂઠી બનાવી દેવા માગુ છુ—એની સામે વધારે ધારવાળુ શસ્ત્ર મૂકીને જ નહી, પણ હુ શરીરબળથી એનો સામનો કરીશ એવી એની જે અપેક્ષા છે તેને વિફળ બનાવીને એને બદલે હુ આત્મબળ વડે જે સામનો કરીશ તેની સામે તે ટક્કર ઝીલી નહીં શકે એ સામનો જોઈ ને પહેલા તો તે અજાઈ જશે, અને છેવટે એનુ બળ કબૂલ રાખશે એ કબૂલાતથી તેને ભોઠપ નહીં ભોગવવી પડે, પણ તે ઉનત બનશે આ આદર્શ સ્થિતિ છે એમ કદાચ કોઈ કહે, અને વસ્તુત છે પણ ખરી"

અહીં આપણે શ્રદ્ધા, અને નિષ્ફળતાનો સ્વીકાર, એ બેનો સયોગ જોઈએ છીએ તેઓ જે નીતિ બતાવે છે તેને વિષે તેમને શ્રદ્ધા છે તેની સાથેસાથે એવુ ચોકસ ભાન પણ છે કે એના સપૂર્ણ અમલને માટે સમય કદાચ આગળ પર આવે, પણ અત્યારે તો આવ્યો નથી

ત્યારે શુ, એક કવિએ ખેદ પ્રદર્શિત કરેલો તેમ, આપણે પણ ખેદ પ્રગટ કરીશુ, અને કહીશુ કે ગાધીજીએ પોતાના ઉપદેશ અને આદર્શોને માનવી જીવન અને રાગદ્વેષના રણક્ષેત્રમા એવી રીતે ઉતાર્યા છે કે હાલ તુરત

તો અમુક અંશે પણ એને નિષ્ફળતા દેખાઈ આવે, એ દુઃખની વાત છે? હા, અને ના.

હા; કેમકે માનવજીવનના કેટલાક ઊંચામાં ઊંચા આદર્શોનું દેવાળું નીકળેલું જોવું આપણને ગમે એમ નથી.

હા; કેમકે એક પેગંબર જગતની જંજાળ ને તેના ઝઘડાઓથી પર રહેવાને બદલે તેમાં ઘસડાય એ દેખાવ આપણને ગમે એવો નથી.

ના; કેમકે આ લડાઈમાં જે પશુતાનું પ્રદર્શન થાય છે તે જોઈને માણસોની આંખો ઉઘડી છે, ને તેઓ કેટલાક આદર્શો જોઈ શક્યા છે. આ લડાઈ ન થઈ હોત તો એ આદર્શોનું શાન્ત ગૌરવ જળવાઈ રહેત ખરું, પણ તે ખોબા જેટલા વિચારશીલ માણસોનાં મનમાં જ રહી જાત. યહૂદીઓએ ઈસુ ખ્રિસ્તના મુખ પર ઘા કર્યો તે પહેલાં તેમને એ સુખનાં દર્શન તો કરવાં જ પડેલાં. અને માણસો નમ્રતા ને ઉદારતાના સંદેશાને તરછોડે તે પહેલાં એમને એ સંદેશા સાંભળવો તો પડે જ છે.

આપણે લડવા બેસીએ તો ઉઝરડા તો ભરાય જ. વળી લડવા ઊતરીએ એટલે જે જગાએ ઘા કરવા જેવા હોય ત્યાં કરવા પણ પડે. આમ મહાત્માજીની રાજકીય લડતમાં સારા ને બૂરા બંને અંશો આવી ગયા છે.

પણ આ જે તાત્કાલિક હરીફાઈઓ ને કલહો છે તેનાં ધાંધલ અને ઉત્પાતમાં થઈને એક માનવી સંદેશો સંભળાય છે. એ સંદેશો આખી માનવજાતિને ઉદ્દેશીને ઉચ્ચારાયેલો છે. એ સંદેશો પૂર્વ અને પશ્ચિમ બંનેને માટે છે. એ સંદેશો એક હિંદુએ આપેલો છે ખરો, પણ તે મોટે ભાગે ખ્રિસ્તી ધર્મની ભાષામાં અપાયેલો છે.

તેથીજ, મહાત્મા ગાંધીની રાજનીતિમાં જે કંઈ સ્થાનિક અને શુદ્ધ રાષ્ટ્રીય અંશો છે તે સર્વની હું ઉપેક્ષા કરું છું, ને તેમનાં જીવન અને કાર્યને મારા દેશને નામે તેમજ જગતના સર્વ દેશોને નામે સ્વીકાર કરું છું.

## ૩૪. ગાંધીજીનું શાણપણ

### હેનરી પોલાક

આજના મહાપુરુષોને વિષે આંક મૂકવાનો, અને જગતના આચારવિચારમાં તેમણે આપેલા ફાળાની ચર્ચા કરવાનો, સમય જ્યારે આવશે ત્યારે,

રચનાત્મક સેવા અને મહત્તા બંનેની દૃષ્ટિએ વિચાર કરતાં, હિંદુસ્તાનના આ સર્વશ્રેષ્ઠ નેતાના પહેલાં કોઈ પણ નામ મૂકી શકાય એવું નહીં હોય. જગતમાં બીજા કેટલાક નેતાઓ એવા છે જેમનાં નામ લોકોની જીભે વધારેવાર ચડે છે. તેઓ જીવનના નહીં પણ મૃત્યુના નેતા છે. તેઓ ગિરિશિખર તરફ લઈ જનારા નહીં પણ ઊંડી ખાડમાં નાખનારા નેતા છે. તેઓ પ્રેમ અને અહિંસા ફેલાવનારા નહીં પણ દ્વેષ અને હિંસા ફેલાવનારા નેતા છે. એ નેતાઓ માનવ સમાજને પાછા જંગલી દશા તરફ લઈ જાય છે; તેને આજના કરતાં ઉચ્ચતર ને ઉદાત્ત એવી સંસ્કૃતિ તરફ આગળ વધારતા નથી. એ નેતાઓ અમુક જાતિ કે કોમ બીજી જાતિઓ ને કોમોના કરતાં 'ઊંચી' હોવાનો દાવો કરનારા છે. એ સિદ્ધાન્તને તેમણે દેવરૂપ માની તેની ખોટી પૂજા શરૂ કરી છે. માનવમાત્ર ભાઈભાંડુ છે, 'એકપિતાપરિવાર' છે, અને ઈશ્વર સહુનો પિતા છે, એ સિદ્ધાન્ત તેમને રુચતો નથી.

પણ ઇતિહાસના છેક પ્રાચીન કાળ તરફ નજર નાખનાર, એ ઇતિહાસના પાઠો હૃદયમાં ઉતારનાર ને તેનાં પરિણામો નિહાળનાર, કોઈ પણ માણસ નિઃશંકપણે કહી શકશે કે લાંબે ગાળે આ નવા ચક્રવર્તીઓની હિંસાનો નહીં પણ ગાંધીજીના અહિંસાના શિક્ષણનો જ વિજય થવા પામશે. ગાંધીજીના વિજયો આત્માના ક્ષેત્રમાં થાય છે; ને એથી માનવજાતિના પુનર્જન્મનું બીજ વવાય છે. પેલા ચક્રવર્તીઓના વિજયો જડ પદાર્થોના ક્ષેત્રોમાં હોઈ એમના માર્ગો લોહી અને આંસુથી છવાયેલા છે. ગાંધીજી જાતે કષ્ટ સહીને વિરોધીઓને જીતવા માગે છે. પેલા ચમરબંધીઓ પોતાના માર્ગમાં આડે આવનાર દરેક ચીજ અને દરેક મનુષ્યનો નિષ્ઠુરપણે નાશ કરે છે.

ઘણાં વરસ પર ગાંધીજીએ મને કહેલું: "લોકો કહે છે કે હું ધર્મપરાયણ માણસ છું ને રાજકારણમાં ફસાઈ પડેલો છું. ખરી વાત એ છે કે રાજકારણ એ જ મારું ખરું ક્ષેત્ર છે, ને તેમાં રહી હું ધર્મપરાયણ થવા મથી રહ્યો છું." એ વચનોમાં માનવી અપૂર્ણતાની, નમ્રભાવે કરેલી, કબૂલાત છે. એમની એ અપૂર્ણતા પ્રયત્નપૂર્વક અને આત્મનિગ્રહ દ્વારા પૂર્ણત્વની આજના કરતાં ઊંચી પાયરીએ જવા મથી રહી છે. 'સત્યશોધક' તરીકેની તેમની પચાસ વરસની યાત્રામાં તેમણે વિચાર અને વર્તનની જે ભૂલો ફરીફરીને કરી

છે ને જે તેમણે કબૂલ કરી છે તેનો ખુલાસો તેમનાં આ વચનમાંથી મળી રહે છે. 'सत्यान्नास्ति परो धर्मः' એ સૂત્રનાં એકધારાં ઉપાસના ને અનુશીલનમાં તેઓ કદી પણ ચૂક્યા નથી એ આપણે જોઈ શકીએ છીએ. એ જોવા માટે આપણે અમુક પરિસ્થિતિ વિષેના એમના અભિપ્રાય સાથે કે તેને પહોંચી વળવાને તેમણે યોજવા ધારેલા ઉપાયમાં સંમત થવું જ જોઈએ એવું નથી. અડગ નિષ્ઠાથી ને અવિરતપણે સત્યની ઉપાસના કરવી, ને તેના પરની શ્રદ્ધા કદી ચળવા ન દેવી, એથી વધારે આપણે કોઈ પણ માણસ પાસેથી શું માગી શકીએ ? તે જો કેટલીકવાર ઠોકર ખાય ને તેનો પગ ડગમગતો લાગે, તો આ રસ્તે જતાં એવા અનુભવો ક્યા માણસને નથી થતા ? ગાંધીજી તો એને ચેતવણીની નિશાનીરૂપ ગણે છે; તે જોઈને પાછા ફરે છે; અને સ્થિર પગલે ને ખરી દિશામાં ચાલીને પોતે ઠરાવેલે અન્તિમ મુકામે જવા મથે છે.

એ યાત્રામાં તેઓ ઘણા પાઠ શીખ્યા છે, અને તેમણે વ્યવહારજ્ઞાનનો મોટો ભંડાર પ્રાપ્ત કર્યો છે. એ રસ્તે જનાર સર્વ યાત્રીઓ એ જ્ઞાનભંડારના ભાગીદારો બને છે. પોપટિયા મન્ત્રોચ્ચારથી ગાંધીજીને સન્તોષ નથી એ મન્ત્રોમાં એવો અર્થ હોવો જોઈ એ જેનું માનવજીવનની સામાન્ય પ્રવૃત્તિઓ સાથે અનુસંધાન થઈ શકે એમ હોય. વળી એ મન્ત્ર યા સિદ્ધાન્ત સર્વ સ્થળ-કાળમાં લાગુ પાડી શકાય એવા હોવા જોઈએ. એમ ન હોય તો એ સિદ્ધાન્ત સત્યની કસોટીમાં ટકી ન શકે ને ખોટા ગણાય. તેથી નીચેની કંડિકામાં તેમણે અહિંસાને જીવનધર્મ તરીકે વર્ણવી છે તે વાંચીને આપણને આશ્ચર્ય ન થવું જોઈએ :

" માણસ જો બીજાઓ સાથેના અંગત વ્યવહારમાં અહિંસાનો ( જેને ગાંધીજીએ બીજે એક ઠેકાણે સત્યનું ' પરિપક્વ ફળ ' કહી છે ) પ્રયોગ ન કરે, ને મોટાં કામોમાં તેનો પ્રયોગ કરવાની આશા સેવે, તો તે ઘણી મોટી ભૂલ છે. અહિંસાની શરૂઆત કુટુંબથી થવી જોઈએ. અને વ્યક્તિએ અહિંસાની તાલીમ લેવાની જરૂર છે. પ્રજાએ તો એવી તાલીમ લેવાની ઘણી વધારે જરૂર છે. માણસ મિત્રો સાથે અહિંસક રહે ને પારકાઓ પ્રત્યે હિંસક થાય એ ન બની શકે. નહીં તો મિત્રો પ્રત્યેની અહિંસા પણ સાચી અહિંસા ન ગણાય. ઘણીવાર તો એવી અહિંસા દેખાવ પૂરતી જ હોય છે. આપણી સામે સામનો યા

પ્રતિકાર થાય ત્યારે જ આપણી અહિંસાની કસોટી થતા પામે શિષ્ટ સભ્ય માણસોની વચ્ચે આપણે રહેતા હોઈએ ત્યારે આપણા વર્તનને અહિંસક ન કહી શકાય પરસ્પર સહિષ્ણુતા એ અહિંસા નથી એટલે, અહિંસા એ જીવનધર્મ છે એવી દૃઢ પ્રતીતિ થાય કે તરત જ આપણી સામે હિંસા કરનાર પ્રત્યે આપણે એ અહિંસાનો પ્રયોગ કરવો જોઈએ એ નિયમ વ્યક્તિઓને તેમજ રાષ્ટ્રોને પણ લાગુ પડવો જોઈએ એને માટે તાલીમની જરૂર તો બેશક છે જ અને શરૂઆત તો હમેશા નાની જ હોય પણ આપણામા શ્રદ્ધા હોય તો બાકીનુ બધુ આપોઆપ થઈ રહેશે"

આ જાતનો ઉપદેશ ભારતવર્ષમા (તેમજ પાલેસ્ટાઈનમા) પ્રાચીન કાળથી અપાયો છે પણ આજના આપખુદ સરસુખત્યારોને એમા નર્યું ગાડપણ જ દેખાવાનુ એ સરસુખત્યારોનુ સત્તાલોભી રાજકારણ જગતને પ્રિય એવી સર્વ ઉદાત્ત વસ્તુઓનો સહાર કરવા બેઠુ છે આજના જમાનાના સત્તાલોભ અર્થલોભ, વિજય અને નિર્દયતાના, તથા હિંસા અને ક્રૂરતાના, ભોગ થઈ પડેલા આજના લોકોને પણ અહિંસાના આ ઉપદેશમા નર્યું ગાડપણ દેખાતુ હશે ગાધીજી અને તેમના આધ્યાત્મિક પૂર્વજોએ શીખવ્યુ છે કે વેરને અવેરથી—પ્રેમથી—જીતી શકાય છે, માણસોએ પડોશીના પર પોતાના જેટલો જ પ્રેમ રાખવો જોઈએ, અને આપણે એકબીજાના ભાઈભાડુ છીએ આવુ શિક્ષણ આપનારાઓની જ વાત સાચી ઠરે એમ ન બને? અત્રજવરના ઝડપવાળા સાધનો, અને તાર, ટપાલ, રેડિયોવાળી આજની દુનિયામા, જ્યા માહોમાહે વિચારોની આપલે ચાલી રહી છે ને જગત પરસ્પરાવલમનથી જ ચાલી શકે એમ સમજાવા લાગ્યુ છે, ત્યા આ નવા પેગમ્બરે આધુનિક ભાષામા ઉચ્ચારેલા આ પ્રાચીન ઉપદેશને આચરણમા ઉતારાય તો જ મનુષ્ય જીવતો રહી શકે અને તેના ઉચ્ચ ને ઉદાત્ત સિદ્ધાન્તો ટકી શકે, એમ ન બને?

બીજા અગ્રેસરોને 'નેતા' એ નામ અપાયુ છે, અને ગાધીજીને 'મહાત્મા' ઉપનામ (તેમને અણગમતુ છતા) અપાયુ છે, એ નિરર્થક નથી ત્રીસ વરસ પર એ 'મહાત્મા'એ લખેલુ "આત્મબળ એ અજોડ વસ્તુ છે તે શસ્ત્રબળને ટપી જાય એવુ છે તો પછી એને કેવળ નિર્બળનુ શસ્ત્ર કેમ ગણી શકાય? જે માણસો શરીરબળ કે શસ્ત્રબળ વાપરે છે તેમનામા સત્યાગ્રહીમા આવશ્યક ગણાય એવી હિંમતનુ નામ નથી હોતુ

સાચો સુભટ કોણ? જે મૃત્યુને પરમ મિત્ર ગણે છે તે મન પર સંયમ હોવો આવશ્યક છે એ સંયમ સધાય એટલે માણસ મુક્ત થયો સમજવો તેની દૃષ્ટિમાત્રથી શત્રુ મહાત થઈ જાય" વળી તેમણે દૃઢતાપૂર્વક ને વિનાસંકોચે કહેલું "મારા મનમાં એવી અડગ શ્રદ્ધા છે કે જો એક પણ સત્યાગ્રહી છેવટ સુધી ટકી રહે તો જીત મળ્યા વિના ન જ રહે આ અહિંસાનો સિદ્ધાન્ત પોતે નવો શોધી કાઢ્યો છે એવો ગાંધીજીનો દાવો નથી.

ધર્મની ઠેકડી કરવી, અને તેને મનુષ્યના અજ્ઞાન ને બેવકૂફીનો એક વહેમભર્યો અનર્થ ગણી ફગાવી દેવો, એવો એક ઘો એક પેઢી પહેલાંના જુવાનોમાં હતો, તે પાછો આજના જુવાનોમાં પણ દેખાય છે હિંદુસ્તાનમાં પણ આ ખોટી ફિલસૂફીનો પવન વાઈ રહ્યો છે ને ઘણા યુવક યુવતીઓ તેનો ભોગ થઈ પડેલા છે તેમને સ્વદેશના પ્રાચીન જ્ઞાનગ્રન્થોમાંથી બોધ ન લેવો હોય, તો તેમના રાષ્ટ્રનાયકના નીચેના વચનોને તો કાને ધરવા ઘટે જ છે

"ધર્મ એ આપણી બહાર રહેલી વસ્તુ નથી તેને આપણા અંતરમાંથી જ ખીલવવાની છે તે આપણી અંદર પડેલી જ છે કેટલાકને એનું ભાન હોય છે, કેટલાકને નથી હોતું પણ એ તો હમેશાં આપણા અંતરમાં મોજૂદ હોય જ છે આપણે જો કોઈ પણ સત્કાર્ય કરવું હોય અથવા ચિરકાળ ટકે એવું કામ કરવું હોય, તો આપણે આપણામાં પડેલી આ ધર્મવૃત્તિને જગાડવી જ રહી એ કામ આપણે ચાહે તો બાહ્ય સાધનની મદદથી કરીએ, અથવા ઠીક લાગે તો અંતરવિકાસથી કરીએ"

તે જ પ્રમાણે તેઓ કહે છે કે અહિંસા એ સત્યનો આત્મા છે, અને અહિંસા એ પરમ ધર્મ છે અને વધારામાં ઉમેરે છે "તમે તમારા પ્રેમને —અહિંસાને— એવી રીતે પ્રગટ કરો કે તમારા કહેવાતા 'શત્રુ'ના હૃદય પર તેની ન ભૂંસાય એવી છાપ પડે તો સામો માણસ એ પ્રેમનો જવાબ પ્રેમથી વાળ્યા વિના ન જ રહે"

જે જમાનાએ ટૉલ્સ્ટૉયની પછી આટલા ટૂંકા વખતમાં બીજા એક મહાન 'માનવપ્રેમી'ને પેદા કર્યા છે તે જમાનામાં જીવવું એ એક લહાવો છે જગતના નાના મોટા ઋષિઓ ને સાધુસંતો પેગંબરો ને ભક્તો વગેરે

વરણુને કેવુ શુદ્ધ બનાવે છે, અને ઘોર અધકારમા કેવો પ્રકાશ ફેલાવે છે! પેઢીએ પેઢીએ ને યુગે યુગે આપણા આત્માને શુદ્ધ કરવામા આપણને મદદ કરનાર આ આધ્યાત્મિક 'ઝાડુવાળા' જગતમા ન નીપજતા હોત તો આપણી કેવી દશા થાત?

ઑલીવ શ્રાઈનર નામની એક કવયિત્રીએ પોતાના એક ગદ્યકાવ્યમા 'સત્યરૂપી પખી'ને શોધનાર એક માણસના સાહસોનો ચિતાર આપ્યો છે એ પખીને તેણે એકવાર સ્વપ્નમા જોયેલુ કાવ્યના ઉપસહારમા આપણે એને પેના પખીનુ એક ખરી પડેલુ પીંછુ હૈયા સરસુ ચાંપીને પર્વતના શિખર પર છેલ્લા શ્વાસ લેતો જોઈએ છીએ ગાધીજીએ તેમના સિત્તેરમા વરસમા આપણને જે સદેશો આપ્યો છે તે એવુ જ એક પીંછુ છે આપણા મરણ વખતે આપણે એને હૈયા સરસુ ચાપીએ ને તેને પોતાનુ કરીએ તો આપણુ અહોભાગ્ય ગણાય.

# ૩૫. આત્માનો વિજય

## લેવેલીન પૉવીસ

હુ પાકો બુદ્ધિવાદી છુ આ દુનિયાનુ જીવન મને ગમે છે એટલે મહાત્મા ગાધી જેવા અસાધારણ પુરુષને વિષે મારા મનમા ઊઠતા વિચાર સ્પષ્ટ ભાષામા મૂકવા એ મારે માટે સહેલી વાત નથી એક વાત દેખીતી છે આપણા જમાનામા તેઓ પ્રગટ થયા છે એ હકીકત તરફ આપણે દુર્લક્ષ કરી શકીએ એમ નથી આપણી આજની બજારુ દુનિયામા આપણે લોલુપ્સુકની પેઠે એ પુરુષની તરફ આકર્ષાઈએ છીએ આપણા કોઈ પણ રોજિંદા છાપામા, સાધારણ વેપારની ખબરોની વચ્ચેથી જ્ઞાન અને ગાભીર્ય પ્રગટાવની તેમની મુખાકૃતિને ડોકિયુ કરતી જોતાવેંત આપણા આત્માની હમેશાની તન્દ્રા ઊડી જાય છે મે સાભળ્યુ છે કે ચીનના કેટલાક ભાગમા ઘોળા ચામાચીડિયા જોવામા આવે છે આ વિરલ પુરુષની છબિઓમા દેખાતી એમની મુખાકૃતિ એવા વિચિત્ર ને અસાધારણ પ્રાણીઓના મેળ કરતા જરાયે ઓછી વિચિત્ર નથી લાગતી એમની આખો જાણે જીવનના ગૂઢમા ગૂઢ ઊડાણોને વેધીને સોસરી ઊતરી જતી દેખાય છે એમના કાન એમના સ્વભાવની જે મીઠાશ દેખાડી આપે

છે તેવી મીઠાશ પૂર્વમા કે પશ્ચિમમા ભાગ્યે જ જોવા મળે છે આપણા જમાનામા પ્રેમની શક્તિનુ પારખુ જેવુ સફળતાપૂર્વક એમણે આપ્યુ છે તેવુ બીજા કોઈ માણસે નથી આપ્યુ એ પ્રેમ તે દ્રાક્ષની વાડીઓ ને અનાજના ખેતરો વિષેનો કુદરતપ્રેમ નથી, પણ યોગી કે ભક્તનો — ખ્રિસ્તીનો તેમજ હિંદુનો — ઈશ્વરપ્રેમ છે એ પ્રેમ તે આપણા પશુતાભર્યા સ્વભાવથી સાવ ઊલટી વસ્તુ છે

ગાધીજીની આત્મકથા વાચતાં આપણને શરીર ઉપર આત્માએ મેળવેલા વિજયનુ ખરેખરુ દર્શન થાય છે તેમણે આત્મદર્શન માટે કેવી ઉગ્ર સાધના કરી છે! તેઓ કેટકેટલા ધર્મસકટોમાથી પસાર થયા છે! આ પૂજ્ય પુરુષના ધર્મનિષ્ઠ મનમા જે કોયડા ઊઠ્યા કરે તે સ્વચ્છદે વિહરનાર માણસને તો વિચિત્ર જ લાગે છે ગાધીજી ગાયનુ દૂધ ન પીવાનુ વ્રત લે છે, અને પછી બકરીના દૂધનો ઘૂંટડો ભરતા તેમના મનને શકા થાય છે કે રખેને એથી મૂળ વ્રતનો ભગ તો ન થાય! તેઓ એક વાછરડાને રિબાતુ જુએ છે, તેનો રોગ મટવાની આશા દેખાતી નથી, ને તેમને વિમાસણ થાય છે કે એ વાછડા પર દયા લાવીને તેને મારી નાખવુ ઉચિત છે કે નહીં? વળી બીજો એક કોયડો ઊભો થાય છે ખેડૂતોના પાકનો રજાડ કરનાર વાદરાને —' આપણા તોફાની ને ચમરાક પિતરાઈઓને '— માર્યા વિના કેવી રીતે નસાડી શકાય? આ સૂક્ષ્મ ને અટપટા કોયડાઓનો સબધ હિંદુઓના ગોપૂજાના સિદ્ધાન્ત સાથે છે એ આપણે જોઈ શકીએ છીએ ગાધીજી એ સિદ્ધાન્તનો બહુ જ વિશાળ અર્થ કરે છે મનુષ્યેતર પ્રાણીઓ ગમે તેવા નાના ને રાક હોય તોપણ તેમને આશ્રય આપવાનો ને તેમનુ રક્ષણ કરવાનો મનુષ્યનો ધર્મ છે, એમ માણસે સમજવુ જોઈએ — એ ગોપૂજાનો ગાધીજીએ કરેલો અર્થ છે ગાધીજીની ધર્મવૃત્તિ ભલે આકરી હોય, પણ તે બહુ નિશ્ચિત અને નિ સશય પણ છે પ્રાણીઓને જીવતા ચીરવાની જે ભૂડી પ્રથા પશ્ચિમમા ચાલે છે તેમા રહેલા અધર્મની તેઓ સખત ઝાટકણી કાઢે છે

આ અભિજાત પુરુષ તરફ ગોરા લોકોએ ઘણીવાર જે વર્તન કર્યું છે તે તેમને માટે એક અતિશય શરમાવનારી વસ્તુ રહેશે તેમને અપમાનો, ધક્કામુક્કી, ધમકીઓ ને મારપીટ વેઠવા પડ્યા હતા, અને એકવાર તો

ડરબનમાં ગોરાઓના ટોળાએ તેમને મરણતોલ માર માર્યો હતો. છતાં તેમણે મનમાં કડવાશ આવવા દીધી નથી, પણ સ્વાર્પણ અને નિશ્ચયપૂર્વક પોતાની કલ્પનાઓ અનુસાર કામ કરવું ચાલુ રાખ્યું છે. આવી નાનકડી કાયા, બટકણાં હાડકાનાં આ માળો, આવડા મોટા પ્રચંડ આત્માનું રહેઠાણ શી રીતે બનવા પામ્યાં છે? શોરબકોર કરતી દુનિયાના તિરસ્કારથી તેમનું મન વિચળ થતું નથી, તેમજ તેની સ્તુતિથી પણ તેઓ હરખાઇ જતા નથી. તેમનું આત્મગૌરવ એટલું બધું ઊંચી કોટિનું છે કે તેઓ અતિશય ક્ષોભ આપનારાં શારીરિક અપમાનો વેઠવા છતાં ચિત્તની શાન્તિમાં ભંગ પડવા દેતા નથી. તેમને ઠેરઠેર સતામણી વેઠવી પડી છે; ક્યારેક તેમને રેલગાડીમાથી ઉતારી મૂકવામાં આવ્યા છે; ક્યારેક તેમણે ગિરમિટિયાઓનું સફાઈકામ કરવા સારુ શરીરને નીચું નમાવ્યું છે; ક્યારેક તેઓ સ્વજનની સેવા કરે એવી રીતે અસ્પૃશ્ય ગણાતા હરિજનોની સેવા કરે છે. છતાં તેમની સરળતા ને સજ્જનતા જરાયે ઓછી થતી નથી. આપણા પોતાના ધાર્મિક તેમજ સામાજિક આદર્શવાદી માણસોમાં જે ગર્વ અને ઘમંડ જોવામાં આવે છે, તેની કલ્પના સરખી ગાંધીજીને વિષે કરવી અશક્ય છે. તેમની પ્રતિભા અભ્રના જેવી નિર્મળ અને વિમુક્ત છે; અને કોઈ સાચી વાત તેમના સાંભળવામાં આવે તો પોતાનો વિચાર કે જૂનો રીત-રિવાજ તેઓ રાતોરાત બદલે એવા છે. ગાંધીજીના સિદ્ધાન્તો ને વિચારો ઊંચી કોટિના છે, છતાં તેમનામાં વ્યાવહારિક જ્ઞાન અને કૌશલનો મોટો ભંડાર ભરેલો છે. તે ઉપરાંત તેમનામાં પૂરેપૂરી નિઃસ્વાર્થતા છે. તેને લીધે, અન્યાય અને જુલમ સામેની તેમની લડાઈમાં તેમને કોઈ હરાવી શકતું નથી. તેઓ જ્યાં જ્યાં જાય છે ત્યાં બધે સહુ તેમને ચરણે પડે છે — જાણે તેમના રેંટિયો ફેરવતા હાથમાં આંગળી ને અંગૂઠાની વચ્ચે જાદુગરની લાકડી ઝાલેલી ન હોય!

ઇસુનું રહસ્ય જો કોઈએ પોતાના જીવનમાં ઉતારી બતાવ્યું હોય તો તે આ સાધુચરિત હિંદુએ. કદાચ તેથી જ તેમના મુખમાંથી ઇસુનાં વચનો ઘણીવાર નીકળતાં હશે. જોકે તેઓ એટલો સ્પષ્ટ વિચાર કરનાર વિચારક છે, ને તેમનું મન એટલું બધું પ્રામાણિક છે, કે આપણા પશ્ચિમના ખ્રિસ્તી ધર્મે જોડી કાઢેલાં ધર્મતત્ત્વો ને સિદ્ધાન્તો તેઓ સ્વીકારી શકે એમ નથી. તેમણે લખ્યું છે: " ઇસુએ તેમના મરણ વડે જગતનાં પાપોનું પ્રક્ષાલન કર્યું એ વાત

ગાંધીજીની કીર્તિ ઘણી ફેલાયેલી છે એમ તો હું જાણતો હતો પણ મને એવી ખબર નહોતી કે જે દેશોને હિંદુસ્તાન સાથે સમન્ધ નથી ને જેમની ને હિંદુસ્તાનની વચ્ચે હજારો માઈલનું અંતર છે તે દેશોના સાવ સાધારણ માણસો પણ ગાંધીજીને જાણતા ને તેમને વિષે આદર ધરાવતા થયા છે

આ વાત કરતા મને ૧૯૩૧ ની સાલ યાદ આવે છે હું તે વખતે લંડનમા હતો ગાંધીજી બીજી ગોળમેજી પરિષદની બેઠકમા હાજરી આપવા લંડન આવ્યા હતા હિંદુસ્તાનમા કેટલાક લોકોનો મત એવો હતો કે ગાંધીજીએ વિલાયત આવીને પોતાની પ્રતિષ્ઠા ગુમાવી અને પરિષદમા હાજર રહેવામા ભૂલ કરી હું એ વિચારમા સમત નથી હું માનું છું કે લંડનમા આપેલા બધા જાહેર ભાષણોમા તેમણે સાફસાફ કહેલું કે 'મારે મારા દેશને માટે પૂરેપૂરી સ્વતન્ત્રતા જોઈએ છે,' તે છતા તેમણે એ વખતે વિલાયતના વિચારશીલ લોકો પર ભારે છાપ પાડી હતી અને એ દેશમા મિત્રતાનું વાતાવરણ પેદા કર્યું હતુ

ગાંધીજીના પોશાક વિષે વિલાયતમા કેટલાક લોકોએ સહેજસાજ ટીકા કરેલી પણ ગાંધીજીને એવી ટીકાની પરવા નહોતી તેમનુ વ્યક્તિત્વ અને પરિષદમા તેમણે હાજરી આપી તેનુ મહત્ત્વ એ બે વસ્તુઓએ પરિષદને જીતી લીધી

ગાંધીજીના સ્વભાવનો એક પ્રબળ અંશ એ છે કે કોઈ કામ કરવાનું તેમણે, અંતરાત્માને સન્તોષ આપે એવા કારણસર નક્કી કર્યું હોય તો પછી લોકો તેને વિષે શું કહે છે તે તરફ ગાંધીજી છેક જ બેપરવાઈ રાખે છે તેથી તેઓ જે પોશાક વરસોથી પહેરતા આવેલા તે જ તેમણે વિલાયતમા પણ ચાલુ રાખ્યો કેડે કચ્છ, ઉઘાડા પગ, અને ઓઢવામા ઠંડી કે ગરમ ઋતુ અનુસાર ખાદીની ચાદર કે ધાબળી — એ અત્યારે એમનો પોશાક છે ફ્રાન્સમા, જ્યા તેમને જયજયકાર સાથે આવકાર મળ્યો ત્યા મુસાફરી કરતા કે લંડનમા મોટા મોટા સમારંભોમા જતા કે ખુદ ગોળમેજી પરિષદની બેઠકમા હાજરી આપતા તેમને એ જ પોશાક પહેરતા સંકોચ થતો નહીં પરિષદની બેઠકોમા લોકોને જવાની છૂટ નહોતી, કેમકે પરિષદ જ્યા ભરાયેલી તે સેંટ જેમ્સના મહેલની જગા પ્રેક્ષકોનો સમાસ કરી શકે એવડી મોટી નહોતી પણ મેં

સાંભળ્યું કે કેટલીકવાર, અપવાદરૂપે, મન્ત્રીની જગાએ બીજા કોઈ ને થોડોક વખત બેસવા દેવામાં આવે છે એટલે હું એક દિવસ એ રીતે દાખલ થઈ ગયો. લોર્ડ સૅકી પ્રમુખપદે હતા. તેમને જમણે હાથે ભારતમન્ત્રી સર સૅમ્યુઅલ હોર, તથા પાર્લમેંટના બીજા પ્રતિનિધિઓ હતા. ડાબી બાજુએ પહેલી જગા ગાંધીજીને અપાઈ હતી, ને તે પછી બીજા હિંદી પ્રતિનિધિઓ હતા. પ્રમુખની સામી બાજુની ખુરસીઓ ઉપર પણ હિંદી પ્રતિનિધિઓ હતા. લોર્ડ સૅકી ગાંધીજી તરફ ભારે આદર બતાવતા દેખાતા હતા.

પરિષદના સભ્યો ને બીજા મહેમાનોના માનમાં રાજાએ જે સમારંભ યોજ્યો હતો તેમાં, રાજારાણીને મળવાને, ગાંધીજીને ધાબળી ઓઢીને બકિંગહામ મહેલનાં જાજમ બિછાવેલાં પગથિયાં પર ચડતા મેં જોયા ત્યારે મને લાગ્યું કે ગાંધીજી પહેરવેશની બાબતમાં રૂઢિનાં બંધનથી ન બંધાતાં જે મુક્તિ ભોગવે છે તેની આ પરાકાષ્ઠા છે. હું નથી માનતો કે અગાઉ એ મહેલમાં કોઈ પણ માણસ આવો પોશાક પહેરીને ગયું હોય. તેમજ બીજા કોઈને એવાં કપડાં પહેરીને આવવાની છૂટ અપાઈ હોત એમ કલ્પવું પણ મુશ્કેલ છે.

આ સંબન્ધમાં બે રસિક પ્રશ્નો ઊઠે છે. એક તો એ કે ગાંધીજીએ આ પહેરવેશ શા સારુ સ્વીકાર્યો છે? અને બીજો એ કે એમના દાખલામાં લાંબા કાળથી ચાલતી આવેલી રૂઢિઓ ઊંચે મૂકાય છે એવું ઊંચું પદ એમણે કેવી રીતે મેળવ્યું છે?

ગાંધીજીની 'આત્મકથા'ના વાચકો જાણે છે કે તેઓ જ્યારે બૅરિસ્ટર થવા પહેલીવાર વિલાયત આવ્યા ત્યારે વરણાગિયા માણસોનો પોશાક કેવો હોય એની એમને ખબર હતી, અને તેઓ લંડનના વેસ્ટ ઍન્ડ લત્તાના દરજીઓએ સીવેલાં કપડાં પહેરતા. બૅરિસ્ટર થઈને તેઓ વિલાયતથી પાછા ફર્યા તે પછી તેઓ એક દાવાને અંગે દક્ષિણ આફ્રિકા ગયા, ને તેમણે ત્યાં જ રહી જવાનું નક્કી કર્યું. ત્યારથી તેમના જીવનનો એક ગંભીર આદર્શ ઘડાયો, ને તેમણે પોતાના જીવનનું એક ધ્યેય ઠરાવ્યું. એ દેશમાં વસેલા પોતાના દેશભાઈઓના હિતને કાજે આપભોગ આપવાની શરૂઆત તેમણે ત્યાં જ કરી. એ લોકોનાં દુઃખો ને હાડમારીઓ નજરે નિહાળતાં નિહાળતાં તેમના પોતાના જીવનમાં પરિવર્તન થવા પામ્યું. ત્યાં તેમણે જે ઉપયોગી કામ કર્યું તે

સહુને જાણીતુ છે, એટલે અહીં તેનુ વર્ણન કરવાની જરૂર નથી પછી તેઓ હિંદુસ્તાન પાછા ફર્યા ને હિંદની આઝાદીની લડતમા ભાગ લેવા લાગ્યા ત્યા તેમણે વકીલાત કરવાનો વિચાર છોડી દીધો, અને રાજકીય ને સામાજિક સુધારાના કામને જીવન સમર્પણ કર્યું ત્યા તેમણે, ૧૯૨૧ની લડત દરમ્યાન, બીજા કપડા છોડી કચ્છ ધારણ કર્યો, અને સ્વેચ્છાએ એટલો ત્યાગ કરીને ગરીબ હિંદીઓના જેવી ગરીબાઈ સ્વીકારી હિંદના ગરીબમા ગરીબ લોકોના પોશાક અને ગાંધીજીના પોશાક વચ્ચે હવે કશો ભેદ રહ્યો નથી તેઓ 'આત્મકથા' મા કહે છે કે તેઓ લડનમા ભણતા હતા ત્યારે પણ તેમને ત્યાગનો આદર્શ બહુ ગમતો, ને એ પરમ ધર્મ છે એમ લાગતુ તેમના મનમા એટલા નાનપણમા વવાયેલુ બીજ વિકાસ પામીને હવે મોટુ વૃક્ષ બન્યુ છે ને તેને ફળ પણ આવ્યા છે

ગાંધીજીએ ધારણ કરેલા પોશાક વિષેના પહેલા પ્રશ્નનો ઉત્તર આપવામા જ બીજા પ્રશ્નનો ઉત્તર પણ લગભગ અપાઈ જાય છે તેઓ પોતાને માટે કશુ માગતા નથી એ હકીકતમા જ તેમનુ બળ રહેલુ છે. તેમની કારકિર્દીમા અનેક વારાફેરા આવી ગયા છે કેટલીકવાર તેમના સરઘસો નીકળ્યા છે ને જયનાદો થયા છે, તો કેટલીકવાર તેમને દુ ખો ભોગવવા પડ્યા છે ને કારાવાસ ભોગવના વારો પણ આવ્યો છે પણ એ આખી કારકિર્દીમા તેમણે કદી સ્વાર્થ સાધ્યો નથી, પોતાને માટે નથી હોદ્દો માગ્યો, નથી માન માગ્યુ, કે નથી પૈસાની માગણી કરી એમના જીવનના આ અગે મિત્ર તેમજ શત્રુ બન્નેના હૃદયને પિગળાવ્યા છે

મોટામોટા ગવર્નરો ને વાઈસરોયોએ દેશના ભાવિ વિષે વાતો કરવાને ગાંધીજીને અનેક પ્રસગે નોતર્યા છે રાજાઓએ એમની સાથે મસલત કરી છે, ને દીવાનોએ તેમની સલાહ માગી છે ઇકબાલની એક પ્રસિદ્ધ કડી આવા પ્રસગને સચોટ રીતે લાગુ પડે છે

'દિલ-એ-શાહ – લરઝા ગિરદ-જે ગદા-એ-બેનિયાઝ '

( જે ભિક્ષુક ભિક્ષા માગતો નથી તેને જોઈને રાજાનુ હૃદય કાપે છે )

ગાંધીજીનો જે અદ્ભુત પ્રભાવ પડે છે તેનુ કારણ આ અયાચકવ્રત, આ ત્યાગ, આ અકિંચનપણું છે મહાત્મા ગાંધી વિલાયતમા રહ્યા તે દરમ્યાન,

લંડનના પૂર્વ ભાગના ગરીબોના લત્તામા આવેના કિંગ્સલી હૉલમા રહ્યા હતા ગોળમેજી પરિષદના કામમાથી જેટલો વખત ફાજલ પડતો તે તેઓ ગરીબોની વચ્ચે ગાળતા તેઓ જ્યારે ગરીબોની વચ્ચે રહે છે ત્યારે તેમને બહુ આનદ આવે છે, અને ગરીબોની ને પોતાની વચ્ચે તેઓ તાદાત્મ્ય અનુભવે છે તેઓ ધારતતો લડનની કોઇ મહેલ જેવી હોટેલમા રહી શક્યા હોત કોઇ મિત્રને ત્યા સરસ રાચરચીના ને સુખસગવડવાળા મકાનમા રહી શક્યા હોત પણ તેમણે તો બો લત્તામા આવેના કિંગ્સલી હૉલની સચાલિકા કુમારી મ્યુરીએલ લેસ્ટરનુ નિમન્ત્રણ સ્વીકાર્યું આ 'હૉલ'મા એ લત્તાના ગરીબોને માટે એક 'ક્લબ' છે, તે એ લોકો માટે એક સામાજિક ને બૌદ્ધિક કેન્દ્રરૂપ થઇ પડી છે, ને ત્યા તેઓ પોતાની સભાઓ ભરે છે ત્યા કેટલીક રહેવાની સગવડ પણ છે ત્યા અઠવાડિયે ખાવાપીનાના એક પાઉન્ડથી પણ ઓછા પૈસા આપીને માણસ સાદાઈથી રહી શકે છે ગાધીજી પરિષદમા હિંદુસ્તાનના પ્રતિનિધિ હતા તે દરમ્યાન એ ઘરમા એક નાનકડી ઓરડીમા રહેલા મેં એ ઓરડી જોઇ છે ગાધીજી ત્યા રહેલા એ વસ્તુને માટે ત્યાના સચાલકો ગર્વ ધરાવે છે, અને જોવા જનારાઓને ગાધીજીને નામે ઓળખાતી એ ઓરડી હર્ષભેર બતાવે છે

ગાધીજીમા પોતે જ્યા જ્યા રહે ત્યા બધે માણસોનો પ્રેમ જીતી લેવાની વિરલ શક્તિ છે દક્ષિણ આફ્રિકામા તેમણે હિંદીઓના હકો માટે લડત ચલાવી તે દરમ્યાન તેમણે પોતાની આસપાસ નિષ્ઠાવાન સ્ત્રીપુરુષોનું એક મડળ ભેગુ કરેલુ તેમા કેટલાક ગોરા સ્ત્રીપુરુષો પણ હતા ત્યારપછી હિંદુસ્તાન જઈને ત્યા મોટુ કાર્યક્ષેત્ર હાથમા લીધુ ત્યારે પણ તેમણે ઉત્સાહી સાથીઓની એથીયે મોટી સખ્યાને પોતા તરફ આકર્ષી ૧૯૩૧મા કરેલી ટૂકી વિલાયતયાત્રામા તેમણે પોતાના મિત્રો ને પ્રશસકોની સખ્યામા બીજો થોડોક ઉમેરો કર્યો હિંદ પાછા ફર્યા પછી તેમને જેલમા જવુ પડ્યુ ત્યા તેમના જેલરો તેમના પ્રત્યે આકર્ષાયા તેઓ ઇસ્પિતાલમા માદા હતા ત્યા નર્સો એમના હેતાળ સ્વભાવથી એવી રાજીરાજી થઈ ગઈ કે ગાધીજી સાજા થઈને ઇસ્પિતાલમાથી નીકળ્યા ત્યારે તેમને દુખ થયુ આ વસ્તુ અધિક નોંધપાત્ર એટલા માટે છે કે તેમની આ મોહકતા કેવળ તેમના આત્માની સુંદરતામાથી ઉદ્ભવે છે, ને તેમના શરીરસૌંદર્ય પર જરાયે આધાર રાખતી નથી ગાંધીજીનો પ્રેમ તેમની પ્રબળ આસ્તિકતા ને ઊંડી ધાર્મિકતામાથી

જન્મે છે. જેમણે ગાંધીજીનું જીવન નિહાળ્યું છે તેઓ જાણે છે કે એ જ ધર્મવૃત્તિ તેમના આખા જીવન દરમ્યાન કામ કરી રહી છે; અને તેઓ દેશભક્તિનાં જે ગિરિશિખરો પર ચડ્યા છે ને ટકી રહ્યા છે ત્યાં ચડવાનું તેમને માટે શક્ય બન્યું છે તેમાં પ્રતાપ આ ધર્મવૃત્તિનો જ છે.

માતૃભૂમિની સેવાને તથા ધર્મ અને માનવતાની વૃદ્ધિને કાજે અર્પણ કરેલા જીવનમાં તેમણે સિત્તેર વરસ પૂરાં કર્યાં છે, એ પ્રસંગે સ્તુતિ અને અભિનંદનની વૃષ્ટિ તેમના પર વરસશે. એમાંની ઘણી શ્રદ્ધાંજલિઓ એમની સાથે કામ કરનારા કે એમના નિકટ પરિચયમાં આવેલા માણસો તરફથી હશે. મેં તો ક્યારેક ક્યારેક માત્ર એમની ઝાંખી જ કરી છે. ઘણીવાર એમનાં પગલાં કે એમની કામ કરવાની ઢબ મને ગમ્યાં નથી એમ બન્યું છે. છતાં, તેમના ઉચ્ચ ચારિત્ર અને તેમની જીવનભરની દેશસેવા વિષે મારા મનમાં એટલો જ સાચો આદર છે જેટલો એમના નિકટના સંસર્ગમાં આવેલા લોકોનાં મનમાં હશે. હિંદુસ્તાનની જનતામાં આપણે જે ભારે જાગૃતિ જોઈએ છીએ તે બીજા કોઈ જીવતા માણસના કરતાં વિશેષ અંશે ગાંધીજીના પરિશ્રમ અને પ્રભાવને આભારી છે. આજની શંકાશીલ ને જડવાદી દુનિયામાં તેઓ આત્મબળની મૂર્તિરૂપે વિચરે છે; અને તેથી તેમના દેશબાંધવોએ તેમને આપેલું 'મહાત્મા' ઉપનામ તેમણે સાર્થક કર્યું છે.

## ૩૮. હિંદુસ્તાન પર ગાંધીજીનું ઋણ

### રાજેન્દ્રપ્રસાદ

મહાત્મા ગાંધીએ હિંદના રાજકારણમાં આપેલો ફાળો ઘણો જ મોટો છે. તેઓ ૧૯૧૫ માં દક્ષિણ આફ્રિકાથી છેલ્લીવારના પાછા ફર્યા ત્યારે હિંદી રાષ્ટ્રીય મહાસભા ત્રીસ વરસનું આયુષ્ય ભોગવી ચૂકી હતી. મહાસભાએ અમુક પ્રમાણમાં રાષ્ટ્રીયતાની ભાવના જગવી હતી ને તેને વ્યવસ્થિત રૂપ આપ્યું હતું. પણ એ જાગૃતિ મોટે ભાગે અંગ્રેજી ભણેલા મધ્યમ વર્ગ પૂરતી જ રહી હતી, ને જનસમુદાયમાં પહોંચી નહોતી. ગાંધીજીએ તે જનસમુદાયમાં પહોંચાડી, ને તેને સામુદાયિક જાગૃતિનું રૂપ આપ્યું. મહાત્મા ગાંધીની હિલચાલ ઊંડી ઊતરી તેમજ તેનો વિસ્તાર પણ ઘણો વધ્યો. જે સિપાઈ માત્ર રાજકારી

નહોતા પણ જેનો પ્રજાના મોટા સમુદાયોના જીવન સાથે નિકટનો સંબન્ધ હતો એવા વિષયો તેમણે ઉપાડી લીધા ને તેને અંગે હિલચાલો આદરી. બિહારના ચંપારણ જિલ્લામાં ગોરા નીલવરોના લાભાર્થે કિસાનો ને મજૂરો પરાણે ગળી ઉગાડતા. આ જુલમી પ્રથા સોએક વરસથી ચાલી આવતી હતી. તેની સામે ગાંધીજીએ સત્યાગ્રહ કર્યો ને તેમાં સફળતા મળી. તેને લીધે મહાસભાની પ્રવૃત્તિ એકદમ સામુદાયિક બની ને વિશાળ જનસમૂહ લગી પહોંચી ગઈ. ખેડામાં મહેસૂલની આકારણી અન્યાયી રીતે થઈ હતી તેમાં ફેરફાર કરાવવાને તેમણે એટલો જ સફળ સત્યાગ્રહ કર્યો. તેમાં પણ એ જિલ્લાની જનતાએ ભાગ લીધો. દેશના મોટા અમલદારી હોદ્દા મેળવવા ને ગવર્નરોની કારોબારી સમિતિઓમાં સ્થાન મેળવવાં એટલી જ હવે મહાસભાની માગણી રહી નહોતી. મહાસભાએ શ્રમજીવી જનતાનાં દુઃખો દૂર કરાવવાનું કામ માથે લીધું; અને એથી મોટી વાત તો એ કે તેમને ઘણી રાહત અપાવી પણ ખરી. ૧૯૧૭ ને ૧૯૧૮ ની એ પહેલી સત્યાગ્રહની લડતો પછી તો એવી બીજી કેટલીયે લડતો ચાલી છે. એ સહુમાં ધ્યેય કોઈ નાના વર્ગ કે સમૂહનું નહીં પણ વિશાળ જનસમુદાયનું હિત સાધવાનું રખાયું છે. દુઃખ કે અન્યાયના નિવારણની આવી લડત એકલા અંગ્રેજો સામે કે એકલી અંગ્રેજ સરકારની સામે જ કરવામાં આવી છે એવું નથી. હિંદીઓના સ્વાર્થ અને અન્યાયની સામે પણ એટલા જ જોરથી ને બેધડકપણે હુમલો કરવામાં આવ્યો છે. દાખલા તરીકે હિંદી મજૂરોને મિલોમાં ને કારખાનાંમાં અસંતોષજનક સ્થિતિમાં કામ કરવું પડે છે તે હકીકત ગાંધીજીની જાગતી નજરની બહાર રહી નથી. છેક શરૂઆતમાં તેમણે જે કામો કર્યાં તેમાં એક કામ તે અમદાવાદના મિલમજૂરોની આર્થિક સ્થિતિ સુધારવાનું હતું. અસ્પૃશ્ય ગણાતા 'હરિજનો'ની દુઃખદ સ્થિતિનું નિવારણ કરવા માટે હિંદુઓમાં ચાલતી અસ્પૃશ્યતાની દુષ્ટ ને નિર્દય રૂઢિ સામે અવિરત સંગ્રામ ચલાવવો પડ્યો છે; અને મહાત્મા ગાંધીએ જીવનું જોખમ ખેડીને પણ એ સંગ્રામ ચલાવ્યો છે. મહાસભાનું તન્ત્ર પણ વિશાળ બનીને ચોમેર ફેલાયું છે. આ વિશાળ દેશને એક ખૂણેથી બીજા ખૂણા સુધી તે પહોંચી ગયું છે; અને આજે તેનાં પત્રકો પર કરોડો સ્ત્રીપુરુષોનાં નામ છે. પણ મહાસભાનો પ્રભાવ એ સંખ્યાથી સૂચવાય એના કરતાં ઘણો જ વધારે છે. મહાસભાની હાકલ

સાંભળીને લોકો કષ્ટસહન અને આપભોગની અગ્નિપરીક્ષામાં ઊતર્યા ને પસાર થયા છે તેના પરથી, એ પ્રભાવ કેટલો ઊંડો છે તેની પરીક્ષા થઈ ચૂકી છે.

પણ મહાત્મા ગાંધીએ હિંદુસ્તાનના આમવર્ગમાં રાજકીય અસ્મિતા જાગૃત કરી, અને લોકો અગાઉ કદી નહોતા એટલે અંશે એમને સંગઠિત કર્યા, એ કંઈ ગાંધીજીની મોટામાં મોટી સેવા નથી. મારું માનવું એ છે કે તેમણે અન્યાયની સામે લડવા માટે જે અપૂર્વ ને અજોડ રીત સરજી છે ને વાપરી બતાવી છે તે એમની મોટામાં મોટી સેવા છે—એકલા હિંદુસ્તાનની જ નહીં, પણ આખા જગતની પીડિત માનવજાતિની. શસ્ત્રો વિના જબરદસ્ત બ્રિટિશ સામ્રાજ્યની સામે સફળતાપૂર્વક લડી શકાય છે એ તેમણે આપણને શીખવ્યું છે. શસ્ત્રયુદ્ધને બદલે યોજી શકાય, અને છતાં જે વાપરવાથી નીતિનો ભંગ ન થતો હોય, એવું હથિયાર તેમણે આપણને તેમજ જગતને આપ્યું છે. અગાઉ રાજકારણમાં દગાફટકા ને જૂઠાણાં ચાલતાં. નીચામાં નીચી કોટિએ તેમાં હલકી ખટપટો થતી; અને ઊંચામાં ઊંચી કોટિએ તેમાં મુત્સદ્દીપણાથી ભરેલાં ગોળગોળ વાક્યો ને છૂપી રાજખટપટ ચાલતાં. એ સ્થિતિમાંથી ગાંધીજીએ રાજકારણને કાઢી તેને ઊંચા આદર્શવાદની કક્ષાએ ચડાવ્યું છે. એ ઊંચી સ્થિતિમાં, ધ્યેય ગમે તેટલું ઉદાત્ત હોય તોપણ તેની સિદ્ધિને માટે સાવ શુદ્ધ ને નિષ્કલંક ન હોય એવાં સાધન ન જ વાપરી શકાય. રાજકારણમાં પણ તેમણે સત્યને સિંહાસન પર બેસાડ્યું છે. ઉપરટપકે જોતાં તેનાં પરિણામ હાલ તુરત ગમે તેટલાં હાનિકર્તા દેખાય, તેની તેમને પરવા નથી. તેમની નિખાલસતા જોઈને, અને આપણા કહેવાતા શત્રુઓની આગળ તેમણે આપણી પોતાની એબો ને નબળાઈઓ ઉઘાડી પાડી છે એ ભાળીને, મિત્રો ને શત્રુઓ બંને સરખા મૂંઝાયા છે. પણ તેઓ માને છે કે આપણું બળ આપણી નબળાઈઓ છુપાવવામાં નથી, પણ એ નબળાઈઓ જાણી લઈ તેની સામે લડવામાં રહેલું છે. અહિંસા પ્રત્યે દુર્લક્ષ કરવાથી કે તેને મોળી પાડવાથી દેખીતા કામચલાઉ લાભો મળતા હોય ત્યાં પણ તેમણે અહિંસાના કડક પાલનનો આગ્રહ રાખ્યો છે; એ ભીષણમાં ભીષણ રમતો હતો, એટલું જ નહીં પણ એ ભારેમાં ભારે ડહાપણનો માર્ગ પણ હતો, એમ અનુભવે દેખાઈ આવ્યું છે. તેમના ઉપદેશમાં જે નૈતિક અને ધાર્મિક ધગશ છે તે લોકોની કલ્પનામાં તરત જ વસી ગઈ. લોકો એમને

સમજી ગયા કે જે વેળા ચોદિશમા અધકાર વ્યાપેલો હતો તે વેળા ગાધીજીએ આપણને દુ ખ અને દાસત્વમાથી છૂટવાનો રસ્તો બતાવ્યો આપણે જ્યારે સાવ નાસીપાસ થઈ ગયા હતા, અને આપણે અસહાય છીએ એમ આપણને લાગતુ હતુ, તેવી વેળાએ તેમણે સત્ય અને અહિંસા દ્વારા આપણને આપણી શક્તિનુ ભાન કરાવ્યુ માણસ કઈ બખ્તર ને હથિયારો લઈને જન્મતો નથી તેની પાસે વાઘના જેવા નખ કે જગલી ભેંસના જેવા શીંગડા પણ હોતા નથી તે આત્મા સાથે લઈને જન્મે છે ત્યારે તેણે પોતાની રક્ષા અને ઉન્નતિ માટે આવા બાહ્ય સાધનો ઉપર શા માટે આધાર રાખવો જોઈએ? મહાત્મા ગાધીએ આપણને શીખવ્યુ છે કે આપણે એ શસ્ત્રો પર આધાર રાખીએ તો મૃત્યુ અને વિનાશ આપણી રાહ જોઈને બેઠા છે, પણ જો આપણા અતરમા વસતા આત્મારામને જગાડીએ તો આપણને જીવન અને સ્વતન્ત્રતા બને મળી રહેવાના છે એકવાર એ આત્મા જાગૃત થયો, એકવાર એ બાહ્ય વસ્તુઓ ને સજોગો પરનુ અવલબન આપણે છોડી દીધુ, ને એકવાર આપણામા આત્મવિશ્વાસ અને સ્વાશ્રયની ભાવના પ્રગટી, કે પછી જગતની કોઈ પણ શક્તિ આપણને પરાધીનતામા રાખી શકવાની નથી ભારતવર્ષને ધીમે ધીમે, છતા ચોક્કસ ને એકધારી રીતે, એ આત્મભાન થતુ જાય છે, અને તેટલા પ્રમાણમા એ આત્મભાન અદમ્ય ને અમોઘ બની રહ્યુ છે ભગવાન કરે, ને હિંદુસ્તાને મહાત્મા ગાધીની આગેવાની નીચે સત્ય અને અહિંસાનો જે સાકડો માર્ગ પસદ કર્યો છે તેના પરથી તે ખસી ન પડે! એ મહાત્મા ગાધીનો હિંદી રાજકારણમા મોટામા મોટો ફાળો છે અને એ હિન્દુસ્તાનનો જગતની મુક્તિમા મોટામા મોટો ફાળો થઈ પડશે

## ૩૯. ઈશ્વરનો દીવાનો

### રેજિનાલ્ડ રેનલ્ડ્ઝ

ગાધીજી 'ચાલાક' માણસ છે એમ હુ માનતો નથી એથી ઊલટી વાત ઘણા લોકોએ કહી છે, છતા મારો તો આ જ મત કાયમ છે દસ વરસ પર હુ પહેલીવાર તેમના પરિચયમા આવ્યો ત્યારથી ઘણે પ્રસગે તેમના વચનો અને કાર્યો વિષે મેં મનમા ઘણી જ સખત ટીકા કરી છે મહાત્માજી કદી ભૂલ કરી શકે જ નહીં એમ માનનારા અધ ભક્તોમાનો હુ એક નથી હુ

તેમને નથી માનતો પેગંબર, નથી માનતો અવતાર તેમની મહત્તાનો આધાર તેમની રાજદ્વારી કુનેહ અને ચતુરાઈ પર હોય તો એ આધાર કાચો ગણાય, એમ મારુ માનવુ છે એમની પરીક્ષા તો બીજા ધોરણોથી થવી જોઈએ

ગાંધીજીના જીવન અને કાર્યનુ સપૂર્ણ અને સાચુ મહત્ત્વ સમજાવવા માટે હિંદુ ધર્મના આખા ઇતિહાસની રૂપરેખા, છેક તેના આદિકાળથી માંડીને, આપવી પડે, અને દરેક ધર્મના વિકાસ દરમ્યાન તેનામા જે સુધારાની અનેક હિલચાલો જન્મે છે તેના પર વિશેષ ભાર દેવો પડે કેમકે સગઠિત યા સઘબદ્ધ ધર્મનો સ્વભાવ જ એવો છે કે તેમા સડો પેસે, અને એ સડામાથી જીવનના નવાં નવા બીજો અવિરતપણે નીકળ્યા જ કરે જૂના ફોતરા મરી જાય ને નિર્જીવ શાખાઓ કરમાઈ જાય ત્યારે પણ આ નવા બીજોમા તો પ્રાણ જાગતો જ હોય

એકવાર એક મોટા અમેરિકન ખ્રિસ્તી ગાંધીજીના એક શિષ્યને એક પછી એક પ્રશ્નો પૂછતા મેં જોયા હતા તેમણે પૂછ્યુ 'ગાંધીજી પર ક્યા પુસ્તકે ઊંડામા ઊંડી અસર કરી છે?' પેનસીલ ને નોધપોથી તેમની પાસે તૈયાર જ હતા તેમણે શો જવાબ મેળવવાની આશા રાખી હતી તે અમે બધા જાણતા હતા પણ તેમને તો જવાબ મળ્યો 'ગીતા' બાઇબલના નવા કરારે તેમજ ટોલસ્ટોય અને રસ્કીનના લખાણોએ પણ તેમના વિકાસમા ભાગ ભજવ્યો છે પણ ગાંધીજી મુખ્યત્વે તો હિન્દુ સુધારક છે

પણ ગાંધીજી માત્ર હિન્દુ નથી એમનો ખરેખરો જોટો તો આપણને કબીરમા મળે છે કબીરને હિન્દુ મુસલમાન બન્ને સાધુપુરુષ તરીકે પૂજતા તેઓ હિન્દુ-મુસ્લીમ ઐક્યના મહાન પ્રચારક હતા પોતે મુસલમાન હોઈ હિન્દુ ગુરુ રામાનદના શિષ્ય હતા એમણે એક પદમા ગાયુ છે:

'ખસમ ન ચીન્હૈ બાવરી કા કરત બડાઈ,
બાતન લગન ન હોયગી, છાંડો ચતુરાઈ
સાખી શબ્દ સંદેસ પઢિ મત ભૂલો ભાઈ,
સાર પ્રેમ કછુ ઔર હૈ ખોજા સો પાઈ"

આ લીટીઓમા ગાંધીજીના ધાર્મિક નેતા તરીકેના શિક્ષણનો ખરેખરો સાર આવી જાય છે અને હું હાલ તુરત એક ધાર્મિક નેતા તરીકે જ તેમને વિષે વિચાર કરવા માગુ છુ

એક હિંદી વિદ્વાને એકવાર એક લેખ લખેલો, તેનુ મથાળુ હતુ 'ગીતા રૂઢિપૂજાને ટેકો આપે છે?' એ લેખ તેમણે ગાધીજીને વાચના મોકલ્યો ગાધીજીએ યરવડા જેલમાથી ૧૧ મી જાન્યુઆરી ૧૯૩૩ ને રોજ જે જવાબ મોકલ્યો તે જાણુવા જેવો છે

"ગીતા પરના તમારા બને લેખ હુ કાળજીપૂર્વક વાચી ગયો છુ બને મને બહુ રસિક લાગ્યા છે

"હુ જોઉં છુ કે તમે જે નિર્ણય પર આવ્યા છો તે જ નિર્ણય પર હુ જુદી રીતે આવેલો તમારી રીત વિદ્વત્તાભરેલી છે મારી નથી"

પેલા વિદ્વાન અને આ પ્રભુપરાયણ પુરુષ બનેનો નિર્ણય એ હતો કે ગીતા રૂઢિપૂજાને ટેકો નથી આપતી પણ ગાધીજી એ નિર્ણય પર 'ચાલાકી' દ્વારા નહોતા આવ્યા

ખ્રિસ્તી ધર્મમા જેવા કૅથલિક અને પ્રૉટેસ્ટટ સપ્રદાય છે એના જેવી વસ્તુ ઘણાખરા ધર્મમા મળી આવે છે દરેક ધર્મમા કેટલાક લાક્ષણિક દોષો હોય છે, ને કેટલાક સફળતાના શિખરો પણ હોય છે પ્રૉટેસ્ટટ સપ્રદાયનુ સર્વોચ્ચ શિખર તે તેના સારામા સારા પ્યુરીટનો (વિશુદ્ધિના આગ્રહી લોકો) છે દુનિયામા જ્યા જ્યા સમાજસુધારાની કે રાજકીય ક્રાન્તિની હિલચાલો ચયેલી જોવામા આવે છે ત્યા ત્યા વિશુદ્ધિના આગ્રહી માણસોનો એક વર્ગ મળી આવે છે જે માણસોને એક જ કામમા પોતાની બધી શક્તિ વાપરવાને સારુ ઘણી સુખસગવડો જતી કરવી પડે છે તેમને માટે વિશુદ્ધિનો આવો આગ્રહ રાખવો આવશ્યક થઈ પડે છે એટલે, અર્વાચીન ભારતના નેતાઓ વિશુદ્ધિનો આગ્રહ રાખનારા છે, ને એ સર્વના અગ્રણી કડક તપસ્વી છે, એ એક અકસ્માત નથી જે બધનો ને અધારીઓ હિંદુસ્તાનને અજ્ઞાન, એદી, જ્ઞાતિના બધનોમા જકડાયેલુ, ને વહેમી રાખતા હોય તેનો નાશ કર્યા સિના રાજકીય બળવો આગળ વધી શક્તા જ નહીં રાજકીય મુક્તિની આગેવાની ગાધીજી કરી શક્યા, કમકે તેમણે પુરોહિતોની સત્તાનો, પ્રાચીનપથીઓએ સ્વીકારેલી ભૂરી રૂઢિઓનો, અસ્પૃશ્યતાનો, સ્ત્રીઓની દુદશાનો, બાળલગ્નનો, જાહેર સફાઈ પ્રત્યેના દુર્લક્ષનો, ધાર્મિક અસહિષ્ણુતાનો, લગ્નની પાછળ થતા નકામા ખરચોનો, અફીણના વાપરનો—ટૂકમા, જે સામાજિક સડાએ રાજકીય જડતા ઉત્પન્ન કરી છે તેનો—કસીને વિરોધ કર્યો છે

# ૪૦. પશ્ચિમની એક શ્રદ્ધાંજલિ

## રોમૈં રોલાં

ગાંધીજી એકલા હિંદુસ્તાનના ઇતિહાસના એવા નાયક નથી જેમની સ્મૃતિ હજારો વરસ સુધી લોકોનાં મનમાં જડાયેલી રહેશે. હિંદુસ્તાનના લોકોમાં તેમના ઐક્યનું, તેમની શક્તિનું, સ્વરાજપ્રાપ્તિના તેમના સંકલ્પનું ભાન જગવનાર હિલચાલના જ તેઓ પ્રાણ છે એમ નથી. તેમણે તો પશ્ચિમની તમામ પ્રજાઓને માટે, તેઓ ઇસુ ખ્રિસ્તનો જે સંદેશો ભૂલી ગયેલી કે તેમણે બતાવેલો રસ્તો છોડી અવળે રસ્તે ચાલેલી, તે પ્રજાઓને એ સંદેશાનું આચરણ કરી બતાવી તેને ફરી તાજો કર્યો છે. તેમણે પોતાનું નામ જગતના ઋષિઓ ને સાધુસંતોની હારમાં લખાવ્યું છે; અને તેમની મૂર્તિનું તેજ પૃથ્વીના સર્વ પ્રદેશોમાં વ્યાપી વળ્યું છે.

યુરોપની નજર આગળ તેઓ એવી ઘડીએ પ્રગટ થયા જ્યારે એમના જેવો માણસ લગભગ ચમત્કારરૂપ જ લાગે. યુરોપ ચાર વરસના ભીષણ યુદ્ધમાંથી માંડ નીકળ્યું હતું. એ યુદ્ધે કરેલાં સંહાર ને પાયમાલી, અને તેમાંથી નીપજતાં ઝેરવેર કાયમ હતાં; અને તેમાંથી નવાં ને અગાઉના કરતાંયે ભીષણ એવાં યુદ્ધોનાં બીજ વવાતાં હતાં. સાથેસાથે રાજકીય ક્રાન્તિઓ ને ઉથલપાથલો પણ ચાલી રહી હતી. તેને લીધે સમાજમાં વર્ગ વર્ગ વચ્ચે દ્વેષ અને વિખવાદ ફેલાઈ રહ્યા હતા, ને રાષ્ટ્રોનાં હૃદયને કોરીને ખાઈ રહ્યા હતા. યુરોપ પર રાત્રિનો ઘોર અંધકાર ફેલાઈ ગયો હતો. બધે દુ:ખ અને નિરાશાનો અમલ ચાલી રહ્યો હતો. પ્રકાશનું એક કિરણ સરખું ક્યાંયે દેખાતું નહોતું. એવે વખતે ગાંધીજીએ દેખા દીધી. તેઓ સુકલકડી કાયાવાળા ને કમજોર રહેનારા હતા. તેમણે સર્વ પ્રકારની હિંસાનો ત્યાગ કર્યો હતો. સમજાવટ અને પ્રેમ એ જ એમનાં શસ્ત્રો હતાં. તેમની નમ્ર છતાં નિશ્ચયી નજરનાએ તેના પ્રથમ વિજયો તાજેતરમાં જ મેળવેલા હતા. પશ્ચિમનાં પરંપરાગત, સર્વમાન્ય, ને નિર્વિવાદ એવાં રાજકારણ અને ફિલસૂફીની સામે ગાંધીજીને જાણે ઈશ્વરે એક અટપટા પડકારરૂપે મોકલ્યા હોય એમ લાગવા માંડ્યું. પણ સાથેસાથે તેઓ આરોગ્યના એક તેજકિરણરૂપ પણ હતા, અને એ કિરણે નિરાશાના ઘોર તિમિરને સોંસરું ભેદી નાખ્યું. એ વસ્તુ સાફ દેખાતી છતાં આની

માનવી મુશ્કેલ લાગતી હતી આવા અદ્ભુત ને અલૌકિક પુરુષ ખરેખર આપણા યુગમા નીપજ્યા છે એ વાત મનમા પાકી ઊતરતા કેટલીક વખત લાગ્યો આ હકીકત મારા કરતા વધારે સારી કોણ જાણતુ હતુ? કેમકે મહાત્માજીના સદેશને સમજી તેનો પ્રચાર કરનાર જે પહેલવહેલા માણસો પશ્ચિમમા નીકળ્યા તેમાંનો એક હુ હતો પણ તેઓ ખરેખર આવા લોકોત્તર પુરુષ છે એવી ખાતરી જેમ જેમ થવા લાગી, અને ભારતવર્ષના આ આત્મજ્ઞાની ગુરુની અવિરત, ધીરજભરી ને ઉત્તરોત્તર આગળ ધપતી પ્રવૃત્તિ જેમ જેમ દેખાવા ને સમજાવા લાગી, તેમ તેમ પશ્ચિમમાથી તેમના પ્રત્યે સન્માન અને શ્રદ્ધાનો મોટો પ્રવાહ ઊલટવા લાગ્યો ઘણાએ માન્યુ કે જાણે ઈસુ ખ્રિસ્ત જ પાછા આવ્યા છે બીજા કેટલાક સ્વતન્ત્ર વિચારના હતા તેમને પશ્ચિમના સુધારાની અવ્યવસ્થિત ગતિ જોઈને બેચેની થતી હતી એ સુધારો હવે કોઈ નીતિનિયમને આધારે ચાલતો નથી નવી નવી શોધખોળો કરવાની તેની જે અદ્ભુત પ્રતિભા છે તે અવળે રસ્તે ચડી ગઈ છે, ને એ સુધારાનો જ વિનાશ કરવા બેઠી છે આ સ્થિતિનુ અવલોકન કરનાર એવા વિચારકોએ માન્યુ કે ગાધીજી એ રૂસો અને ટૉલસ્ટૉયના નવા અવતાર છે તેઓ આધુનિક સુધારાના ભ્રમો ને અપરાધોની ઝાટકણી કાઢી રહ્યા છે, અને માણસોને કુદરતી જીવન તરફ, સાદી રહેણી તરફ, ને આરોગ્ય તરફ પાછા ફરવા સમજાવી રહ્યા છે સરકારોએ તેમના પ્રત્યે દુર્લક્ષ કરી તેમની અવગણના કરવાનો ઢોંગ કર્યો પણ લોકસમૂહને તો લાગ્યુ કે આ આપણા પરમ મિત્ર ને સહોદર છે અહીં સ્વીટ્ઝરલૅંડમા ગામડાના ને પહાડોમા વસનારા ગરીબ ખેડૂતોના મનમા તેમણે પોતાને વિષે જે શુદ્ધ પવિત્ર પ્રેમ પ્રગટાવ્યો તે મેં નજરે નિહાળ્યો છે

ઈસુના ગિરિપ્રવચનની પેઠે ગાધીજીનો જ્ઞાન અને પ્રેમનો સદેશો અગણિત ભલા માણસોના હૃદયમા ઊતર્યો છે ખરો તોપણ જે જગતે પોતાનુ જીવન યુદ્ધ અને વિનાશને અર્પણ કરી દીધુ છે તે જગતના ભાવિનો ક્રમ એ સદેશાથી બદલાશે એમ ગાધીજીએ માન્યુ નહોતું અહિંસાનો સિદ્ધાન્ત રાજકારણમા લાગુ પડવાને માટે આજે યુરોપમા ફેલાયેલુ છે તેના કરતા બહુ જુદી જાતનુ નૈતિક વાતાવરણ જોઈએ એ સિદ્ધાન્ત પૂરેપૂરો પાર વિનાનો ને એકધારો આપભોગ માગે છે પણ આજે જ્યારે આપખુ-

સરમુખત્યારોના નવા તન્ત્રોની ભીષણતા જગતમાં વધતી જાય છે, અને
તેની અસર કરોડો માણસોના લોહીમાં રહી ગયેલી છે, તેવે વખતે આવા
આપભોગ અને આત્મબલિદાનને સફળતા મળવાનો સંભવ નથી પ્રજાઓને
વસમાં દુઃખો ને વિટંબણાઓ ઘણા લાંબા કાળ લગી ભોગવવા પડશે ત્યાર
પછી જ આવા આપભોગોનું તેજ સચોટ અસર પાડી શકશે, ત્યાર
પહેલાં એની અસર પડવાની શક્યતા નથી, ને આશા પણ નથી એ
પ્રજાઓમાં ગાંધીજીના જેવી શ્રદ્ધા ન હોય, ને એ શ્રદ્ધા તેમને ટકાવી રાખતી
ને ઉન્નત કરતી ન હોય ત્યાં લગી એ પ્રજાઓમાં દૃઢ અને મક્કમ રહેવા જેટલું
શૂરાતન પણ આવવાનું નથી પશ્ચિમના મોટા ભાગના લોકોમાં આ શ્રદ્ધાનો
અભાવ જોવામાં આવે છે — પ્રજામાં તેમજ તેના આગેવાનોમાં અને જે નવા
રાષ્ટ્રવાદી કે ક્રાન્તિવાદી સંપ્રદાયો નીકળે છે તે તો હિંસાના જનક છે
યુરોપની પ્રજાઓનું સૌથી તાકીદનું કામ એ છે કે તેમના નાગરિક તરીકેના
અધિકારો, તેમની રાષ્ટ્રીય સ્વતંત્રતા, અને તેમની જિંદગી સુદ્ધાં ઉપર
આજે ફાસિસ્ટ અને જાતીય ગર્વવાળાં સંયુક્ત રાજ્યોની સર્વભક્ષી સામ્રાજ્ય
શાહીઓના હુમલાનો જે ભય ઝઝૂમી રહ્યો છે તેની સામે પોતાની રક્ષા કરવી
એ પ્રજાઓ જો રાજકાજમાં પોતાને કરવાનું કામ છોડીને બેસી જશે, અને
રાજસત્તા પેલા સામ્રાજ્યવાદી રાજ્યોના હાથમાં જવા દેશે, તો તેને પરિણામે
માનવજાતિને, કદાચ સૈકાઓ સુધી, ગુલામી ભોગવવા વારો જ આવશે
આવા સંજોગોમાં, ગાંધીજીના સિદ્ધાન્તને વિષે અમને ગમે તેટલો આદર હોય
તોપણ અમે વ્યવહારમાં તેનું આચરણ કરવાની ભલામણ કરી શકતા નથી

અમને તો ભાસે છે કે યુરોપમાં મધ્ય યુગમાં મોટા મોટા ખ્રિસ્તી
મઠોએ જે કામ કર્યું તે જ કામ કરવાનું આજે ગાંધીજીના સિદ્ધાન્તને માટે
નિર્માયેલું છે જાણે ચોમેર ઉછળતા મહાતરંગોવાળા સાગરની વચ્ચે આવેલા
એક ટાપુ પર સચવાઈ હોય, એમ આ ખ્રિસ્તી મઠોની અંદર નૈતિક
સંસ્કૃતિની શુદ્ધમાં શુદ્ધ ને અણમોલ એવી વસ્તુ — શાન્તિ અને પ્રેમની
ભાવના, આત્માની નિર્મળતા અને સ્વસ્થતા — અખંડ અને અણીશુદ્ધ
સચવાઈ રહી હતી આ કેવું ભવ્ય ને પવિત્ર કામ છે! હું માનું છું કે
અગાઉ જેમ ખ્રિસ્તી સંઘોના મહાન સ્થાપકોએ — જેવા કે સંત બ્રુનો,
સંત બરનાર્ડ, સંત ફ્રાન્સીસે — જે કામ કર્યું હતું તેવું ગાંધીજી પણ કરે

અને આજે માનવજાતિ વિપત્તિ ને ક્રાન્તિનાં મહાવમળો ને વાવાઝોડામાંથી પસાર થઈ રહી છે તેમા તેઓ દેવનગરીની, મનુષ્યોના એકબીજા વિષેના પ્રેમની અને ભ્રાતૃભાવની, રક્ષા કરે!

અમે બુદ્ધિજીવીઓ — વૈજ્ઞાનિકો, સાક્ષરો, કલાકારો, ઇશ્વરે અમને આપેલી અલ્પ શક્તિને પણ વિશ્વકુટુંબની સ્થાપના માટે લોકોનાં મનને તૈયાર કરવામાં વાપરનારાઓ, 'વસુધૈવ કુટુમ્બકમ્' ની ભાવનાને માનનારાઓ — અમારા ગુરુ અને ભાઈ ગાંધીજીને પ્રેમ અને પૂજ્યભાવપૂર્વક, સસ્નેહ અને સાદર વદન કરીએ છીએ ભાવિ માનવજાતિને વિષે અમે વિશ્વૈક્યનો, વિશ્વકુટુંબનો જે આદર્શ સેવી રહ્યા છીએ તેને ગાંધીજી હૃદયમા તેમજ આચરણમાં સિદ્ધ કરી રહ્યા છે

## ૪૧. એક અંગ્રેજ મહિલાની શ્રદ્ધા

### કુમારી ડૉ. મૉડ રૉઈડન

આજે જગતમા સર્વોત્તમ ખ્રિસ્તી તે એક હિંદુ છે એમ આપણને ખ્રિસ્તીઓને લાગે — અને લાગે છે જ — એ વિચિત્ર વસ્તુ કહેવાય હું ગાંધીજીનું કામ વધારે ને વધારે નિહાળુ છું ને એમના ઉપદેશો વધારે ને વધારે વાંચુ છું તેમ તેમ મને વધારે ને વધારે અશે એમ લાગતુ જાય છે કે આ વાત સાચી છે હું જો એમ ઉમેરુ તો ગાંધીજીને માઠું નહીં લાગે, કે મારે મન ઈસુની સપૂર્ણતા અજોડ ને અદ્વિતીય છે; હું તો એટલુ જ કહુ છું — ને કહેવાની મારી ફરજ મને લાગે છે — કે ઈસુના શિષ્યોમા આજે ગાંધીજીના જેટલો એમની નજીક કોઈ પહોચેલો નથી

દર અઠવાડિયે મારી પાસે 'હરિજન'ના જે અંકો આવે છે તે જાણે ગરમ અને નપાણિયા મુલકમા નિર્મળ જળ પીવાને મળતુ હોય એના જેવા છે યુરોપમાં આજે જે સત્તાલોભી રાજકારણ ચાલી રહ્યુ છે તે ખોટી લાગણીએ ને ઉશ્કેરે છે ને તેની પાછળ ખોટી ફિલસૂફી રહેલી છે, તે જ્યાં શાન્તિસ્થાપના માટે કામ કરનાર મેદકો પણ એની જાળમા ફસાઈ જાય છે એમાનાં ઘણા એમ માનતા થયા છે કે 'ન્યાય બળજબરીથી સ્થાપવો' શક્ય છે, અને તેમાથી શાંતિની પણ સ્થાપના થશે. વચ્ચો પર, પૈ વડના ભાગવા પડ્યા પછી,

એક ઉપહાસચિત્ર પ્રગટ થયુ હતુ તે તેઓ ભૂલી જાય છે એ ચિત્રમા એક સ્ત્રીને ગળે ડૂચો દઈ, મુસ્કેટાટ બાધી, ભોય પર નાખવામા આવી હતી એક શસ્ત્રસજ્જ માણસ તેના પર ચોકી કરતો ઊભો હતો ચિત્રની નીચે લખેલુ હતુ 'વૉરસોમા શાન્તિ' આ લોકો એ પણ ભૂલી જાય છે કે ગઈ લડાઈ પછી રશિયા પર જે હુમલા થયા તેને લીધે બોલ્શેવિક રાજસત્તા વધારે દૃઢમૂલ બની જર્મનીને હડધૂત કરવામા આવ્યુ તેને પરિણામે હિટલર સત્તા પર આવ્યો અને છેલ્લુ યુદ્ધ જે 'યુદ્ધનો અંત આણવાને' લડાયુ હતુ તે પૂરુ થયા પછી વીસ વરસે, પહેલાના કરતા પણ વધારે ભીષણ યુદ્ધના ભણકારા વાગી રહ્યા છે

'હરિજન' મા લખાતા ગાધીજીના શબ્દો વાચતા આપણે આ નિરર્થક ઘોઘાટ ને ગોટાળામાથી નીકળીને તેની પાર શુદ્ધ અને ચોખ્ખી હવામા પહોચીએ છીએ એ હવા વધારે ચોખ્ખી છે, કેમકે આપણે યુદ્ધના ધૂળ અને વાવટોળની પાર જોઇ શકીએ છીએ, અને વધારે શુદ્ધ છે કેમકે એની પાછળ પ્રેરણા શુદ્ધ સત્યનિષ્ઠાની રહેલી છે

ગાંધીજી ગોળમેજી પરિષદને માટે વિલાયત આવ્યા ત્યારે તેઓ ગિલ્ડહાઉસમા અમારી આગળ ઐચ્છિક ગરીબાઈ વિષે ભાષણ આપવા આવ્યા હતા સભાગૃહ ચિકાર ભરાઈ ગયુ હતુ ને સેંકડો માણસો બહાર ઊભા હતા ગાધીજીને માટે આ કેવળ ભાષણનો વિષય નહોતો, એમના અનુભવની એ વાત હતી તેઓ શુ કહે છે એ સાભળવાને અમે કાન માડીને તૈયાર થઈ રહ્યા હતા ભાષણને અતે ઘણા સવાલો પુછાયા કેટલીકવાર મહાત્માજી જવાબ આપતા પહેલા થોભી જતા પાછળથી હુ સમજી કે મનુષ્યની ભાષામા આપી શકાય એટલા માટે જ જવાબ શકાય એટલા ચોકસ ને સાચા જવાબો આપી શકાય એટલા માટે જ જવાબ ગોઠવતા તેઓ જરાક થોભી જતા હતા મને યાદ છે તેમ તેમણે કહેલુ કે "અકિંચન બનવુ એ, પહેલવહેલા તો, શરીર પરથી કપડા ઉતારવા જેવુ નહીં, પણ હાડકા પરથી માસ ઉતારવા જેવુ લાગે છે પણ જો તમે મને પૂછો કે 'મિ ગાધી, તમે તો સુતરાઉ કપડાનો કચ્છ પહેરેલો છે તમે અકિંચન છો એમ તમે કેમ કહી શકો ?' તો હુ જવાબ આપુ કે જ્યા લગી હુ શરીર ધારણ કરુ છુ ત્યા લગી મારે એને કશાકથી પણ ઢાકવુ તો જોઈએ જ ' ' "એ કકડો કાપડ પણ" તેમણે અતિશય મોહક એવુ સ્મિત કરીને કહ્યુ

અહીં કોઇને મારી પાસેથી લઈ લેવુ હોય તો તે લઈ લે હુ પોલીસને નહીં બોલાવુ!"

બ્રિટિશ સરકાર મા-બાપે મહાત્માજીની સાથે પોલીસોની એક ટુકડી મોકલવાની વ્યવસ્થા કરી હતી એ પોલીસો બધા એ વખતે ગિલ્ડહાઉસમા ઊભા ઊભા ભાષણ સાભળતા હતા તેઓ ઉપરનુ વાક્ય સાભળીને ખડખડાટ હસી પડ્યા, બીજુ પણ કોઈ હસવુ રોકી શકયુ નહીં

એક વસ્તુ જોઈને ઘણા અગ્રેજ લોકોને આનન્દ થયો તેમણે જોયુ કે મહાત્માજીમા પણ આપણા જેવી વિનોદવૃત્તિ છે, અને જે વસ્તુઓ જોઈને આપણે હસીએ છીએ તે જોઈને તેઓ પણ હસે છે મને મારી મોટરમા થોડેક સુધી એમને બેસાડી જવાનુ માન મળ્યુ હતુ એ પ્રસગ પણ મને કેવો યાદ રહી ગયો છે! ગાધીજીને બીજી એક જગાએ જવાનુ હતુ, ત્યા તેમને હુ મારી મોટરમા લઈ જાઉ એમ તેણે કબૂલ કર્યું હતુ પણ અમે ગિલ્ડહાઉસમાથી બહાર આવ્યા ત્યા તો લોકોનુ મોટુ ટોળુ અમને ઘેરી વળ્યુ, અને મને મારી મોટર તરત જડી નહીં લડનની એકેએક મોટર ત્યા થઈને ચાલી જતી જણાઈ પોતાના હાકનારને આ માન માટે પસદ કરવામા આવશે એ આશાએ જાણે તે ક્ષણભર થોભી જતી હોય એમ લાગતુ હતુ હવા ઠંડી ને ભેજવાળી હતી, ને મહાત્માજીએ કઈક ઓઢેલુ હતુ એટલુ જ એમને મારે રોકવા ન જોઈએ એ હુ દુ ખપૂર્વક જાણતી હતી મેં કહ્યુ "આપ બીજી ગાડીમા જાઓ મારી ગાડીની વાટ ન જોશો" તેઓ કહે "હુ તો તમારી ગાડીની જ વાટ જોઈશ" મને જાણે મુગટ મળ્યો હોય એટલો આનન્દ થયો! મને ઈસુના એક અનુયાયીના શબ્દો યાદ આવ્યા "અકિંચન છતા વસ્તુમાત્રના સ્વામી" ગાધીજી પાસે પોતાની મોટર નહોતી, છતા મોટીબધી ગાડીઓ એમને વીંટળાઈ વળી હતી — એ આશાએ કે તેઓ એમાની એકને પસદ કરશે!

જગતને આજે ગાંધીજીની જે ઉપયોગિતા છે તે તો એમના અહિંસક પ્રતિકાર યા સત્યાગ્રહને અગે છે સિત્તેર વરસની જિંદગીના અનુભવમાં અનેક ફટકો વેઠ્યા પછી પણ તેઓ અહિંસક પ્રતિકારમા માને છે, એટલુ જ નહીં પણ દિવસે દિવસે તેમની એને વિષેની શ્રદ્ધા વધતી જાય છે આ હકીકતના

સાનથી એકલુ હિંદુસ્તાન જ નહીં, પણ આખુ જગત હજુયે કદાચ ઊગરશે આ મુદ્દા વિષે તેમને સવાલો પુછાય છે ત્યારે તેમના જવાબ હુ અતિશય આતુરતાથી વાચુ છુ, કેમકે યુરોપમા જે ઝેરવેર ને હિંસા ચાલી રહેલા છે તેનાથી હુ ગુગળાઈ રહી છુ

સૌથી અધિક તો હુ એક સ્ત્રી તરીકે આ મહાત્માની પાસેથી વધારેમા વધારે આશા રાખુ છુ

'હરિજન'ના કેટલાક તાજા અકોમા, જેવો સવાલ આ દેશમા સ્ત્રીપુરુષોને ઘણીવાર પુછાય છે તેવો જ ગાધીજીને પણ પૂછવામા આવ્યો છે સ્ત્રી પર શિયળભગનો પ્રસગ આવી પડે ત્યારે તેણે શુ કરવુ ? મહાત્માજી એનો શો જવાબ દેશે ? તેઓ કઈ ઉડાઉ જવાબ આપશે ? તેઓ શુ એમ કહેશે કે 'હુ સ્ત્રી નથી, એટલે સ્ત્રીઓની વતી જવાબ ન આપી શકુ ? અથવા ? તેઓ કેવો જવાબ આપશે ?

તેઓ તો કહે છે કે એવા સજોગોમા સ્ત્રીએ સામનો કરવો જોઈએ, જીવ જતા સુધી સામનો કરવો જોઈએ, પણ તેમ કરવામા તે હિંસા ન વાપરે હુ ગાધીજીને સ્ત્રીઓની વતી વદન કરુ છુ સ્ત્રીની નામરજી હોવા છતા તેના શિયળનો ભગ થઈ શકે છે, એટના માટે શિયળની બાબતમા સ્ત્રીની સ્થિતિ પુરુષના કરતા જુદી છે, એવો આસુરી વિચાર સાધારણ રીતે, ઠેરઠેર, શીખવવામા આવે છે એ વિચાર ગાધીજીના આ જવાબથી હણાય છે એ વિચાર સાચો નથી કોઈ પણ સ્ત્રી કે પુરુષને બીજુ કોઈ માણસ કઈ કરે તેનાથી તેની લાજ લૂટાતી નથી આપણે પોતે જ આપણી લાજ લૂટીએ છીએ કેટલીક વસ્તુઓ એવી ખરાબ છે જે મોત કરતાયે બૂરી છે, અને લાજ લૂટાવી એ એમાની એક છે પણ બીજા કોઈના કામથી કે ઇચ્છાથી કઈ માણસની લાજ લૂટાતી નથી આવો જવાબ આપવાની હિંમત ગાધીજી સિવાય બીજા કોણે ભીડી છે ? સર્વે સ્ત્રીઓએ તેને માટે તેમને માન આપવુ ઘટે છે

તેઓ આ વાત દુનિયાને ગળે ઉતારી શકશે ખરા ? પશ્ચિમમા તો લોકોને પશુબળ યા શસ્ત્રબળ પર ભારે આસ્થા છે મહાત્માજીનો તેમના દેશભાઈઓ પર જે પ્રભાવ છે તેને તોડી પાડવામા, યા તો શસ્ત્રબળનો સામનો શસ્ત્રબળથી જ

કરી શકાય એવો વિચાર તેમના મનમા દસાવનામા, જો પશ્ચિમની આ શ્રદ્ધા સફળ નીવડે તો શુ થાય? એનો વિચાર કરતા મન સમસમી ઊઠે છે તો હિંદુસ્તાનની જ નહીં પણ બ્રિટિશ સામ્રાજ્યની ને આખી દુનિયાની દુર્દશા થશે એકલા યુરોપમા જ નહીં, ઉત્તર ને દક્ષિણ અમેરિકામા જ નહીં, પણ પૂર્વમા પણ, જપાનમા જ નહી પણ કનફ્યુશિયસને અનુસરનાર શાન્તિવાદી ચીનમા પણ લોકોના મનમા હિંસા વિષેની આસ્થા વધતી જાય છે હિંદુસ્તાન એ શ્રદ્ધા ટકાવી શકશે ખરુ? જાદવાસ્થળીમા ઊતરેના જગતમા તે એકલુ આ સત્યને વળગી રહેશે ને આપણને પ્રકાશ બતાવશે ખરુ? તે જો આટલુ કરશે તો તો દુનિયા ઊગરના રી નહીં તો —?

હે હિંદુસ્તાન, તું ડગીશ નહીં!

## ૪૨. સાચા નેતૃત્વનાં ફળ

### વાઈકાઉંટ સૅમ્યુઅલ

કેટલીકવાર ગાધીજી એવા કામો કરે છે ને એવા શબ્દો બોલે છે કે હું ચિડાઈ જાઉં છુ મને એમા અશુદ્ધિ ને અનગાઈ દેખાય છે ઘણીવાર મને લાગે છે જાણે હું એમના પક્ષમા નથી પણ એમનો વિરોધી છુ. છતા એ બધો વખત મારી એવી ખાતરી હોય છે કે આ એક પુરુષ એવા છે જે સપૂર્ણ સત્યનિષ્ઠ ને અતિશય આપભોગ વડે, એક યા બીજે રસ્તે ચાનીને પણ, સારા ધ્યેયની સિદ્ધિને માટે તનમનથી અથાગ પ્રયત્ન કરી રહ્યા છે

જગતે તેના મહાપુરુષોને પિછાનવા ઘટે છે, તેના મહાન સેવકો પ્રત્યે ઉપકાર દર્શાવવો ઘટે છે 'મરેનાને ફૂલ, ને જીવતાને કાગ,' એ વચન કોઈ કટાક્ષમા કહ્યુ છે જીવના માણસો જ્યારે લાયક હોય ત્યારે આપણે તેમને પણ કેટલીકવાર ફૂલની માળા પહેરાવવી ઘટે છે

ગાધીજીએ તેમની લાબી જિંદગીમા હિંદની — અને હિંદ મારફતે આખા જગતની — ઘણી સેવાઓ કરી છે એમાની ત્રણ સેવા મને થી મોટી છે

તેમણે રાક સ્વભાવની એક પ્રજાને પોતાની સામે જોઈ જિતાવુ પરાધીન બનવુ, પજાન અકિંચિન, વહેમી ને ગરીબ રહેવુ, એને હિંદની અમક્ષિત પ્રજા પોતાનુ ઈશ્વરનિર્મિત ભાવિ સમજતી હતી. એ ભૂતકાળના

કાર્યોનુ ફળ છે ને વર્તમાનકાળના કપરા સજોગોમા એ ભોગવ્યા વિના છૂટકો નથી, એમ માનીને એ પ્રજા મન વાળતી હતી એ મનોદશા પલટવાની હિલચાલના નેતા તરીકે ગાધીજી આગળ આવ્યા તે વેળાએ તો એ હિલચાલ નાની હતી ને માડ ટગુમગુ ચાલતી હતી તેમના ગુણોએ તેમને થોડા જ સમયમા અગ્રસ્થાન અપાવ્યુ એમનામા આધ્યાત્મિક ઉત્સાહ અને રાજદ્વારી શાણપણ એ બેનો સયોગ હતો એવો સયોગ વિરલ હોય છે ખરો પણ તે જ્યારે દેખા દે છે ત્યારે તે કરોડો માણસોના દિલને હલાવે છે ને મોટા મોટા વિજયો મેળવે છે

ગાધીજીએ હિંદીઓને શીખવ્યુ ટટાર ઊભા રહેતા, આખ ઊંચી કરતા, આવી પડેલા સજોગોને ઠરેલ આખે જોતા ને તેનો સામનો કરતા ગાધીજીએ એમની પ્રજાને શીખવ્યુ કે ભૂતકાળનો અભ્યાસ કરવો ખરો, પણ તેમા ગરકાવ થઈ જવુ નહીં, માત્ર તેમાથી જે પાઠ શીખવા જેવો હોય તે શીખી લેવો તેમણે એ પ્રજાને શીખવ્યુ કે વર્તમાનકાળને મજબૂત પકડી રાખવો જેથી ભવિષ્યનુ ઘડતર ધારી રીતે થઈ શકે એમણે એમ પણ બતાવ્યુ કે આ ગૌરવની વૃદ્ધિમા, આ પ્રબળતર પ્રયત્નમા, હિંદની સ્ત્રીઓ પણ ભાગ લે એ બહુ જ જરૂરનુ છે

અગ્રેજો સ્વમાનવાળી પ્રજા છે એટલા જ માટે અમે બીજાઓના સ્વમાન વિષે આદર ધરાવીએ છીએ ગયા થોડાક વરસમા વાદવિવાદ ને લડાઈ ઘણા ચાલ્યા છે, છતા હુ બેધડકપણે કહુ છુ કે બ્રિટિશ પ્રજાના મનમા હિંદી પ્રજાને વિષે, તેમના સમાગમના સૈકડો વરસમાં અગાઉ કદી ન હતો એટલો સાચો આદર છે

માનવજાતિનો છઠ્ઠો ભાગ હિંદમા વસે છે માનવકુળના આ મોટા ભાગનો દરજ્જો વધારવામા, તેના મનમા આત્મગૌરવની ભાવના પેદા કરવામા, બીજા કોઈ પણ માણસના કરતા વધારે મદદ ગાધીજીએ કરી છે તેને માટે હિંદે તેમનો આભાર માનવો જોઈએ બ્રિટને પણ માનવો જોઈએ અને સમગ્ર જગત, જે આડકતરી રીતે ને આખરે આનો લાભ મેળવે છે, તેણે પણ ગાધીજીના ઋણનો સ્વીકાર કરવો જોઈએ

હિંદમા ચાલેલી હિલચાલ કેટલાક ભીષણ ગુનાઓ ને અત્યાચારોથી દૂષિત થઈ હતી ખરી પણ તે ગાધીજીની ઉશ્કેરણીથી કદી નહીં એ

અત્યાચારો તો એમની લાગણીભરી વિનતીઓનો ખુલ્લો અનાદર કરીને કરવામા આવ્યા હતા

એમના નામને વિખ્યાત કરનારી બીજી મહાસિદ્ધિ એ છે કે સ્વરાજ રૂપી સાધ્ય અને અહિંસારૂપી સાધન એ બેનો સયોગ તેઓ સફળતાપૂર્વક સાધી શક્યા છે વિરોધ કરવો, સમજાવટનો ઉપાય અજમાવી જોવો, તે કામ ન આવે તો જરૂર પડ્યે આજ્ઞાભગ કરવો પણ પશુબળ ન વાપરવુ વિરોધીઓના જીવ ન લેવા, અત્યાચાર ન કરવા, સશસ્ત્ર બળવો ન કરવો—એ એમનો સદેશ હતો અને છે હિંદુસ્તાનમા આવી નીતિ લોકોના સ્વભાવને બધબેસતી આવે છે તેમા ઘણા આપભોગની જરૂર પડે છે ખરી, પણ તે આપવાને એ લોકો હમેશા તૈયાર હોય છે એમની ન્યાયવૃત્તિને પણ આ રીત રુચે છે વળી એ રીત ધર્મને પણ અનુકૂળ છે

ગાધીજીની ત્રીજી સેવા તે હરિજનોને કાજે તેમણે જોશભેર ઉપાડેલી ઝુબેશ તેમણે એ સવાલને હિંદી રાજકારણમા મોખરે આણ્યો છે, અને તેને સફળતાને પન્થે ઘણો આગળ વધાર્યો છે રૂઢિપૂજકોના જક્કી ને હઠીલા વિરોધની સામે થઈને તેમણે આ કરોડો દુ ખી લોકોની સ્થિતિ સુધારવાનો અથાગ ને અવિરત પ્રયત્ન કર્યો છે, અને હિંદુસ્તાનને માથેથી આ કલક ધોઈ કાઢી તેને સુધરેલા દેશોમા તેને યોગ્ય એવુ અગ્રસ્થાન આપવાનો પ્રયત્ન કર્યો છે

એક મહાપ્રજાની ભાવના ઉન્નત કરવામા ને તેનુ આત્મગૌરવ વધારવામા આગેવાની, કેવળ આત્માના બળ વડે, અને શસ્ત્રબળની પ્રભુતા વિના, રાજકાજમા મોટામા મોટા પરિણામ સાધી શકાય છે, એમ આજની તેમજ આવતી કાલની દુનિયાને દેખાડી આપવામા આગેવાની, અન્યાયના ભોગ થઈ પડેલા કરોડો માણસોના સૈકાજૂની અવદશામાથી ઉદ્ધાર કરવામા આગેવાની —આના જેટલી સિદ્ધિ પોતે મેળવ્યાનું દર્શન, પોતાના સિત્તેર વરસના ઇતિહાસ પર નજર નાખતા, ક્યા જીવતા માણસને થઈ શકે એમ છે?

આવા પશ્ચાદ્દર્શનની આ ઘડીએ ગાધીજી સન્તોષ લઈ શકે એમ છે બીજાઓ પણ તેમને ચરણે વદના કરે તેમને અણીદાર કાંટા તો ઘણીવાર વાગ્યા છે, ને તેમાં ઉઝરડા તેમને ઘ ણીવાર ભરાયા છે હવે આપણે કૃતજ્ઞતારૂપી પુષ્પોનો ઉપહાર તેમને ચરણે ધરવો ઘટે છે

# ૪૩. ગોળમેજી પરિષદનાં સ્મરણો

## વાઈકાઉંટ સૅંકી

હું ગાંધીજીને પહેલીવાર ૧૯૩૧ના સપ્ટેમ્બરની ૧૬ મીએ મળ્યો હિંદી ગોળમેજી પરિષદની સમૂહતન્ત્ર બંધારણ સમિતિની બેઠકોમાં અમે મહિનાઓ લગી રોજ જોડાજોડ બેસતા પછી તો તેઓ હિંદુસ્તાન પાછા ગયા, ને ત્યારપછી હું તેમને કદી મળ્યો નથી. ઘણી ગરમાગરમ ચર્ચાઓમાં ને ઘણી ચિંતાભરી પળોમાં કોઈ માણસની જોડે આપણને બેસવાનું આવે, તો આપણને કાં તો તેને વિષે અનુરાગ પેદા થાય, અથવા તો અણગમો હું આશા રાખું છું કે મારી ગણતરી ગાંધીજીના એક મિત્ર તરીકે કરવામાં આવશે

તેઓ ગોળમેજી પરિષદમાં હાજરી આપવાને વિલાયત આવ્યા હતા લંડનમાં ડોરચેસ્ટર હોટેલમાં અમારી પહેલવહેલી મુલાકાત થઈ તેઓ આવવાના છે એવી અફવા ફેલાઈ હતી, એટલે લોકોના મોટા ટોળા બહાર રાહ જોતાં ઊભા હતા તેમની કાયા નાની હતી, ને તેમણે સ્વચ્છ શુભ્ર વસ્ત્ર ઓઢેલું હતું, પણ તેમને પોતાના ગૌરવનું ને પોતાની પ્રતિષ્ઠાનું ભાન હોય એવી રીતે તેઓ ચાલતા હતા તેમનો દેખાવ આકર્ષક હતો પણ મને સૌથી આકર્ષક લાગી તે તો એમની મોટી ને તેજસ્વી આંખો એ આંખોમાંથી એમના અંતરમાં ચાલતા વિચારોની ને તેમની પ્રતીતિઓની અટકળ કરી શકાય એમ હતું

હું સમૂહતન્ત્ર બંધારણ સમિતિનો પ્રમુખ નિમાયેલો હતો એટલે ગાંધીજીની સાથે પરિસ્થિતિની ચર્ચા કરવા માટે ઓરડાના એક દૂરના ખૂણામાં જવાનું મને કહેવામાં આવ્યું તેમણે પોતાના વિચારો સારી પેઠે લંબાણથી કહી બતાવ્યા તેમણે હિંદુસ્તાનના હલકા દરજ્જા વિષે ફરિયાદ કરી પણ તેમના કહેવા પ્રમાણે સરકારી તન્ત્રની પાછળ જે ભારે ખરચ થાય છે ને તેને લીધે ગરીબો પર કર નખાય છે, તેને વિષે તેમને વધારેમાં વધારે ચિંતા થતી હતી એમ દેખાઈ આવ્યું અમારી આખી વાતચીત દરમ્યાન ગરીબો વિષેની એમની દાઝ એ એમનો મુખ્ય વિષય હતો હિંદુસ્તાનના ગ્રામવાસીઓના ભાવિ વિષે તેમને વિશેષ કાળજી હતી, અને વધારેપડતા મિલો ને કારખાના થાય તો તેનું પરિણામ માઠું આવવાનું એમ તેઓ માનતા હતા તેમણે

સત્યાગ્રહ વિષેના પોતાના વિચારો મને જણાવ્યા, અને દેશના રક્ષણનો સવાલ આવ્યો ત્યારે તેમણે અહિંસાના હિંદુ સિદ્ધાન્ત વિષે ખાસ ભાર દીધો

સમિતિની પહેલી બેઠક ૧૪મી સપ્ટેંબરે લંડનમા સેંટ જેમ્સના મહેલમા થઈ ગાંધીજીનો મૌનવાર હતો એટલે તેઓ એક પણ શબ્દ બોલ્યા નહીં ૧૫મી ને મંગળવારે તેમણે પહેલુ ભાષણ આપ્યુ એને વિષે મેં તે વખતે નોંધ કરેલી "ગાંધીજી બહુ ધીમેથી ને વિચારપૂર્વક, મિનિટના ૫૭ શબ્દની ઝડપે, બોલ્યા તેઓ કશી નોંધ વિના લગભગ કલાક વાર બોલ્યા ભાષણ શરૂ કરતા પહેલા હાથ જોડીને પ્રાર્થના કરતા જણાયેલા તેઓ મારી જોડાજોડ બેઠા હતા તેમણે ચપ્પલ ને કચ્છ પહેરેલા હતા, ને મોટી ધોળી શાલ કે ધાબળી ઓઢેલી હતી" તેમણે હિંદુસ્તાનને માટે સ્વરાજ માગ્યુ, અને લશ્કર તથા નાણા પર અંકુશ માગ્યો એ પરિષદનો શારીરિક ને માનસિક શ્રમ ગાંધીજી કેવી રીતે વેઠી શક્યા એનુ મને હમેશા અતિશય આશ્ચર્ય થયુ છે તેઓ કદી ચૂક્યા વિના શરૂઆતથી આવતા ને તે દિવસનું કામકાજ પૂરુ થાય ત્યા લગી બેસતા એ વખતની કરેલી મારી એક નોંધ પરથી જણાય છે કે કેટલાક દિવસોએ તો ૮૦ હજાર જેટલા શબ્દો પરિષદમાં બોલાયેલા

પણ ગાંધીજીનુ ખરુ કામ તો પરિષદ થોડાક વખત માટે મોકૂફ રહી ત્યારે જ શરૂ થયુ રાતે મોડા સુધી, ને સવારે વહેલા ઊઠીને, તેઓ જુદા જુદા વર્ગના લોકો જોડે વાતચીતો ને ચર્ચાઓ કરતા, અને તેમને પોતાના મત તરફ વાળવા પ્રયત્ન કરતા વડા પ્રધાનો ને સરમુખત્યારો પાસે પોતાની પ્રજાના લોકો પાસે પોતાના વિચારો કબૂલ કરાવવાના સાધનો ને તકો પડેલા હોય છે પણ જેણે પોતાના પ્રયત્ન ને આચરણ વડે પોતાના જીવનમાર્ગમા જ આટલા કરોડો માણસોને પોતાના પક્ષમાં મેળવી લીધાં હોય, એવો દાખલો ગાંધીજી સિવાય બીજા કોઈનો મળશે કે કેમ એ શંકાસ્પદનું છે

અનેકવાર તેઓ અંતરમાંથી ઊઠતા અવાજથી દોરાતા હોય એમ દેખાતું હતું. જગતના ઈતિહાસમાં જુદા જુદા યુગોમાં બીજા મહાપુરુષોને એવો અનુભવ થયો છે. સોક્રેટિસ અને સેંટ પોલના દાખલા લો. એવા પુરુષો પાગલ માણસના ભ્રમોને અનુસરતા હોય કે તેમનામાં અલૌકિક ડહાપણ હોય, તોપણ તેમના સંસર્ગમાં આવનાર માણસો પર તેઓ પ્રભાવ તો પાડે જ છે. ગાંધીજી રાજદ્વારી સંત છે. કેટલીકવાર તેમની માગણી અશક્ય હોય છે, પણ તેઓ હંમેશાં ધર્મપરાયણ રહે છે; અને હિંદુસ્તાન માટે તેમજ ગરીબોને માટે બની શકે તે કરવાની આતુરતા હંમેશાં ધરાવે છે

મારો પોતાનો અભિપ્રાય આપવો હોય તો હું કહું કે ગાંધીજીના જીવનની પરિસમાપ્તિ આવશે ત્યારે સહુ કબૂલ કરશે કે તેમણે કરેલા પ્રયત્નોને પ્રતાપે તેઓ દુનિયાને હતી તેના કરતાં સારી મૂકી ગયા

## ૪૪. હિંદુ ધર્મના એક પરમ જ્યોતિર્ધર

### ડી. એસ. શર્મા

એક અમેરિકન પ્રવાસીએ એકવાર કહેલું કે 'હું હિંદુસ્તાન આવ્યો છું ત્રણ વસ્તુ જોવાને — હિમાલય, તાજમહાલ, અને મહાત્મા ગાંધી. આ દેશમાં વસનારા આપણે મહાત્મા ગાંધીની એટલા બધા નજીક છીએ કે એમના વ્યક્તિત્વની ભવ્યતા પૂરી નિહાળી શકતા નથી કે તેમના 'સત્યના પ્રયોગો'નું જગતના ઇતિહાસમાં શું સ્થાન છે એ યથાર્થપણે સમજી શકતા નથી. તેમણે પોતે કહ્યું છે કે તેમનો સંદેશો હિંદુસ્તાનમાં, અને હિંદી રાજકારણની પરિભાષામાં, અપાયેલો છે ખરો; પણ તેની ઉપયોગિતા આખા જગતને સારુ છે. પણ માનવજાતિને સદાચાર અને ઈશ્વરનિષ્ઠાની આજના કરતાં ઊંચી પાયરીએ ચડાવવાની આખરી નેમ જે પુરુષે રાખી છે તેના જીવનમાં રાજકારણ ઓછામાં ઓછો ભાગ ભજવે છે.

આપણે આપણા પોતાના જમાનામાં હવાઈ વિમાનોના વિજયો જોયા છે. પણ મહાત્મા ગાંધીની શોધ માનવજાતિને માટે વિમાનના કરતાં અધિક મહત્ત્વની છે; અને જગતના ભાવિ પર સેંકડો વરસ લગી તેની અસર ઘણી વધારે મહત્ત્વની નીવડશે. કેમકે તેમનો સત્યાગ્રહ એ આધ્યાત્મિક ક્ષેત્રમાં વિમાનો ચલાવવાનું શાસ્ત્ર જ છે; બીજું કંઈ નથી. તે જ્યારે યથાર્થ રૂપમાં

રાષ્ટ્રીય ને આંતરરાષ્ટ્રીય પ્રશ્નો પરત્વે કરેલો એ અહિંસાનો જ પ્રયોગ છે આ મહાસિદ્ધાન્ત મનુષ્યમા રહેલા દૈવી અંશને વિમુક્તિ અપાવવાનુ સામર્થ્ય ધરાવે છે એ સિદ્ધાન્તના વિસ્તાર અને અમલને માટે જે ધાર્મિક પૂર્વપીઠિકા જોઈએ તે જગતમાં હિંદુસ્તાન સિવાય બીજા કોઈ પણ દેશની પાસે નથી તેમના કહેવા પ્રમાણે સ્વરાજ અહિંસા વડે મેળવવાનુ છે, અને એ સ્વરાજમા સર્વ ધર્મો પ્રત્યે સમાન વર્તન થશે, ને સર્વ કોમોને સરખા હક્કો ને અધિકારો મળશે,—એવી સ્વરાજ વિષેની એમની કલ્પના છે 'एक सद् विप्रा बहुधा वदन्ति' (સત્ એક છે, તેને વિપ્રો બહુ રીતે વર્ણવે છે) એ હિંદુ ધર્મનો જે સિદ્ધાન્ત છે તે જ ગાંધીજીની સ્વરાજ વિષેની આ કલ્પનામાં રાજકીય રૂપમા પ્રગટ થાય છે અસ્પૃશ્યતાનિવારણની અને અર્વાચીન જાતિવ્યવસ્થાની અસમાનતાઓ દૂર કરવા માટેની જે હિલચાલ તેમણે ઉપાડી છે તેનો ઉદ્દેશ એ જ છે કે વર્ણવ્યવસ્થાની મૂળની વિશુદ્ધિ પાછી સ્થાપવી કેમકે ગાંધીજી માને છે કે વર્ણવ્યવસ્થા એ જગતની મોટામા મોટી સામ્યવાદી વ્યવસ્થા છે હિંદના ગામડાંમા રેંટિયા અને હાથસાળની પુનઃસ્થાપના માટે તેઓ ધગશભેર જે વિનતી કરે છે અને આ દેશમાથી દારૂનો સદંતર બહિષ્કાર કરવા વિષેની તેમની જે દલીલ છે, તે આપણને યાદ દેવડાવે છે કે ભારતીય સંસ્કૃતિનુ ખરુ સ્વરૂપ કેવુ છે, અને એ સ્વરૂપને ગમે તે ભોગે સાચવી રાખવાનો આપણો ધર્મ છે વળી, એ બધા ઉપરાંત, તેઓ સર્વ રાજકીય તેમજ સામાજિક પ્રશ્નોને ધાર્મિક દૃષ્ટિએ વિચારવા ને ઉકેલવા માગે છે, જીવનના પ્રત્યેક ક્ષેત્રમા સત્ય અને અહિંસાનો આગ્રહ રાખે છે, અને રોજેરોજના જીવનની વીગતોમા પણ મનુષ્યમાત્રનુ આધ્યાત્મિક ઐક્ય સ્વીકારીને વર્તે છે, એ બધાં હિંદુ ધર્મના ઉત્તમોત્તમ અંગો છે આધુનિક જગતમા પ્રત્યેક ઇંદ્રિયને અતિશય ભ્રષ્ટ કરનારી ઘણી વસ્તુઓ પડી છે એવા જગતમા ગાંધીજીએ, તેમના તપોમય જીવન વડે તેમના ઉપવાસો ને વ્રતો વડે, બ્રહ્મચર્ય તપસ્યા ને વૈરાગ્યના પ્રાચીન હિંદુ આદર્શો ટકાવી રાખ્યા છે આમ ગાંધીજી ઉપદેશ અને આચરણ બંને વડે હિંદુ ધર્મનુ એવુ ભાવિ રચવાનો રસ્તો બતાવી રહ્યા છે જે એના ભૂતકાળની ખરેખરી બરોબરી કરે એવુ હોય બેશક તેઓ આ ધર્મની મોટામા મોટી સર્જનશીલ વ્યક્તિઓમાના એક છે, એ ધર્મના એક પરમ જ્યોતિર્ધર છે, અને તેમના ભાષણો ને વ્યાખ્યાનો હિંદુઓના ધર્મગ્રન્થોમા સ્થાન પામ્યા વિના નહીં રહે

# ૪૫. નાનકડા પણ મહાન

**ક્લેર શેરીડન**

આ નાનકડા પણ મહાન એવા મહાત્માને મળ્યા વિના કોઈ પણ માણસને એમના સાચા વ્યક્તિત્વનો ખ્યાલ આવવો અશક્યવત્ છે.

વિલાયતમાં છાપાંઓ જાણીબૂજીને એમને વિષે ગેરસમજ ફેલાવે છે. એ છાપાં તેમને જો ખરેખરો ન્યાય કરે, તો હિટલર, મુસોલિની ને સ્ટેલીનના જેટલી મોટી તેમની જાહેરાત થાય. મને ઘણીવાર એવો વિચાર આવ્યો છે કે અમુક દિવસે ને અમુક ઘડીએ રેડિયો ચાલતો કરીને આપણે દરિયાપારથી આવતું ધમકીઓ ને ડરામણાંથી ભરેલું ભાષણ સાંભળીએ છીએ, તેને બદલે જગત મહાત્મા ગાંધીનો અવાજ સાંભળી શકતું હોત, અને એમના મુખમાંથી કેટલાંક અવિચળ, સનાતન સત્યો કાને પડવા દેતું હોત, તો કેવું સારું થાત! એ ભાષણો કેટલાં જ્ઞાનવર્ધક, કેટલાં સ્ફૂર્તિદાયક નીવડત! કેમકે એમાં સ્પષ્ટ વિવેચનો હોય છે, આદર્શવાદી વિચારો હોય છે; પણ નથી હોતો દ્વેષ, ને નથી હોતી હિંસાની ધમકીઓ.

લૉર્ડ લંડનડરીએ મને પૂછેલું: 'ગાંધી આપણા લોકો વિષે મનમાં બહુ દ્વેષ રાખે છે?' એ પ્રશ્ન સાંભળીને મને નવાઈ લાગેલી એ મને યાદ છે. ગાંધીજી કોઈ પણ વ્યક્તિ કે વર્ગને વિષે દ્વેષ રાખી શકે એવો વિચાર ધરાવવો, એ ગાંધીજીના સ્વભાવ વિષેનું ઘોર અજ્ઞાન સૂચવે છે.

ગોળમેજી પરિષદના દિવસોમાં બહુ નજીકથી એમનું નિરીક્ષણ કરવાનું સદ્ભાગ્ય મને મળ્યું હતું. મારાં બહેનપણી શ્રીમતી સરોજિની નાયડુની મારફતે હું તેમનું પૂતળું બનાવવાની પરવાનગી મેળવી શકી હતી.

એ કામ સહેલું નહોતું. તેઓ પૂતળું કરાવવાને જ ખાસ બેસે એમ તો હતું નહીં. એનું કારણ કાં તો નમ્રતા, કાં તો કામનો અતિશય બોજો, અથવા તો કલાને વિષે રસનો અભાવ હશે! કદાચ ત્રણેય કારણ પણ હોય.

એ પરથી મને લોકનાયક લેનીન યાદ આવ્યા. ૧૯૨૦ માં મૉસ્કોમાં ક્રેમલીનમાં તેમના કાર્યાલયમાં મને પ્રવેશ અપાયો ત્યારે તેમણે એવી જ શરતો કરી હતી. આ બે લોકનેતાઓ વચ્ચે અજાયબી પમાડે એવું સામ્ય છે.

બેની વચ્ચે હિંસા અહિંસા પરત્વે મતભેદ છે ખરો, છતાં બંને ભારે ધગશવાળા આદર્શવાદીઓ છે.

હું મહાત્માજી સમક્ષ પહેલીવાર ગઈ ત્યારે તેમણે મને કહ્યું (જેમ લેનીને પણ કહેલું): 'ખાસ તમને પૂતળું કરવા દેવા માટે હું તમારી સામે બેસી નહીં શકું. હું મારું કામ કર્યે જઈશ. એવી સ્થિતિમાં તમારાથી જે કંઈ કરી શકાય તે કરજો.'

ગાંધીજીએ ભોંય પર બેઠાં બેઠાં રેંટિયો ચલાવવા માંડ્યો. લેનીને એમની ઑફીસની ખુરસીમાં બેઠા બેઠા વાંચવાનું ચાલુ રાખ્યું હતું.

બન્ને પ્રસંગે મને એ પ્રસિદ્ધ પુરુષોમાં મૂક રોષ ભરેલો લાગ્યો હતો; પણ બન્ને પ્રસંગમાં છેવટે અમારી બન્નેની વચ્ચે પરસ્પર મિત્રતા બંધાઈ હતી એક દિવસ ગાંધીજીએ, લેનીનના જેવા શબ્દોમાં ને તેમના જેવા જ કટાક્ષવાળા સ્મિત સાથે, કહ્યું:

'ત્યારે તમે મિ. વિન્સ્ટન ચર્ચીલનાં મસિયાઈ બહેન છો, એમ?'

એ જ જૂની ગમત: વિન્સ્ટનની એક સગી તેમના કટ્ટામાં કટ્ટા શત્રુની સાથે મિત્રતા બાંધે! ગાંધીજીએ આગળ ચલાવ્યું:

'તમે જાણો છો કે તમારા ભાઈ મને મળવાની ના પાડે છે? પણ તમને મળતાં મને કેટલો આનંદ થયો છે એ તમે એમને કહેશો કે નહીં?'

લેનીને પણ લગભગ એ જ રીતે કહેલું: 'તમે તમારા ભાઈને કહેજો...વગેરે.'

બન્ને પુરુષોનાં માથાં જ્યારે ઘડાઈ રહ્યાં ત્યારે મેં દરેકને પૂછેલું: 'આપને આને વિષે શું લાગે છે? બન્નેએ એક જ જવાબ આપેલો: 'હું શું જાણું! મારો ચહેરો બરાબર ઊતર્યો છે કે નહીં એ હું તો ન જ કહી શકું. ને મને કલાની કશી ગમ નથી. પણ તમે કામ સારું કર્યું લાગે છે!'

આ બેમાંથી કયા પુરુષની છાપ જગત પર વધારે રહી જશે? એ વિચાર મને ઘણીવાર આવે છે.

રશિયાનો વિચાર કરતાં, લેનીને તેના પર કશી છાપ મૂકી હોય એમ દેખાતું નથી, સિવાય કે એક કાચની પેટીમાં સાચવી રાખેલો એમનો મૃત દેહ

# GANDHI FILM COMMITTEE

Room 305 Top Floor,
20, Haines Road Mahalakshmi
BOMBAY 11



તેઓ મૂકી ગયા છે પણ એ વિષે મત બાંધવાનો સમય હજુ આવ્યો ન કહેવાય ખ્રિસ્તી ધર્મને પ્રચાર પામતા બસો વરસ લાગ્યા હતા

ગાંધીજીનું કામ હજુ ચાલી રહ્યુ છે તેમના કામના ફળ આવવાની શરૂઆત થઈ ચૂકી છે

હુ માનું છુ કે આ બન્ને પુરુષોએ જગતને અમર સદેશો આપેલો છે. એ સદેશો એવો છે જે દીન દુખી ને દલિતોને આશા ને ઉત્સાહ આપે છે એ સદેશાએ રાક માણસોને તેમના માથા ઊચકતા, ને જગતમા પોતાનું સ્થાન શુ છે તે સમજતા, શીખવ્યુ છે

ગાધીજીના સદેશામાં જે આધ્યાત્મિકતાનો અશ છે તે એને ભવ્યતાની કોટિએ પહોચાડે છે

જેમણે લેનીનની લડતમા પ્રાણ ગુમાવ્યા છે તેઓ વીર લાગે, પણ જેમણે ગાધીજીને નામે પ્રાણ પાથર્યા છે તેઓ તો વીર અને શહીદ બને લાગે છે

અમેરિકાના શિલ્પકાર જો ડેવીડસને પણ ગાધીજીના માથાની પ્રતિમા ઘડી હતી તેમની સાથે વાત કરવાનો પ્રસગ મને મળ્યો હતો જો ડેવીડસને આપણા જમાનાના ઘણાખરા અગ્રેસર પુરુષોના પૂતળા ઘડ્યા છે અમે એક વાતમા સમત થયા કે એ લોકોને મળતાં અમને નિરાશા ઊપજી હતી એ બધાની સાથે પહેરેગીરોની હારો ન હોય, ને તેમણે ઝટવી પાડેલા મહેનોમા તેમને એમાટેના ન હોય તો એમાના એક પણ માણસની છાપ આપણા મન પર ન પડે પણ ગાધીજી એ સહુથી નોખા તરી આવે છે નાનકડા, ઉઘાડ પગવાળા, ને ખાદીથી ઢકાયેલા શરીરવાળા આ પુરુષની ભવ્ય સાદાઈ મન પર ગાઢી છાપ પાડે છે તેમના વ્યક્તિત્વની છાપ એવી ઊડી પડે છે, તેમને રીતે આપણા મનમા એવો બધો આદર ઊપજે છે, કે અમે ઉતાવાર જોવા પળ્યા સાર ને પુનર્ભાવપૂર્ક એમના નામને સુમન કર્યુ તેમણે મને ખબરી આપી કે તેમને ધારેધાર મારે રીતે પ્રેમ (કદુ ભિન્નની દમનો) ઉપ ગ્યો છે, ને તેઓ તેમના મિત્રોને કદી ભૂલી જતા નથી.

રેંટિયા તરફ જોઈ રહ્યા છે પણ મને તો એ જાણે ઊંડા ધ્યાનમા ઊતરી ગયેના બુદ્ધ હોય એવા લાગે છે એમની અવિચળ શાન્તિમાથી જે ગહન વિચારોનો પ્રવાહ નીકળે છે તે જાણે મને દેખાતો હોય, એવુ ભાન મારા મનમા જાગે છે

એ દિવસોમા એમની આસપાસ જે દુનિયા હતી તે નાની હતી પણ તેમા વિવિધતા ઘણી હતી

દરરોજ સવારે દસથી બાર સુધી તેઓ સલાહ લેવા આવનારાઓને તથા પ્રશસકોને મળતા તેમને તેઓ હેતથી ને સહિષ્ણુતાથી આવકાર આપતા પણ પોતાના કાતણમા ખલેલ પડવા દેતા નહી માત્ર એક જ વાર તેઓ મળવા આવનારને આવકાર આપવા ઊભા થયેના હુ નથી માનતી કે કોઈ રાજા આવ્યો હોત તો તેઓ ઊભા થયા હોત પણ વિલાયતના એક ઊંચા દરજ્જાના પાદરીને આવકાર આપવા તેઓ ઊભા થયા એ પાદરી એક ચોપડી લઈને એમની પાસે આવેના ને 'અમારે સારા ખ્રિસ્તી થવા માટે શુ કરવુ?' એ વિષે લખવાને ગાધીજીને વિનતી કરેની

જે માણસો ઘણો વખત બેસી રહેતા અથવા જેમના સવાલોમા છીદ્ર કે આગ્રહ દેખાતા તેમને તેઓ જે દૃઢતાથી છતા સૌમ્ય રીતે જવાનુ કહેતા તેની મારા મન પર ઊંડી છાપ પડેલી

એક ગૃહસ્થ કહેતા હતા કે પોતે દક્ષિણ આફ્રિકામા ગાધીજીના પરિચયમા આવ્યા હતા, એ પરિચયની યાદ તે ગાધીજીને દેવડાવવા માગતા હતા તે કહેવા લાગ્યા

'દક્ષિણ આફ્રિકામા આપણે વાતો કરેની તે તમને યાદ નથી ગાધીજી?'

'મને દક્ષિણ આફ્રિકા તો યાદ છે—'

'ડરબનની હોટેનનો બાગ તમને યાદ નથી?'

'મને યાદ છે કે મારે બાગમા ન જવુ એ શરતે મને એ હોટેલમા પ્રવેશ આપવામા આવેલો હિંદુ મહેમાન પોતાની ઓરડી બહાર ન ફરેફરે તો જ એ લોકો તેને દાખલ કરતા પણ એ વાતમા કઇ રસ નથી તમને મળ્યાનો મને આનન્દ થાય છે, મિ એ, પણ તમને ઉતાવળ હોય તો હુ તમને રોકવા ઇચ્છતો નથી '

મિ એને વીલા પડેલા જોઈ મને ખેદ થયો પણ હું નથી માનતી
કે ગાંધીજીએ જે પરિચયનો અભાવ બતાવ્યો તેની પાછળ કઈ વિચાર ન હતો
કદાચ એમને 'દક્ષિણ આફ્રિકામા થયેલી કેટલીક વાતો ' યાદ આવી હશે જ

મળવા આવનારાઓની હાર જામેલી હતી, ને ગાધીજીના શિષ્ય ને મન્ત્રી
એક પછી એક જણને ગાધીજી પાસે મોકલતા હતા બીજા મુલાકાતી તે
સરસ પોશાકવાળા એક અગ્રેજ હતા મહાત્માજીએ એમને અતિશય સ્નેહથી
આવકાર આપ્યો પણ ઇંગ્લડની આમોહવા ને લીનોતરીથી વાત આગળ ન
વધી એ ગૃહસ્થ ડાકટર હતા, અને પૂનામા ગાધીજી પર એપેન્ડીસાઈ
ટીસને માટે તાકીદે, મીણબત્તીને દીવે, શસ્ત્રક્રિયા કરી એમણે ગાધીજીનો જીવ
બચાવ્યો હતો

ડાકટરની પછી એક ફ્રેંચ મહિલા વકીલ આવી ગાધીજીએ તેને પૂછ્યુ
' ફ્રાન્સે હજુ તેની લડાયક વૃત્તિ સાચવી રાખી છે કે ?' પેલી મહિલા એનો
વિરોધ કરવા જરાક ટટાર થઈને કહે ' ગાધીજી, લડાઈ અમે નહોતી શરૂ
કરી અમે તો અમારો બચાવ કરેલો ' એ સાભળીને ગાધીજીએ સહિષ્ણુતા
પૂર્વક સહેજ સ્મિત કર્યું

પછી આવ્યા ગરમ પક્ષના એક છાપાના તત્રી જે જે પ્રશ્ન પૂછવાની
તાલાવેલી મારા પોતાના મનમા થતી હતી તે દરેક પ્રશ્ન ચર્ચા માટે રજૂ થયો
તન્ત્રીની પાસે બહુ ચોક્કસ દલીલો હતી ગાધીજીની પાસે દરેક દલીલને માટે
જવાબ હતો, તેમના જવાબ ચોક્કસ ને સન્તોષકારક હતા

તન્ત્રીનુ કામ પતી ગયુ એટલે અમેરિકન હબસી નેતા પૉલ રોબસનની
પત્ની આવી ગાધીજીના પગ આગળ ભોય પર બેઠી, ને અમેરિકાના હબસી
પ્રશ્ન વિષે તેમનો મત પૂછવા લાગી એ પ્રશ્નનો વિચાર મહાત્માજીને અગાઉ
કરવો પડ્યો હોય એમ ન લાગ્યુ પણ શ્રીમતી રોબસને તો આકડા રજૂ કર્યા,
અને પૂછ્યુ ' કોક દિવસ હબસીઓની શક્તિ ને સત્તા ગોરાઓ કરતા વધી
જશે એમ આપ માનો છો ખરા ?'

ગાધીજીએ ના પાડી પણ પેલી બહેને તો સવાલો ચાલુ રાખ્યા
' અમે ગોરાઓ જોડે ભળી એકાકાર થઇ જઈશુ એમ આપ
માનો છો ?'

'કદાચ —'

'પછી —?'

'પછી હુબસીઓનો સવાલ નહીં રહે'

એકાએક એક જર્મન યુવતી ખબર આપ્યા વિના જ ચાલી આવી મહાત્માજીની સાથે એનો એટલો સારો પરિચય દેખાતો હતો કે એને શિષ્ટાચારની જરૂર ન લાગી ગાંધીજીએ રેંટિયો અટકાવ્યો, અને પોતાનો પાતળો, નરમ હાથ લંબાવ્યો પેલી બહેને એ હાથ પોતાના બંને હાથમા લીધો, ને એ જાણે કોઈ પવિત્ર અવશેષ હોય એમ એને પકડી રાખ્યો

ગાંધીજીએ પૂછ્યુ 'તમે જર્મની પાછા જાઓ છો?'

પેલી બહેને માથુ નમાવ્યુ, તેના હોઠ ફરક્યા, પણ તેણે જવાબ દીધો નહીં તેની આંખમા આસુ હતા

તેણે વિદાય લેતા એક ડગલુ પાછળ ભર્યું તેના હાથ હજુ લંબાવેલા હતા તેની આંખો ગાંધીજી પર હજુ ઠરી રહી હતી. તે જાણે ભારે હર્ષ અનુભવતી હતી પછી તેણે ડસકુ ભર્યું, ને ચાલી ગઈ

આગાખાનનો સંદેશો લઈને એક પાઘડીવાળા ગૃહસ્થ આવ્યા 'બહુ જરૂરની વાત છે ના આગાખાન આશા રાખે છે કે આપ લવાદીની સૂચના કબૂલ રાખશો'

પછી એક હિંદુ વિદ્યાર્થી એની અમેરિકન પત્નીને લઈને આવ્યો ગાંધીજીએ એ યુવતી તરફ નજર નાખી તેને જોઈ લીધી, ને યુવાનને પૂછ્યુ તમારાં પત્નીને તમે હિંદુસ્તાન લઇ જવાના છો?'

પેલાએ હા તો પાડી, પણ એમા જરા ગભરાટ હોય એવો ભાસ મને થયો એની પત્ની મુગ્ધ ને ચચળ હતી, ને તેનો આત્મવિશ્વાસ દેખાઈ આવતો હતો તેણે પૂછ્યુ તમે અમેરિકા ક્યારે આવો છો, મહાત્માજી?'

'હજુ હમણા નહીં—'

'તમને જોવાને ત્યા દરેક માણસ તલપાપડ થઈ રહ્યુ છે!'

મહાત્માજીની આંખો જરાક ચમકી 'મારા કેટલાક મિત્રો કહે છે કે મને ત્યા પ્રાણીસંગ્રહાલયમા મૂકી દેવામા આવશે' ('ના, ના' ના અવાજ, અને હાસ્ય)

પછી મહાત્માજીના ચરિત્રલેખક ચાર્લી ઍન્ડ્રુઝ આવ્યા, ને શનિ રવિના કાર્યક્રમની વીગતો ચર્ચવા લાગ્યા.

ગાંધીજીએ કહ્યું: 'હા, હા.' તેમનું ધ્યાન તો સૂતરનો તૂટેલો તાર સાંધવામાં હતું.

'અને, બાપુ, આજે સાંજે પંદર બિશપોની મુલાકાત છે તે ભૂલશો નહીં. લંડનના બિશપ સાત વાગે ખાસ તમને મળવા આવવાના છે.'

ગાંધીજીએ ચોંકીને ઊંચું જોયું: 'પણ સાત વાગ્યાની પ્રાર્થનાનું શું?'

મિ. ઍંડ્રુઝે કહ્યું કે એ કાં તો વહેલી કરી લેવી કે મોડી કરવી.

ગાંધીજીએ નિશ્ચય કરી લીધો: 'અહીં આવતાં રસ્તે મોટરમાં કરી લઈશું.'

પશ્ચિમના ધમસાણમાં પૂર્વના તપસ્વીના જીવનનો ક્રમ ટકાવી રાખવો કેટલો કઠણ હતો તે દેખાઈ આવતું હતું. સોમવારના મૌન પર તરાપ વાગવાની બીક હંમેશાં રહેતી, અને ઘણા મક્કમ પ્રયત્ન વડે જ મૌનવાર જાળવી શકાતો. ખોરાકનો વિચાર કરવામાં પણ હંમેશાં ઘણો વખત જતો.

એકવાર સાંજના સાતની પ્રાર્થનામાં હાજર રહેવા દેવા માટે મેં આભાર માન્યો, એટલે ગાંધીજીએ કહ્યું: 'એમાં સહુને આવવાની છૂટ છે. પણ તમારે જો સવારની ત્રણની પ્રાર્થનામાં આવવું હોય તો તમે રાતે કિંગ્સલી હૉલમાં રહી શકો એવી ગોઠવણ મારા મિત્રો સાથે હું કરીશ. પણ તમારે ઓઢવાનું સાથે લાવવું પડશે, કેમકે ત્યાં અમે બધાં ગરીબ માણસો છીએ.'

કિંગ્સલી હૉલ એ મિલમજૂરોની સેવા કરનારું કેન્દ્ર છે. કુમારી મ્યુરીએલ લેસ્ટરે પોતાનું જીવન અને ધન એને સમર્પણ કર્યું છે. કુમારી લેસ્ટરના સેવાકાર્યની કદર બતાવવા માટે ગાંધીજીએ વિલાયતના નિવાસ દરમ્યાન કિંગ્સલી હૉલની પરોણાગત સ્વીકારવાનું કબૂલ્યું હતું.

એક ધુમસવાળી ને કકડતી ટાઢવાળી રાત્રે હું આવી પહોંચી. એક નાનકડી, સફેદ દીવાલોવાળી, ઓરડી મને અપાઈ. ખુલ્લી અગાશી પર થઈને એમાં જવાનું હતું. ધોરા પર ઊભેલી શુભ્રવસ્ત્રાચ્છાદિત આકૃતિ તે મીરાંબહેનની હતી. કોઈ શિલ્પીએ ઘડેલી સાધ્વીની મૂર્તિ ન હોય એવો એમનો દેખાવ હતો. એમણે મને ત્રણ વાગ્યાને સુમારે ઉઠાડવાનું વચન આપ્યું.

એ રાત્રિ — એની અનેરી ગૂઢ સુંદરતા — હું કદી ભૂલવાની નથી. અડધી ઊંઘની હોઉં એવી હું ફરનો ઝભ્ભો ઓઢીને મીરાંબહેનની પાછળ પાછળ મહાત્માજીની ઓરડીમાં ગઈ. એ ઓરડી નાની, સફેદ દીવાલોવાળી, ને ટાઢીગાર હતી. તેઓ જમીન પર પાથરેલી એક પાતળી ગાદી પર, ખાદીથી આચ્છાદિત, બેઠા હતા, ને બહુ જ ક્ષીણ અને નિર્મળ લાગતા હતા.

એમના હિંદુ મન્ત્રી આવી પહોંચ્યા. દીવો હોલવાયો. ખુલ્લા બારણા માંથી આછું, ટાઢું, ભૂરું ધૂમસ અંદર આવ્યું. બે હિંદુ અને એક અંગ્રેજ સાધ્વી સંસ્કૃત શ્લોકો બોલવા લાગ્યા. મને થયું હું જાણે સ્વપ્ન અનુભવી રહી છું.

પાંચ વાગવા આવ્યા એટલે મીરાબહેને મને ફરી જગાડી. એ મહાત્માજીનો ફરવાનો વખત હતો. એમની વાતો સાંભળવી હોય તો તે માટે આ વખત સારામાં સારો ગણાતો.

આ પ્રકારનું જીવન કોઈ બીજા આબોહવામાં કદાચ સુન્દર લાગે, અથવા તો કંઈક ઓછા આકરા કાર્યક્રમની સાથે પણ કદાચ ભળે, એ સાવ દેખીતી વાત હતી. લંડનમાં એમની રાજકીય અને બીજી પ્રવૃત્તિઓમાં મહાત્માજી તેમની ધાર્મિક તપસ્યાનો કાર્યક્રમ ટકાવી શકતા હતા એનું કારણ તેમની આધ્યાત્મિક તાલીમ જ ગણી શકાય. પણ મને તો એવી તાલીમ જરાયે ન હતી. એટલે ટાઢ, ધૂમસ ને ઉજાગરાથી મારા તો મન, શરીર ને આત્મા સાવ અકડાઈ ગયા હતા. સવારે મહાત્માજી ફરવા નીકળ્યા. સાથે તેમની પાછળ પાછળ દોડવાથી હું લાભ મેળવી શકું એમ ન હતું. તેમણે તો ખાદીની શાલ ઓઢીને એટલા વેગથી ચાલવા માંડ્યું કે ધૂમસમાં અમે એમનાથી વિખૂટાં ન પડી જઈએ એટલા માટે મારે લગભગ દોટ મૂકવી પડી! અમારી પાછળ પેલા બે અભાગી ડિટેક્ટિવો હાંફતા હાંફતા આવતા સંભળાતા હતા. એમને ગાંધીજીની રક્ષા કે તેમના પર ચોકી કરવાની ફરજ સોંપાયેલી હતી!

ગાંધીજીને રસ્તાની ખબર હતી. રસ્તો એક નદીની બાજુમાં થઈને જતો હતો. તેઓ તો આંખ મીંચીને પણ એ રસ્તો કાપી શકત. રસ્તો માંડ બે જણ ચાલી શકે એટલો પહોળો હતો. મીરાબહેને મને આગળ ધકેલી કહ્યું: 'આ તમારે માટે તક છે.' મને ઝાંખું ઝાંખું યાદ છે કે અમે ધર્મને

વિષે વાતો કરી, અને ગાંધીજીએ કહ્યું કે જે માણસોમાં સત્યનિષ્ઠા ને હૃદય-
શુદ્ધિ છે, જેમણે દ્વેષ અને ઝેરવેરનો ત્યાગ કર્યો છે તે માણસો ગમે તે દેશના
હોય તોયે એક જ કુટુંબના છે. પણ ગાંધીજી આપણી જોડે વાણીથી બોલે
એ ખરેખર જરૂરનું નથી હોતું. એમના સમાગમમાં આવવાથી જ
માણસનું મન ઉચ્ચતર કોટિએ ચડે છે.

આજે એ વાતને આઠ વરસ વીતી ગયાં છે. તે વખતની લાગણી ઝાંખી
થઈ ગઈ છે અને સ્મૃતિ સ્વપ્નવત્ બની ગઈ છે. છતાં આજે હું સાચેસાચ
કહી શકું છું કે ગાંધીજીના પરિચયથી મારામાં કંઈક ફેરફાર થઈ ગયો હતો.
જીવન સહેજ વધારે જીવવા લાયક લાગ્યું હતું. કંઈક વસ્તુ — જેને આપણે
બીજા સારા શબ્દને અભાવે પ્રેરણા કહીએ છીએ — તે જીવનમાં દાખલ
થઈ હતી.

## ૪૬. ગાંધીજીની રાજકીય કાર્યપદ્ધતિ

### જનરલ સ્મટ્સ

એક પેઢી પર હું ગાંધીજીનો પ્રતિપક્ષી હતો. એટલે હવે જ્યારે તેઓ
બાઈબલે બતાવેલી સિત્તેર વરસની આવરદાએ પહોંચે છે ત્યારે હું એ
મહારથીને વંદન કરું એ ઉચિત છે. તેઓ સો વરસ જીવો; અને એ
વરસોમાં જગતની સેવા કરો ને મનની શાન્તિ ભોગવો! તેમની મહાન
લોકસેવાની પ્રશંસા કરવામાં, અને તેમના ઊંચા વ્યક્તિગત ગુણોને વંદન
કરવામાં, આ પુસ્તકના બીજા લેખકો સાથે હું હૃદયપૂર્વક ભળું છું. ગાંધીજીના
જેવા પુરુષો આપણને સહુને સંસારની વ્યર્થતા ને નિરાશાના ભાનમાંથી ઉગારી
લે છે; અને આપણે સત્કર્મ કરતાં થાકવું નહીં એવી પ્રેરણા આપણને આપે છે.

દક્ષિણ આફ્રિકાનું યુનિયન સ્થપાયું તેના આરંભકાળમાં અમારી વચ્ચે
જે સંઘર્ષ થયેલો તેની કથા ગાંધીજીએ પોતે કહી છે તે પ્રસિદ્ધ છે. જે
પુરુષને વિષે મને ત્યારે પણ ભારેમાં ભારે માન હતું તેમના પ્રતિપક્ષી થવાનું
મારે નસીબે લખાયેલું હતું. દક્ષિણ આફ્રિકાના નાના તખ્તા પર એ લડાઈ
થઈ તેમાં ગાંધીજીના સ્વભાવના કેટલાક ગુણો તરી આવ્યા; તે હિંદુસ્તાનની
તેમની મોટી લડતોમાં વિશેષ સ્પષ્ટતાથી દેખાઈ આવ્યા છે. એક વાત એ
દેખાઈ આવી છે કે તેમણે દિલચાલ ઉપાડેલી તેને માટે ગમે તેટલી હદે જવા

તેઓ તયાર હતા ખરા, પણ આખરે કામ તો માણસો જોડે લેવાનુ છે એ તેઓ કદી ભૂલ્યા નહીં, તેમણે કદી મિજાજ ખોયો નહીં કે તેઓ દ્વેષને વશ થયા નહીં, અને આકરીમા આકરી પરિસ્થિતિમા પણ તેમણે પોતાનો સૌમ્ય વિનોદ જાળવી રાખ્યો ત્યારની, તેમજ ત્યારપછીની, તેમની રીતભાત ને તેમની ભાવના એ આપણા જમાનામા અચિન્ત્ય નિર્દયતા ને પશુતાભર્યા બળપ્રયોગોથી સાવ નોખી તરી આવે છે

મારે સાફ કબૂલ કરવુ જોઈએ કે એમની પ્રવૃત્તિઓ તે વખતે મને અકળાવતી જૂની વસાહતોને ભેગી કરીને એક અખડ રાજ્ય સ્થાપવાના નવા રાજ્યના તન્ત્રને સગઠિત કરવાના, અને બોઅર યુદ્ધ પછી જે ભગ્ના વશેષો રહ્યા હતા તેમાથી નવુ રાષ્ટ્ર પેદા કરવાના કામમા દક્ષિણ આફ્રિકાના નેતાઓ સાથે હુ રોકાયેલો હતો એ મહાભારત કામ હતુ ને મારી પળેપળ એમા રોકાઈ જતી આ બધી રોકાણોની વચ્ચે એકાએક ગાધીજીએ એક અતિશય અટપટો પ્રશ્ન ઉપાડ્યો

દક્ષિણ આફ્રિકામા હિંદીઓનો પ્રશ્ન કેટલાયે વખતથી ઝૂલ્યા કરતો હતો ટ્રાન્સવાલે હિંદીઓના આગમન પર અકુશ મૂકવાનો પ્રયત્ન કર્યો હતો નાતાલે હિંદીઓ પર નાખેલો એક જૂનો કર હતો તેનો ઉદ્દેશ એ હતો કે હિંદી મજૂરોની ગિરમીટની મુદત પૂરી થયા પછી તેમને સ્વદેશ પાછા જવાનુ મન થાય ગાધીજીએ આ પ્રશ્ન હાથમા લીધો, અને તેમ કરતા તેમણે એક નવી જ કાર્યપદ્ધતિ સ્વીકારી પાછળથી તેમણે હિંદુસ્તાનમા ચલાવેલી લડતોમા એ પદ્ધતિને તેમણે જગપ્રસિદ્ધ બનાવી એ પદ્ધતિ એ હતી કે જાણીબૂજીને કાયદાનો ભગ કરવો, અને જે કાયદાની સામે વાધો હોય તે તોડવાનો સામુદાયિક સત્યાગ્રહ પોતાના અનુયાયીઓ પાસે કરાવવો ટ્રાન્સવાલ અને નાતાલ એ બન્ને પ્રાન્તમા મહાઉત્પાત મચી રહ્યો હિંદીઓની મોટી સખ્યાને ગેરકાયદેસર વર્તન માટે કેદમા પૂરવી પડી ગાધીજીને પોતાને — બેશક એમણે ઇચ્છેલી તે વસ્તુ — જેલમા થોડોક વખત વિશ્રાન્તિ ને શાન્તિ મળી એમને સારુ તો બધુ કામ ધારી યોજના પ્રમાણે પાર ઊતર્યું હુ કાયદા ને સુવ્યવસ્થાશાન્તિનો રક્ષક રહ્યો, એટલે મારે માટે તો કપરી સ્થિતિ આવી પડી જે કાયદાને લોકોનો સમગ્ર ટેકો ન હતો તે કાયદાનો અમલ કરવાનું અકારુ કામ મારે કરવુ પડ્યુ એ કાયદો જ્યારે રદ કરવો પડ્યો ત્યારે મારે બીજી

પક્ષનો રોષ વહોરવો પડ્યો ગાંધીજીની તો ધારી મુરાદ બર આવી આ લડતમા પણ અગત સમ્બન્ધનો અશ નહોતો એમ નહીં, કેમકે ગાંધીજી તેમના કામમા અંગત સ્નેહનો અશ ઉમેર્યા વિના રહેતા જ નથી જેલમા તેમણે મારે માટે બહુ ઉપયોગી ચપ્પલની જોડ બનાવેલી, તે જેલમાથી છૂટતા તેમણે મને ભેટ આપી। ત્યારપછી મેં ઘણા વરસ એ ચપ્પલ પહેર્યા છે, જોકે મને લાગ્યુ તો છે જ કે હુ આવા મહાપુરુષના જોડામા ઊભો રહેવાને લાયક નથી ગમે તેમ પણ અમે દક્ષિણ આફ્રિકામા આવો સ્નેહસમ્બન્ધ ટકાવીને રાખ્યા એમા દ્વેષ કે અગત વૈમનસ્યનો ભાવ ન હતો માણસાઈની લાગણીનો અભાવ ન હતો અને જ્યારે લડાઇ પૂરી થઈ ત્યારે વાતાવરણ એવુ થઇ રહ્યુ જેમા સારી સુલેહ થઈ શકી ગાંધીજીએ ને મેં જે કરાર કર્યો તેને પાર્લમેન્ટે મજૂર રાખ્યો, અને તેને લીધે બે કોમોની વચ્ચે ઘણા વરસ લગી શાન્તિ ટકી રહી તેમણે દક્ષિણ આફ્રિકા છોડ્યુ પોતાનુ ભગીરથ કામ ઉપાડવા, અને વર્તમાન યુગના હિંદી ઇતિહાસમા જેનો જોટો નથી એટલે અસો એ મહાન દેશની પ્રજા પર પોતાની ભાવના ને પોતાના વ્યક્તિત્વની છાપ પાડવા, તેઓ હિંદુસ્તાન ગયા ત્યા તેમણે જે લડતો ચલાવી તેમા મોટે ભાગે એમણે એ જ કાર્યપદ્ધતિનો પ્રયોગ કર્યો જે તેઓ દક્ષિણ આફ્રિકામા હિંદી સતાનને અગેની અમારી લડાઇમા શીખ્યા હતા દક્ષિણ આફ્રિકા તેમને માટે ખરેખર વિદ્યાલય સમાન નીવડ્યુ

નેતા સરકારને તેના કામોની અયોગ્યતા બતાવી આપવાને સારુ લાઘણ કરીને જીવ આપે, એવી કલ્પના હુ કરી શકતો નથી પણ અહીં તો આપણે એક વિચિત્ર પ્રદેશમા છીએ, જે લોકશાસનની રીતોથી તેમજ પશ્ચિમના સુધારાની રીતરસમથી બહુ દૂર પડેલો છે હુ માનું છુ કે ગાધીજીના આ સાધનનો કાળજીપૂર્વક અભ્યાસ કરવા જેવો છે હુ અહી તો એની સહેજસાજ ચર્ચા જ કરી શકુ એમ છુ

આ વસ્તુ હિંદી આચારવિચારના ક્ષેત્રમા સાવ નવી નથી હિંદુસ્તાનમા એવો રિવાજ પ્રચલિત જણાય છે કે દેણદાર પૈસા આપવામા ઢીલ કરતો હોય તો લેણદાર, દેણદારને દુ ખ દઈને નહીં પણ પોતે દુ ખ વેઠીને, દેણદાર પર દબાણ લાવે છે દેણદારને કેદમા મોકલીને પૈસા કઢાવવાની રીત આપણે ત્યા પશ્ચિમમા છે, હિંદુસ્તાનમા નથી ત્યા તો લેણદાર પોતે દેણદારને ત્યા જઈને લાઘણ કરશે — એટલા માટે કે તેનુ હૈયુ પીગળે, અને તેની કે તેના મિત્રોની કોથળીનુ મો ઊઘડે ગાધીજીએ આ હિંદી રીતનો જ પ્રયોગ કર્યો છે, માત્ર તેનુ ક્ષેત્ર ને તેનુ પ્રમાણ બદલ્યા છે તેઓ સરકારને અથવા તો સમાજના કોઈ જક્કી સમૂહને સમજાવવા માગતા હોય, અથવા તો તેના પર દબાણ લાવી તેને સન્માર્ગે ચડાવવા ઇચ્છતા હોય, તો તેની સામે ધરણુ ધરીને અનશન — જરૂર પડે તો મરણ પર્યંતનું — આદરે છે અને પેલા લેણદારની પેઠે તેમને સફળતા મળે છે એ સફળતા દલીલ કે સમજાવટથી નથી મળતી, પણ માણસના મનમા, સજ્ઞાન વિચારથી પણ ઊંડે ઊંડે, ભય, શરમ, પશ્ચાત્તાપ, સહૃદયતા, માનવપ્રેમ આદિ જે લાગણીઓ પડેલી છે, અને જેની સામુદાયિક અસર દલીલ કે સમજાવટના કરતા વધારે પ્રબળ નીવડે છે, તે લાગણીઓને જાગૃત કરીને તેઓ આ સફળતા મેળવે છે દેણદાર — વિરોધી સરકાર કે સમાજ — નૈતિક દૃષ્ટિએ ચિત થઈ જાય છે, અને છેવટે આ લાગણીની સામુદાયિક અસરના ધોધથી દબાઈ જાય છે

કેટલીક રીતે અનશનની આ કાર્યપદ્ધતિ આપણા જમાનાના મોટા પાયાના પ્રચારકાર્યમા ચાલતી રીતોથી બહુ નિરાળી નથી એનાથી પણ પ્રજાનાં મન ઘેરાઈ ને વિવશ બની જાય છે એ પ્રચારકાર્યની અસર તેમની બુદ્ધિ પર નહીં પણ તેમની લાગણી પર થાય છે એમાની ઘણી લાગણીઓ તો બુદ્ધિને વશ હોતી પણ નથી આ પરથી એમ કહેવુ અયોગ્ય નથી કે આ

કાર્યપદ્ધતિ ભયાનક છે ને તેનો દુરુપયોગ થવાનો સંભવ રહે છે; જેમ આજે પાશ્ચાત્ય જગતમાં પ્રચારકાર્યનો દુરુપયોગ લોકમાનસને ભ્રષ્ટ કરવામાં ને તેમાં ઝેર રેડવામાં થાય છે. સાધ્ય ભલે યોગ્ય હોય કે અયોગ્ય, પણ આ સાધન તો ભયાનક જ છે; કેમકે તે બુદ્ધિ અને વ્યક્તિગત જવાબદારીનો હ્રાસ કરે છે, અને મનુષ્યના આત્મા પર હુમલો કરે છે.

પણ પશ્ચિમની પ્રચારપદ્ધતિ અને ગાંધીજીની અનશનપદ્ધતિ વચ્ચે એક મોટો ભેદ છે. અનશન કરનાર, સમાજને પોતાના દુઃખનું દર્શન કરાવી તેને વિષે વિચાર કરતો કરી મૂકે છે, અને તેને ખરી પરિસ્થિતિનો સામનો કરવા પ્રેરે છે. માણસે જાતે કષ્ટ વેઠવું જોઈએ, તથા એકનું કષ્ટ જોઈને બીજાઓનાં મન પર અસર થાય છે, એ સિદ્ધાન્ત પર આ પદ્ધતિની રચના થયેલી છે. એરિસ્ટોટલની વ્યાખ્યા અનુસાર અતિશય કરુણ રસવાળું નાટક માણસના મનને જેમ શુદ્ધ ને ઉન્નત બનાવે છે, તેવીજ અસર આ અનશનની પણ થાય છે.

ઐચ્છિક કષ્ટસહનના આ પ્રભાવશાળી સિદ્ધાન્ત પર ગાંધીજીએ પોતાની સુધારો કરવાની નવી કાર્યપદ્ધતિ રચેલી છે. જે કાર્ય તેમણે હાથમાં લીધું હોય તેને માટે બીજાઓનો સમભાવ ને ટેકો મેળવવા માટે તેઓ પોતે કષ્ટ વેઠે છે. જ્યાં દલીલ અને સમજાવટની સામાન્ય રાજકીય રીતો નિષ્ફળ નીવડે છે ત્યાં તેઓ આ નવું શસ્ત્ર યોજે છે. એ શસ્ત્ર ભારતવર્ષના તેમજ સમગ્ર પૂર્વના પ્રાચીન આચારોને આધારે યોજાયેલું છે. એ શસ્ત્ર ને એ પદ્ધતિ તરફ, મેં કહ્યું છે તેમ, રાજકીય વિચારકોએ ધ્યાન આપવા જેવું છે. એ રાજકારણના શાસ્ત્રમાં ગાંધીજીએ આપેલો ખાસ ફાળો છે.

છેવટમાં એક બીજો વિચાર આપી દઉં. ઘણા લોકો, કેટલાક હૃદયપૂર્વક એમની સ્તુતિ કરનારા પણ, એમના કેટલાક વિચારોથી ને એમની કેટલીક કાર્યપદ્ધતિથી જુદા પડશે. એમની કામ કરવાની રીત એમની પોતાની અનેરી છે. બીજા મહાપુરુષોની રીત પ્રમાણે તે પણ અસાધારણ કોટિની છે. પણ આપણો એમની સાથે ગમે તેટલો મતભેદ કે સ્વભાવભેદ હોય, છતાં એમની સત્યનિષ્ઠા, નિઃસ્વાર્થતા, અને એ બધા ઉપરાન્ત એમનો વિશ્વજનીન માનવપ્રેમ, એનું ભાન આપણને નિરંતર રહે જ છે. તેઓ હંમેશાં મહાન મનુષ્યની જેમ વર્તે છે; અને તેમને સર્વ વર્ગના ને સર્વ કોમના લોકો

પ્રત્યે — ખાસ કરીને દીનદલિતો પ્રત્યે — ઊંડો સમભાવ હોય છે એમની દૃષ્ટિમાં વર્ગ પ્રાન્ત કે દેશની સંકુચિતતા નથી, પણ તેમની સહૃદયતા ને અનુકમ્પા સર્વ દેશકાળના માણસો પ્રત્યે હોય છે આત્માની સાચી મહત્તાની એ જ નિશાની છે

આજે યુરોપ જ્યારે સભ્રમ અને અવનતિને માર્ગે ચડ્યુ છે ત્યારે એશિયા દૃઢ પગલે મોખરે આવી રહ્યુ છે એ આશ્ચર્યકારક વસ્તુ છે જગતના જાહેર તખતા પર આજે જે મહાપુરુષો છે તેમાના બે એશિયાવાસી છે — ગાધીજી અને ચાગ કાઈ શેક બન્ને કરોડોના જનસમુદાયને સન્માર્ગે ચલાવીને એક એવે મુકામે લઈ જવા મથી રહ્યા છે જે મુકામ અને ઉચ્ચતમ ખ્રિસ્તી આદર્શ તત્ત્વત એક જ છે એ ઉચ્ચતમ ખ્રિસ્તી આદર્શ પશ્ચિમને મળ્યો છે ખરો, પણ તેને તે હવે ખરા જિગરથી અનુસરતું નથી

## ૪૭ કવિવરની વાણી

### રવીન્દ્રનાથ ઠાકુર

રાજકારણના ક્ષેત્રમા અવારનવાર કેટલાક એવા ઇતિહાસવિધાયકો દેખા દે છે જેમના મનનુ ઊંચાણ સામાન્ય માણસો ન પહોંચી શકે એવુ હોય છે કેટલીકવાર તેમના હાથમા સત્તાનુ એવુ સાધન હોય છે જેનો પ્રભાવ અને જેની વશીકરણશક્તિ માણસોના શરીરને તાબે કરી લે છે, અને ઘણીવાર એ સાધન, દાડીન બનીને મનુષ્યસ્વભાવમા રહેલી નબળાઇનો — તેના લોભ ભય અથવા ગુમાનનો — ગેરલાભ ઉઠાવે છે મહાત્મા ગાંધીએ જ્યારે આવીને હિંદની આઝાદીનો માર્ગ મોકળો કર્યો ત્યારે તેમના હાથમા સત્તાનુ કશુ દેખીતુ સાધન ન હતુ લોકો પર બળજબરી કરવાની કશી પ્રબળ સત્તા ન હતી તેમના વ્યક્તિત્વમાથી જે પ્રભાવ નીતરતો હતો તે, સગીત જેવો, સૌન્દર્ય જેવો કદી ન ભૂસાય એવો હતો માણસોના દિલ પર તે ભારે અસર પાડી શક્યો કેમકે તેણે પોતે ત્યાગ અને આત્મસમર્પણની ભાવના પ્રગટ કરી એ જ કારણસર, એમણે જનના વિરોધી તત્ત્વોને દેખરેખ રાખવાની ગાધીજીની સ્વભાવસિદ્ધ કુશળતા પર આપણા લોકોએ ભાગ્યે જ કદી ભાર દીધો છે તેમના ચારિત્ર દ્વારા જે સત્ય સ્ફટિકસમી સાદાઈમા પ્રગટ થયુ છે

શહેરના શહેરને તારાજ કરતું હોત ને કેદીઓને ગોળીએ ઉડાડતુ હોત, તો ત્યા અહિંસા ચાલત ખરી કે?

દસ વરસ પર જ્યારે એમની ખ્યાતિ સર્વોચ્ચ શિખરે પહોચી હતી ત્યારે એક જોવાલાયક વ્યક્તિ તરીકે તેમના તરફ લોકોનુ ધ્યાન ઘણુ વધારે ગયુ હતુ એથી લોકોએ એમના કાર્યો તરફ પૂરતુ ધ્યાન ન આપ્યુ છતા એને લીધે ગાધીજીનુ પ્રેમળપણુ ને તેમનુ સ્વાભાવિક વર્તન વધારે દેખાઈ આવ્યા ખરા એ બધી પ્રસિદ્ધિ જોઇને એમને તો રમૂજ જ પડી હશે એમના મોહક ગુણોમા એક છે એમનુ બાળકના જેવુ તોફાનીપણુ એમની વિનોદવૃત્તિ એમને નિરતર સુખમા રાખે છે તમે જો તમારુ સ્વમાન સાચવીને ચાલો તો એમની સાથે તમારુ ગાડુ સરસ ચાલે છે તમે હળવા વિષયો વિષે વાતો કરો તો તેઓ ચિડાતા નથી તેમનામા આત્મગૌરવ તો ઘણુ છે, છતા તેઓ ભારેખમ બનીને બેસતા નથી તેઓ ક્યારેક તમારી મજાક ઉડાવે છે, ને તમને એમની સામી મજાક પણ કરવા દે છે

'તેઓ ચીડ પણ ઉપજાવી શકે છે!' આપણામાના જેને જેને એમની જોડે કામ પડ્યુ છે તેણે આ શબ્દો ક્યારેક તો — અને છતા પ્રેમ પૂર્વક — ઉચ્ચાર્યા જ હશે તેઓ તાર કરીને હજાર માઈલ દૂરથી કોઈ મિત્ર કે સાથીને અગત્યના કામસર બોલાવે અને પછી તેની સાથેની ચર્ચા વચ્ચેથી જ અધૂરી મૂકીને પોતાના દર્દીઓને એનીમા આપવાનો વખત થયો હોય એટલા માટે ચાલ્યા જાય! આ તો મેં કઇક હળવો દાખલો આપ્યો છે ૧૯૩૧ મા વિલાયતમા એકવાર એક સભામા વિદ્વાન શ્રોતાઓએ ત્રણ કલાક સુધી તેમની પરીક્ષા લીધી, ને તેમના પર પ્રશ્નોનો વરસાદ વરસાવ્યો એ શ્રોતાઓમા બેલિયલ કોલેજના આચાર્ય, ગિલ્બર્ટ મરે, માઇકલ સૅડલર, પી સી લાયન વગેરે ધુરધર વિદ્વાનો હતા એ સવાદ એ સખત અગ્નિપરીક્ષા હતી પણ ગાધીજી એક ક્ષણવાર પણ ન તો હાર્યા, ને ન મૂઝાયા મારા મનની ખાતરી થઈ કે સૉક્રેટિસ પછી જગતે સપૂર્ણ આત્મસયમ અને ચિત્તની અવિચળ શાન્તિવાળો પુરુષ ગાધીજી જેવો બીજો કોઈ જોયો નથી એકએવાર તો મેં કલ્પના કરી કે આ અડગ શાન્તિ ને સ્વસ્થતાનો સામનો કરી રહેલા વિદ્વાનોની જગાએ જાણે ! પોતે બેઠો છુ તેમ કરતાં મને સમજાયુ કે આથેન્સવાસીઓએ સૉક્રેટિસને ઝેરનો પ્યાલો શા માટે પાયો હશે

સૉક્રેટિસની પેઠે ગાંધીજીને પણ ' અંતરનાદ ' છે; અને એ અંતરનાદ બોલે
ત્યારે તેઓ દલીલ કે ભય કશાથી ચળતા નથી. એ સભામાં મિ. લિંડસેને
નિરાશાથી બોલતા હું હજુ પણ સાંભળું છું : ' મિ. ગાંધી, વિચાર તો કરો,
તમારી ભૂલ થતી હોય એ શક્ય છે ! ' ગાંધીજીને એ શક્ય ન લાગ્યું. કેમકે
સૉક્રેટિસની પેઠે મહાત્માજીનો પણ અંતરનાદ બોલે, પછી ભલે સાક્ષાત્
મૃત્યુરૂપી નાગરાજ આવીને મહાત્માજીને મોઢે દંશ દે, અથવા તો આખું
વિશ્વવિદ્યાલય દલીલોનો વરસાદ વરસાવે, પણ ગાંધીજી નહીં ડગે તે નહીં જ ડગે.

અંગ્રેજી ભાષા ને તેના રૂઢિપ્રયોગો પર તેમનો જે કાબુ છે તેના કરતાં
વધારે કાબુ કોઈએ ધરાવ્યો નહીં હોય. એ કાબુ પણ અમુક અંશે તેમના
સંપૂર્ણ મનઃસંયમમાંથી આવેલો છે.

ગોળમેજી પરિષદ દરમ્યાન તેમને લંડનમાં મળનાર કેટલાક લોકો તેમને
જોઈને નિરાશ થયેલા. તેઓ આશ્ચર્યથી કહેવા લાગ્યા : ' આ તો સંત નથી ! '
તેઓ સંત છે એમ હું માનતો નથી. ખરું કહું તો, તેઓ સંત છે કે નહીં
એની મને પરવા પણ નથી. હું માનું છું કે તેમનું ઘડતર સંતના કરતાં ઘણી
વધારે કઠણ એવી કંઈક વસ્તુથી બનેલું છે. આપણા જમાનાને સંતોની જરૂર
નથી પણ બીજી જ કોઈ જાતના પુરુષની જરૂર છે. ને એવા પુરુષ ગાંધીજી
છે. ' તેઓ સત્યના ઊંચામાં ઊંચા શિખર સુધી પહોંચવાની શક્તિ ધરાવે છે, '
એમ કોઈ કે કહ્યું છે. સાચી વાત છે. તેઓ આર્યતાની ને સૌજન્યની પણ
ઊંચામાં ઊંચી કોટિએ પહોંચી શકે છે. દક્ષિણ આફ્રિકાનો સત્યાગ્રહ, જેમાં
તેઓ હિન્દીઓના નેતા હતા, તે એવડી મોટી લડત છે કે તેની સ્તુતિ કરવાનું
મારું ગજું નથી. એમાં એમણે પારાવાર હિંમત બતાવી, એટલું જ નહીં
પણ એમણે બતાવેલી ઉદારતા પણ પાર વિનાની હતી. દક્ષિણ આફ્રિકાના
અનુભવ પછી ગાંધીજીને જીવનભર ગોરામાત્રને વિષે દ્વેષ ને તિરસ્કાર ઊપજવા
જોઈતા હતા. પણ નથી ઊપજ્યા ! એડમંડ કેડલરે ઘણા વખત પર કહેલું
તેમ, તેમને તો અંગ્રેજો ગમે છે. દક્ષિણ આફ્રિકામાં જ જુદુ બનાવો થયો.
તેની શરૂઆત બાર જુલુઓને ફાંસીએ ચઢાવવાથી થઈ હતી. પછી તો એ
ગેરબાર ને કટકામારની એક જુગુપ્સાજનક ક્રિયા થઈ પડી. પોતે અંગ્રેજોના
દ્વેષી નથી, ને આફત આવી પડે ત્યારે પોતે ને પોતાના સાથીઓ પોતાનો
ફાળો આપવા તૈયાર છે, એમ બતાવવા ગાંધીજીએ શુશ્રૂષાપથક કાઢી તેમાં

કામ કરવાની ઇચ્છા બતાવી. મારશલ લૉની રૂએ મારેલા ફટકાના સોળવાળા
જુલુઓની શુશ્રૂષા કરવાનું કામ તેમને સોંપાયુ ! કેવી બેવકૂફી ! સરકારો જ્યારે
ફફડી ઊઠે ત્યારે શું કરી શકે છે એવું દર્શન હિન્દીઓને કરાવી તેમનાં હૈયાં
કઠણ બનાવવાનો ઈરાદો રખાયો હોય,-તો તેમને માટે આ સારી તાલીમ
હતી ખરી. એ રીતે એમનાં હૈયાં કઠણ થયાં ખરાં, પણ બીજી રીતે ન થયાં.
અંગ્રેજો પર દલીલ અને સમજાવટની અસર થાય છે, ને તેમની ન્યાયવૃત્તિને
જાગૃત કરી શકાય છે, એ પોતાની માન્યતા ગાંધીજીએ છોડી નહીં. ૧૯૧૯ના
એપ્રીલમાં જનરલ ડાયરે ગોળી ચલાવીને અમૃતસરમાં જલિયાંવાલા બાગમાં
લગભગ બે હજાર માણસોને ઘાયલ કર્યાં. ઘાયલો આખી રાત પેટે ચાલતાં
ને રોતાં કકળતાં પડી રહ્યાં. પછી વિલાયતમાં પાર્લમેંટની બન્ને સભામાં
જે ભૂંડી ચર્ચાઓ થઈ તે હિંદીઓને રોષ ઉપજાવે એવી હતી. તે ઉપરાંત
વિલાયતમાં જે હલકી ચળવળ ચાલી તેને અંગે ડાયરને માટે ૨૬ હજાર
પાઉંડનું ઉઘરાણું થયું પંજાબનાં રમખાણો વિષે સ્વતંત્ર તપાસ કરી રિપોર્ટ
કરવાને રાષ્ટ્રીય મહાસભાએ જે સમિતિ નીમી તેમાં ગાંધીજી અને જયકર
પણ હતા. જનરલ ડાયરે ટોળાની કતલ કરી શકાય એટલા માટે લોકોને
લલચાવીને એ બાગની નીચાણવાળી જગામાં ભેગા કર્યા હતા, એમ બતાવ
નારો વીગતવાર પુરાવો એ સમિતિ આગળ રજૂ કરવામાં આવેલો એ
વેળાની દુઃખ ને અપમાનની લાગણીને લીધે એ પુરાવાને લોકો સાચો પણ
માનતા. પુરાવાની પાછળ રોષ, આવેશ અને કષ્ટસહનની અદમ્ય લાગણી
રહેલી હતી. પણ ગાંધીજીએ એ પુરાવાને ન સ્વીકાર્યો. તેમણે કહ્યું : 'હું એ
વાત માનતો નથી, ને એ આપણા રિપોર્ટમાં નહીં જ લખાય.' (આ વાત
શ્રી. જયકરે પોતે મને કહી છે.) એમની શાન્તિ ને સ્વસ્થતા આથી
વધારે વિજયી કદી નીવડી નહોતી. આવા સંજોગોમાં શાન્તિ ને સ્વસ્થતા
જાળવી રાખવી એ એક મોટો નૈતિક વિજય છે. તમે જો ગઈ લડાઈ જોઈ
હોય તો તમને ખબર હશે કે રોષ અને દેશદાઝથી હૈયું ઊકળી ઊઠતું હોય તેવે
વખતે ન્યાયવૃત્તિ સાચવવાનું કેટલું મુશ્કેલ હોય છે ગાંધીજીએ એ વસ્તુ કરી
બતાવી; અને તે એવા અપમાન ને ભોંડપના સંજોગોમાં કરી બતાવી જેવા
સંજોગો અંગ્રેજોને કદી અનુભવવા પડ્યા નથી. કેમકે પરાધીન ને પીડિત
પ્રજાને શું સહેવું પડે છે તેનો અનુભવ અંગ્રેજોને નથી ગાંધીજીની આ

સિદ્ધિ એ 'સત્યનો સર્વોચ્ચ પ્રકાર' છે. એમાં કેવળ વાણીનું નહીં, વર્તનનું સત્ય પણ છે.

બીજા માણસો કેટલા પાણીમાં છે તે કળી જવાની, અને તેમના ગુણદોષ સમજવાની, ગાંધીજીની શક્તિ અદ્ભુત છે. તેમના માનવપ્રેમનો જોટો જગતે વિરલ દૃષ્ટાંતોમાં જ જોયો હશે. તેમનામાં પ્રત્યેક પ્રજાને માટે— અને સૌથી વધારે દીનદલિતોને માટે— દયા અને પ્રેમ છે. તેઓ ખરેખરા નિષ્કામ છે. આખું હિંદુસ્તાન જાણે છે કે તેમને સર્વ સ્ત્રીપુરુષ પ્રત્યે સમાન ભાવ છે. પોતાના દીકરા ને કોઈ ભંગીના દીકરા વચ્ચે તેમના મનમાં ભેદભાવ નથી. તેમને નથી ભય કે નથી પોતાને વિષે કશી ચિન્તા. તેઓ વિનોદી, દયાળુ, આગ્રહી ને શૂરવીર છે. જગતની કોઈ પ્રજાની દશા જેવી નહોતી તેવી હિંદુસ્તાનની હતી. હિંદુસ્તાન છિન્નભિન્ન હતું. યુદ્ધના સમય પછી પહેલી જ વાર દેશમાં એવી જાગૃતિ આવી જે દેશના દૂરદૂરના ખૂણામાં પહોંચી ગઈ; એક અવાજ એવો નીકળ્યો જે સર્વત્ર સંભળાયો; તેના શબ્દોનો અર્થ સહુને પૂરો સમજાયો નહોતો. હિંદની રાષ્ટ્રીય હિલચાલમાં ગાંધીજીના કરતાં વધારે વક્તૃત્વવાળા, વધારે વિદ્વત્તાવાળા માણસો થઈ ગયેલા. પણ એવા પુરુષ તો એક જ થયા છે જેમણે હિંદનાં સ્ત્રીપુરુષોનાં મનમાં એવી લાગણી ઉપજાવી કે આ આપણા સહોદર છે; આપણા જેવાં જ હાડમાંસ ને રુધિરવાળા છે. તેમણે અસ્પૃશ્ય ગણાતા વર્ગોનાં મનમાં આશાનો સંચાર કર્યો છે. પોતે મનુષ્યની હારમાં બેસી શકે છે એવું સ્વપ્નું એ લોકોનાં મનમાં પેદા કર્યું છે. તેમણે જે લાગણીઓ ને આશાઓના પ્રવાહ વહેતા કર્યા છે તે માત્ર રાજકીય ક્ષેત્ર પૂરતા નથી રહ્યા, પણ જીવનનાં સર્વ ક્ષેત્રોમાં ફરી વળ્યા છે. તેમણે પ્રજાનો ભાવિ જીવનપ્રવાહ ખરેખર બદલાવ્યો છે.

એથી વધારે પણ કેટલુંક એમણે કર્યું છે. રાજકીય મુત્સદ્દી તરીકે મેં એમની ટીકા કરી છે. પણ મેં બીજે કહ્યું છે તેમ, "જે મૂઠીભર માણસો કોઈ યુગ પર એક વિચાર કે કલ્પનાની છાપ મારે છે તે માણસોમાંના એક તરીકે ગાંધીજીનું નામ યાદ રહી જશે. એ કલ્પના છે અહિંસાની. એક વાત કોઈની નજરે ચડી જ્યાની નથી, કે એ અહિંસાની સિદ્ધિ સરકારની દમનનીતિ ઉપર પણ અસર થતા પામી છે. હિંદની લડતમાં ખુનામરકી ને જંગલીપણું ઘણાં થયાં છે ખરાં. જ્યાં જે રીતે એ લડત ચાલી છે તે પરથી

એમ માનવાને કારણ મળે છે કે એને પરિણામે આ બે દેશ વચ્ચે શાણા ને સુધરેના માણસોને છાજે એવો સ્નેહસબંધ બંધાશે " એમ બનશે, અને આજે જે ગાડપણ દુનિયાને તારાજ કરી રહ્યું છે તે શમી જશે, ત્યારે મારો સ્વદેશ, તેમજ હિંદુસ્તાન, આ પુરુષને પોતાના એક સૌથી મહાન અને સૌથી સમર્થ એવા સેવક અને પુત્ર ગણશે ઇંગ્લંડ અને હિંદ વચ્ચેની લડાઈ ખરેખર એક કૌટુંબિક લડાઈ છે ને ગાંધીજીએ એને કૌટુંબિક લડાઈ જ રાખી છે, એથી આગળ વધવા દીધી નથી કુટુંબીજનો ઘણીવાર બહુ ખરાબ રીતે લડેવડે છે, પણ તેમના કજિયા ક્યારેક ને ક્યારેક પતા વિના રહેતા નથી

## ૪૯. સત્યાગ્રહનો માર્ગ

### સોફિયા વાડિયા

ગાંધીજી જગતને વધારેમા વધારે જાણીતા છે તે હિંદના રાજકીય નેતા તરીકે લોકો એમને ઇશ્વિરભક્ત અને ધર્મપરાયણ પુરુષ કહે છે ખરા પણ ઘણીવાર એમ મનાય છે કે ધર્મ એમના જીવનમા ગૌણ સ્થાન ભોગવે છે અંગ્રેજો અને તેમના પોતાના ઘણા દેશભાઈઓ તેમના વચનો સમજવામા ગોથા ખાય છે, કેમકે એ કોઈ દેશદાઝવાળા મુત્સદ્દીના વચન હોય એમ ગણીને તેઓ તે સાભળે ને વાપરે છે ' નીતિ વિનાનુ રાજકારણ એ ત્યાજ્ય વસ્તુ છે,' એ ગાંધીજીનુ વચન તેઓ ભૂલી જાય છે દેશભક્તિ અને રાષ્ટ્રીયતા, જે આજના જગતની અધાધૂધીના મૂળ કારણ છે, તેને તેઓ નવુ રૂપ આપી રહ્યા છે તેઓ કહે છે કે ' મારી દેશભક્તિ મારા ધર્મને વશ વર્તીને ચાલે છે ' તેઓ હિંદના શત્રુ પ્રત્યે પણ હિંસા નહીં કરે, કેમકે હિંસા એ અધર્મ છે

તેથી આપણે ગાંધીજીના આ આન્તર ધર્મનુ સ્વરૂપ સમજવુ જોઈએ તેઓ પોતાને હિંદુ કહેવડાવે છે પણ તેઓ હિંદુ એ જ અર્થમા છે કે હિંદુ ધર્મે શીખવેલા સનાતન ને સર્વદેશી સિદ્ધાંતો એમને સૌથી વધારે રુચે છે ઇશ્વિરની વ્યાખ્યા આપતા ગાંધીજી કહે છે કે ' એ એક સર્વવ્યાપી ને ગૂઢ શક્તિ છે જેની વ્યાખ્યા આપવી અશક્ય છે ' એ ઇશ્વિર તે સત્‌-ચિત્‌-આનંદ રૂપ છે તે ' મનુષ્યમાત્રનો અતર્યામી છે,' અને ' દરેક માણસ ઇશ્વિરની પ્રતિમારૂપ છે ' તેથી એ સચ્ચિદાનંદ આપણા દરેકની અંદર વસે છે પણ તે અધૂરો જ પ્રગટ થાય છે, કેમકે તે ભ્રમ અને અજ્ઞાનથી ઢંકાઈ ગયેલો હોય છે મનુષ્યે

એ અતર્યામીએ બતાવેને રસ્તે ચાલવુ ઘટે છે  ગાધીજી કહે છે 'મનુષ્ય પશુ
કરતા ઊંચી કોટિનો છે  તેને ઇશ્વરનિર્મિત કાર્ય કરવાનુ પડેલુ છે'' 'આપણે
પૃથ્વીને જાણીએ છીએ, પણ આપણા અતરમા વસતા સ્વર્ગને જાણતા નથી'

આપણી અપૂર્ણતાઓ દૂર કરી, અતરમા વસતી પૂર્ણતાનો સાક્ષાત્કાર
કરવાનો ઉપાય બતાવતા તેઓ કહે છે 'આપણા દરેક જણના અતરમા
જે અહિંસા સૂતેલી પડી હોય છે તેને ખીલવો

ગાધીજીએ ભૂલો કરી છે ખરી? ભૂલો તો સહુ કરે છે, પણ પોતાની
ભૂલો જોવાની શક્તિ કેટલામા હોય છે? ને એ કબૂલ કરવાની હિંમત
કેટલામા હોય છે? ગાધીજી નિખાલસપણે પોતાની ભૂલો કબૂલ કરે છે એ
બતાવે છે કે ગાધીજી યોગયુક્ત પુરુષ છે  એ યોગનુ બીજુ ચિહ્ન એ છે કે
તેઓ પોતાના અનુયાયીઓની નબળાઈઓ, કુટુબીજનોની ભૂલો, અથવા
પોતાના રાજકીય પક્ષની ઊણપો નિર્ભયપણે ઉઘાડી પાડે છે  સ્વધર્મીઓને
તેમની ધાર્મિક અવનતિનુ ભાન કરાવતા તેઓ ડરતા નથી  કોઈ માણસ
પોતાના હાડમા રહેલી શેતાની શક્તિઓને વિષે જાહેર રીતે લખીને પોતાની
જાતને ઉઘાડી પાડતા ન અચકાય — જેમ ગાધીજીએ 'આત્મકથા'મા કર્યું
છે — તો તે સામ્રાજ્યવાદી સરકારને 'શેતાની' કહેતા શા સારુ ડરે?

ગાધીજીની કલ્પના પ્રમાણે જે માણસ પોતાના જીવનનો સ્વામી છે તે
શ્રેષ્ઠ પ્રકારનો સુધારક છે  આ કલ્પના એ ગાધીજીની ફિલસૂફીનો પાયો છે
આર્થિક સુધારો, રાજકીય સુધારો, સામાજિક સુધારો, ધાર્મિક સુધારો, એ
બધા વ્યક્તિગત સુધારાના જ વિસ્તારમાત્ર છે

આપણા આધુનિક યુગની સસ્કૃતિને અહિંસા કે સત્યાગ્રહ રુચતા નથી
કેમ રુચે? પણ આધુનિક સુધારાની નિષ્ફળતા દીવા જેવી દેખાઈ રહી છે
વિચારશીલ સુધારકો કહે છે કે આપણી સસ્કૃતિને વિનાશ પામતી ઉગારવી
હોય, તો તેની જૂની રીતભાત ને જૂની રહેણી છોડી દેવી જોઈએ

આવા માણસો શુ કરે? સત્યાગ્રહના શાસ્ત્રનો અભ્યાસ કરવા માડે,
અને મનમા એની સ્પષ્ટ કલ્પના બધાય કે પછી પોતાનું જીવન એ ઢબે ઘડવા
માડે  કામ ક્રોધ લોભ પર અકુશ મેળવવા માડે  આ શત્રુઓ જ્યા સુધી
મનમા કાયમ રહે, ને મનની શાન્તિનો નાશ કરી મનને ચગડોળે ચડાવે,

મનને બીજાં ઘણાંખરાં મનુષ્યો પ્રત્યે નિર્દય બનાવે, ત્યાં સુધી માણસ જગતની સાથે શાન્તિથી રહી શકે નહીં. સાચા સત્યાગ્રહીને જે મુખ્ય ગુણની આવશ્યકતા છે તે હિંમત છે. 'સતનો મારગ છે શૂરાનો, નહીં કાયરનું કામ જોને.' એ વિષે ગાંધીજીએ તો એટલે સુધી કહ્યું છે કે "હિંદુસ્તાન નામર્દ બનીને લાચારીથી પોતાની લાજ લૂંટાતી જોઈ રહે, એના કરતાં તો તે શસ્ત્ર ધારણ કરીને પોતાની લાજઆબરૂની રક્ષા કરે એમ હું ઇચ્છું. આપણી પોતાની, આપણી સ્ત્રીઓની, ને આપણાં મંદિરોની રક્ષા જાતે કષ્ટ વેઠીને, એટલે કે અહિંસા વડે, કરતાં આપણને ન આવડતું હોય, અને જો આપણે મર્દ હોઈએ, તો આપણને એ સર્વની રક્ષા લડીને કરતાં તો આવડવું જ જોઈએ."

## ૫૦. હિંદુ–મુસ્લીમ ઐક્ય માટે ગાંધીજીનો ઉપવાસ

### રેવરંડ ફ્રૉસ વેસ્ટકૉટ

૧૯૨૪ ના ઉનાળામાં હિન્દુસ્તાનમાં હિન્દુ–મુસ્લિમ વિખવાદ બહુ તીવ્ર બન્યો હતો. ગાંધીજીને એ અતિશય દુઃખનો વિષય થઈ પડેલો. તેઓ તે વેળા કહેતા કે હિન્દુ–મુસ્લિમ ઐક્યને તેમણે ત્રીસ વરસ લગી જીવનનો મુખ્ય વિષય બનાવેલો છે. કોમી રમખાણો વધતાં ગયાં તેમ તેમ તેમનું દુઃખ વધતું ગયું. છેવટે સપ્ટેંબરની ૧૭ મીએ તેમને લાગ્યું કે એકવીસ દિવસનો ઉપવાસ કરવો જ જોઈએ. એ વિષે લખતાં તેમણે કહેલું: "મારી તપસ્યા એ અનિચ્છાએ થયેલાં પાપની ક્ષમા માટે લોહીનીંગળતા હૃદયે કરેલી પ્રાર્થના છે......એકબીજાના ધર્મની નિંદા કરવી, અવિચારી વચનો લખવાં કે ઉચ્ચારવાં, મંદિરો કે મસજિદોને અભડાવવાં, એમાં ઈશ્વરનો ઇનકાર રહેલો છે." ઉપવાસ ન કરવા તેમને સમજાવવાના સર્વ પ્રયત્નો નિષ્ફળ ગયા. ૧૮ મી સપ્ટેમ્બરે ઉપવાસ શરૂ થયો. ઉપવાસ દરમ્યાન દિલ્હીમાં જે પરિષદ ભરાઈ તેમાં લગભગ ત્રણસો માણસો આવ્યા હતા. તેમાં બન્ને કોમોના ઘણાખરા નેતાઓ તેમજ બીજી કોમોના અગ્રેસરો પણ હતા. ૨૬ મીએ સંગમ થિયેટરમાં પરિષદ શરૂ થઈ. રંગભૂમિ સામેની ખુલ્લી જગામાં સભા બેઠી હતી. રંગભૂમિ પર એક ચિત્ર વધસ્તંભે ચડાવેલા ઈસુનું હતું, ને બાજુમાં ગાંધીજીની તસ્વીર હતી. મૌલાના મહમદઅલીએ સ્વાગત પ્રમુખ તરીકે સભ્યોને આવકાર આપ્યો. પંડિત મોતીલાલ નેહરુને સર્વાનુમતે પ્રમુખ ચૂંટવામાં આવ્યા.

પરિષદનુ કામકાજ શરૂ થતા પહેલા ગાધીજીએ એક સદેશો મોકલેલો, તેની મતનમ એ હતી કે “ ખરી જરૂર તો હૃદયના ઐક્યની છે દરેક માણસ જે સત્ય માનતો હોય તે જ ઓવી બતાવે એમા બીજાના પૂજાના ધામોને શ્રષ્ટ કરવાનુ આવશ્યક ગણાતુ હોય તો તે પણ કહે હુ એમની સત્યનિષ્ઠા માટે એમને માન આપીશ, જોકે હુ એમ જાણીશ કે એવુ હોય તો આ અભાગી દેશમા કદી શાન્તિ સ્થપાવાની નથી ”

ઉપવાસને અગિયારમે દિવસે ગાધીજીની સ્થિતિ ચિન્તાજનક લાગી પરિષદની ચર્ચા ચાલતી હતી ત્યા મને ચાર્લી ઍંડ્રૂઝની ચિઠ્ઠી મળી કે ‘ તરત જ આવો ’ સાજની પ્રાર્થનામા ગાધીજીએ એમનુ પ્રિય ભજન ‘ પ્રેમળ જ્યોતિ ’ (Lead Kindly Light) ગાવાનું ઍંડ્રૂઝને અને મને કહ્યુ એ હૃદયસ્પર્શી અનુભવ હતો ગાધીજીની ક્ષીણ આકૃતિ એ ઓરડાના આછા અજવાળામા ખાટના પર સૂતેલી હતી, તેની સમક્ષ અમે એ ભજન ગાયુ

તે પછી ડાક્ટરોનો રિપોર્ટ આવ્યો, તે આશ્વાસનદાયક હતો ચિન્તાજનક ચિહ્નો ઓછા થયા હતા ગભરાવાનુ કારણુ નહોતુ રહ્યુ

પરિષદના પરિણામને ચોમેરથી સહર્ષ વધાવી લેવામા આવ્યા, જોકે હિંદુ–મુસ્લિમ ઐક્ય પાકુ થતા વખત લાગશે એમ સહુ સમજી શક્યા હતા સ્ટેટ્સમૅન પત્રે કહ્યુ તેમ, ‘ કરોડો માણસો પાસે સહિષ્ણુતા પળાવવાનુ વધારે અવરુ કામ હજૂ બાકી હતુ ’ તે પછીના રાજકીય બનાવોથી એ કામ સહેલુ નથી થયુ રાજકીય ને આર્થિક વૈમનસ્ય વધ્યા છે સર્વ મનુષ્યોના હૃદયરૂપી સિંહાસન પર ઈશ્વરની સ્થાપના કરવાના જે ઉદ્દેશથી ગાધીજીએ ઉપવાસ આદરેલો તે ઉદ્દેશ ફળીભૂત થવો જોઈએ તો જ દેશમા શાન્તિ સ્થપાય, કેમકે એ રીતે જ માણસોની માહોમાહે લડનારી ઇચ્છાઓ ઇશ્વરની એક જ ઇચ્છાના પૂરેપૂરા અકુશમા આવે

## ૫૧. મહાત્મા ગાંધી અને ઉગ્ર શાન્તિવાદ

રેવરંડ જેક વિન્સલો

આ નાનકડા લેખમા હુ એક જ વાત પર ભાર દેવા ઇચ્છુ છુ ગાધીજીએ જગતને એવા પ્રકારનો શાતિવાદ શીખવ્યો છે જે ખરેખર શસ્ત્ર યુદ્ધનુ સ્થાન લઈ શકે એમ છે

પશ્ચિમમા જે શાન્તિવાદ જોવામા આવે છે તે શસ્ત્રયુદ્ધની અવેજીમા ચાલી શકે એટલુ જોમ એનામા દેખાતુ નથી શસ્ત્રયુદ્ધ એ સાજ્ય વસ્તુ છે, અને તેથી જીતનાર ને જિતાયેલા બન્ને પર આફત આવી પડે છે, એમ શાન્તિવાદીઓ માને છે એ સાચુ છે અહિંસા એ હિંસા કરતા શ્રેષ્ઠ વસ્તુ છે એમ તેઓ કહે છે એ પણ સાચુ છે પણ 'દુષ્કર્મ અને અન્યાયની સામે સજ્જડ રીતે ભેખડાય અને આથડે એવુ કશુ તત્ત્વ પશ્ચિમના એ શાતિવાદની પાસે નથી હોતુ તે સહેજે નિષ્ક્રિય બનીને બેસી જાય છે જે માણસોનુ લોહી અન્યાયની સામે ઊકળતુ હોય, અને જેઓ અન્યાય કે આક્રમણને રોકવાનો કઈક ઉપાય યોજવા તલસી રહ્યા હોય, તેમને લાગે છે કે શાતિ વાદીઓ એવા અન્યાય કે હુમલા સામે લાચાર બનીને બેસી જાય છે આ લાગણી સાવ અકારણ નથી હોતી ઇટલીનુ એબીસીનિયા પરનુ આક્રમણ, અથવા જર્મનીના યહૂદીઓ પર ગુજરતા જુલમો, જેવા અન્યાયોની સામે થવાનો ઈલાજ શાતિવાદીઓ પાસેથી મળે એવી આશા આ લોકોને ઊપજતી નથી તેથી પશ્ચિમના શાતિવાદને, સાચા ખ્રિસ્તીઓમા પણ બહોળા પ્રમાણુમા ટેકો મળતો નથી ઘણા ખ્રિસ્તીઓને લાગે છે કે શાતિવાદીઓ અન્યાયની સામે આખ આડા કાન કરીને બેસી જાય છે

આ બાબતમા ગાધીજીનો ઉગ્ર શાન્તિવાદ, અથવા તો સત્યાગ્રહ, પશ્ચિમના સામાન્ય શાન્તિવાદને ટપી જાય છે ગાધીજીના સત્યાગ્રહમા, પશ્ચિમનો શાન્તિવાદી માગે છે તે અહિંસા તો છે જ, પણ તે ઉપરાત આ જે તત્ત્વ પેલા શાન્તિવાદમા નથી તે પણ સત્યાગ્રહમા મોજૂદ છે, એટલુ જ નહીં પણ તે ઊંચામા ઊંચા ને અતિશય જલદ રૂપમા છે ગાધીજી લખે છે "અહિંસાનો ખરો અર્થ છે પ્રેમ ..અહિંસાનુ ભાવાત્મક રૂપ તે વિશાળમા વિશાળ પ્રેમ છે મારે માટે ઈશ્વરને જાણવાનુ એકમાત્ર સાધન તે અહિંસા — પ્રેમ — છે" વિરોધીને મારપીટ ન કરવી, એટલુ જ નહીં પણ તેનુ બૂરુ ન ઇચ્છવુ ને તેને વિષે મનમા પણ કડવાશ ન રાખવી, અને પ્રેમથી તથા જાતે કષ્ટ સહીને તેને જીતી લેવાનો સતત પ્રયત્ન કરવો, એ સત્યાગ્રહનો સાર છે છતા સત્યાગ્રહમા અતિશય ઉગ્ર ને અદમ્ય એવુ તત્ત્વ પણ રહેલું છે એમા બૂરાઈ અને અન્યાય સામે આત્મબળનો પ્રયોગ મોટામા મોટા પ્રમાણુમા થાય છે એ બૂરાઈ અને અન્યાય પર વિજય ન મળે ત્યા લગી સત્યાગ્રહી

જપતો નથી, અને તેમ કરતા, જરૂર પડ્યે, મોતની ભેટ કરવા સુધીનુ કષ્ટ વેઠવા તૈયાર થાય છે

હિંદ ઉપરનો બ્રિટિશ અમલ બૂરી વસ્તુ છે, અને હિંદ તેમજ બ્રિટન બન્નેને હાનિકર્તા છે, એમ માનીને ગાધીજીએ આત્મબળનુ બધુ જોમ ભેગુ કરીને બ્રિટિશ ધૂસરીનો અંત આણવાની લડત આદરી એ પરદેશીઓ પ્રત્યે તેમના મનમા જરાયે દ્વેષ ન હતો, શુદ્ધ પ્રેમ અને સદ્ભાવ જ હતા છતા ગાધીજીના સિદ્ધાત જ એવા હતા કે તેમને પરદેશી ધૂસરી સામે સખત લડાઈ કર્યા વિના છૂટકો ન હતો પશ્ચિમની જોહુકમીની નૈતિક બૂરાઈઓની સામે વિરોધ કર્યા વિના ચૂપચાપ બેસી રહેવુ, એવી સલાહ તેમણે તેમના દેશભાઈઓને ન આપી તેમણે તો એવી ગુલામીની મનોદશા ફગાવી દેવાનો ઉપદેશ પ્રજાને કર્યો કેમકે એવી ગુલામીની સામે શાત બેસી રહેનારી મનોદશાને તો તેઓ નૈતિક દૃષ્ટિએ સશસ્ત્ર પ્રતિકારના કરતાયે હલકી ગણતા હતા અહિંસાત્મક અસહકાર દ્વારા તેમણે હિંદુસ્તાનને આઝાદી લેવાનો એવો માર્ગ બતાવ્યો જેમા બૂરાઈનો પ્રતિકાર હતો તેની સાથેસાથે દ્વેષનો સર્વથા અભાવ પણ હતો તેમા પરદેશી અમલ સામે જે હુમલો કરવાનો હતો તેની ઉગ્રતા તો હિંસક યુદ્ધના જેટલી જ હતી, છતા તેમા ભાગ લેનારાઓમા ભારેમા ભારે સયમ, આપભોગ અને પ્રેમની જરૂર હતી

મારી તો ખાતરી છે કે આજે જે અકથ્ય દુખો આવી પડવાનો ભય ઝઝૂમી રહ્યો છે તેની સામે યુરોપને અને જગતને આવા સત્યાગ્રહની — શાત નહિ પણ ઉગ્ર, નિષ્ક્રિય નહીં પણ સક્રિય, શાતિવાદની — જરૂર છે

સત્યાગ્રહનો સિદ્ધાત અત્યારે લોકોને પૂરો કે સ્પષ્ટ સમજાતો નથી, અને એનો પ્રયોગ કરવાનુ કામ સહેલુ નથી, એ સાચુ છતા એ સિદ્ધાન્તની યથાર્થતા વિષે શકા નથી અને હુ તો માનુ છુ કે જે જગતને માથે આજે આફતનો ભય ઝઝૂમી રહ્યો છે તેને જો પાગલખાનામાથી નીકળી શાણપણુ ને શાતિના સૂર્યપ્રકાશમા આવવુ હોય, તો એ પાગલખાનાના દરવાજા ઉઘાડવા માટે આ એક જ ચાવી કામ લાગી શકે એવી છે

# ૫૨. ગાંધીજીની આગેવાની

એચ. જી. વૂડ

જગતમાં મનુષ્યની મહત્તા બે પ્રકારે મપાય છે. એક પ્રકારમાં, માણસ કેટલા વધારે લોકો પર ને કેટલા લાંબા કાળ લગી પોતાનો પ્રભાવ ટકાવે છે એ મહત્ત્વનું ગણાય છે. ગુણ અને ચારિત્રને એટલું મહત્ત્વ અપાતું નથી. આવા ગજથી માપતાં હિટલર, સ્ટૅલીન, મુસોલિની, સિકંદર, જુલિયસ સીઝર અને નેપોલિયન જગતના મહાપુરુષો ગણાય. બીજા પ્રકારની મહત્તાનો દાખલો ઈસુએ આપ્યો છે. એ મહત્તા જુદા ગજથી મપાય છે. એ પ્રકારમાં જેને મોટા થવું હોય તેણે લોકોના સેવક બનવું પડે છે. એ પ્રકારના મહાપુરુષો લોકોના સ્વામી નથી બનતા, પણ દીનદલિતોની સેવાને જીવન સમર્પે છે પતિયાંની સેવા કરનાર ફાધર દામિયાં, આફ્રિકામાં ને ત્યાંની પ્રજાને કાજે જીવ આપનાર ડેવીડ લિવિંગસ્ટન, તથા લાબ્રાડોરના ગ્રેનફેલ, જપાનના કાગાવા અને પશ્ચિમ આફ્રિકામાં કામ કરનાર આલબર્ટ શ્વીટ્ઝર આ વર્ગમાં આવે છે.

ગાંધીજીની વિશેષતા એ છે કે તેઓ આ બંને વર્ગમાં સ્થાન ધરાવે છે. રાજકીય દૃષ્ટિએ મહાપુરુષ ગણાતા લોકો, તેમજ આધ્યાત્મિક દૃષ્ટિએ મહાપુરુષ ગણાતા લોકો, બંનેની યાદીમાં તેમનું નામ મુકાય એવું છે. આ બે પ્રકારની મહત્તાનો સંયોગ બહુ વિરલ છે. ગાંધીજીએ રાજકારણ પર, તેમજ હિંદ અને બ્રિટન વચ્ચેના સંબંધ પર, જે અસર પાડી છે તેને લીધે તેમને આપણા જમાનાના રાજકીય ઇતિહાસમાં અનેરું સ્થાન પ્રાપ્ત થયું છે. હિંદુસ્તાનની પ્રજાને પણ એ વસ્તુ ભારે યશ આપનારી છે. તેણે એક સાચા નેતાને ઓળખ્યા છે ને અનુસર્યા છે. ગાંધીજીની આગેવાનીને લીધે હિન્દની રાષ્ટ્રીય હિલચાલ આજના જમાનાના બીજાં રાષ્ટ્રવાદો કરતાં ઘણી ઊંચી કોટિની બની છે. જે રાજકીય અનીતિ પશ્ચિમના સુધારાને ભરખી જવા તાકી રહી છે તેના કરતાં હિન્દની રાષ્ટ્રીય લડત એક જુદી જ ભાત પાડે છે, અને કંઈક અનેરી પ્રેરણા આપે છે.

અહિંસાત્મક અસહકારની રીત માટે ગમે તેટલી ટીકા કરીએ, પણ એટલું તો ચોક્કસ છે કે એ રીત શસ્ત્રયુદ્ધના સામુદાયિક અત્યાચારોના કરતાં અનંતગણી શુદ્ધ અને પવિત્ર છે. આપણી દુનિયાને ગાંધીજીનો પડકાર છે તે

હતા અમે દક્ષિણ આફ્રિકામાં ડર્બનમાં મળેલા તે પછીનાં ૪૭ વરસોમાં એ ગુણો પ્રમાણમાં ને તીવ્રતામાં ઘણા વધ્યા છે એટલું જ તે વેળા નાતાલમાં હિંદીઓના આગમન અને વસવાટનો પ્રશ્ન બહુ તીવ્ર રૂપમાં ઊભો હતો એ પ્રશ્નની પતાવટ થઈ શકે એમ હતું પણ હિંદીઓને ભારે રોષ થયેલો તે તો તેમના પ્રત્યે થતા અપમાનજનક વર્તનથી હિંદીઓ ધનિક હોય કે ગરીબ સુશિક્ષિત હોય કે નિરક્ષર, સહુને 'કૂલી' કહીને એક જ વર્ગમાં મૂકવામાં આવતા ગાંધીજી પણ 'કૂલી' શ્રીમંત વેપારીઓ પણ 'કૂલી' હિંદીમાત્રને 'કૂલી' નામે સંબોધવામાં આવતા

ગાંધીજી તે વેળા જુવાન હતા ખરા, છતાં હિંદીઓના હકો માટે લડતે ચલાવવામાં તેઓ હિંદીઓના નેતા થઈ પડ્યા હતા ડરબનના એક નિવાસી હસના, સાગ ફર્નીચરવાળા, બગનામા રહેતા લંડનના 'ટાઇમ્સ' પત્રનો ખબરપત્રી હતો એટલે એકવાર તેમણે મને જમવા બોલાવેલો મને તે 'વિશેષ બુદ્ધિશાળી ને સુશિક્ષિત માણસ' લાગેલા પણ તેમણે પાછળથી જે કામો કર્યાં તેને માટે કેવળ બુદ્ધિ અને કેળવણી કરતાં ઘણી વધારે વસ્તુની જરૂર હતી તે વેળા દક્ષિણ આફ્રિકામાં જાતિ જાતિ વચ્ચે ભીષણ વિરોધ અને ઝેરવેર ચાલતાં હતાં — બોઅરો અને અંગ્રેજો વચ્ચે, ગોરાઓ અને હબસીઓ વચ્ચે તથા અંગ્રેજો અને હિંદીઓ વચ્ચે. એની સામે એક જુવાન હિંદી વકીલ ઊભો રહી શક્યો એમાં એણે જે હિંમત અને ચારિત્ર બતાવ્યાં તે ગમે તેટલા બૌદ્ધિક શિક્ષણ કરતાં ઘણાં વધારે કામનાં હતાં

તેમણે વકીલાતની મોટી કમાણી જતી કરી, અને હિંદીઓના હકોને માટે લડતાં કારાવાસ ને અપમાનો વેઠવાની તત્પરતા બતાવી એને લીધે તેમના હિંદી દેશભાઈઓ તેમને વખાણતા ને અન્તે પૂજતા થયા

પણ એમનું મોટામાં મોટું કામ તો હિંદમાં થવા નિર્માયેલું હતું દક્ષિણ આફ્રિકામાં તેમણે હિંદીઓને માટે જે કામ કર્યું તે પરથી એટલું તો દેખાઈ આવેલું કે તેઓ એક નેતા ને લડવૈયા છે દક્ષિણ આફ્રિકા છોડીને તેઓ હિંદુસ્તાન આવ્યા ત્યાં તેમની પ્રવૃત્તિઓને માટે ઘણું મોટું ક્ષેત્ર મળી ગયું એમના દેશ પર પરદેશી પ્રજાનો અમલ ચાલતો હતો તેમની ઇચ્છા એ હતી કે હિંદીઓ જ હિંદ પર રાજ્ય ચલાવે હિંદીઓની એ મોટી ઊણપ હતી — હિંદુ અને મુસ્લીમ તેમની વચ્ચે તેમને ઐક્ય સ્થાપવું હતું તેમની પોતાની

હિંદુ કોમમા મોટા મોટા સામાજિક દુરિતો હતા — અસ્પૃશ્યતા, સ્ત્રીઓની અવદશા, ગામડાની ગરીબાઈ એ બધામા તેમને સુધારો કરવો હતો પણ તે સુધારો અંદરથી કરવો હતો

તેમણે હામ ભીડીને સરકારને પડકાર આપ્યો, ને તેના કાયદા તોડ્યાને સારુ કારાવાસ ભોગવ્યો મરણ હાથવેંતમા દેખાયુ એટલી હદ લગી તેમણે ઉપવાસો કર્યા આખા દેશમા અનેકવાર પ્રવાસો કર્યા દૂરમા દૂરના જિલ્લામા ફરી આવ્યા લોકોની ઢબે પોતાની રહેણી રાખી — હરિજનોમા, ને લગભગ તેમના જેવા જ ગણાઈને પણ રહ્યા અત્યારલગી દેશને માટે તેમણે કરેલા ત્યાગ અને સ્વાર્પણવાળા જીવનનો વિજયવંત પ્રભાવ પડતો આવ્યો છે તેમનુ વ્યક્તિત્વ, તેમની દેશભક્તિ તેમનો માનવપ્રેમ એ બધાની અસર પડી છે હિંદીઓ તેમને સતરૂપ પૂજે છે પશુબળ ન વાપરતા નૈતિક બળ વાપરી સમજાવટથી કામ લેવાનો તેમનો સિદ્ધાન્ત વિજયી નીવડ્યો છે તેમણે તેમના દેશને જગતમા માન પામતો કર્યો છે

આપણે અંગ્રેજો તો હમેશા ઇચ્છીએ કે હિંદ સામ્રાજ્યની અંદર રહે પણ, હુ પોતે એવી આશા સેવુ છુ કે તે સ્વેચ્છાએ રહે તે જે આદરને પાત્ર બન્યુ છે તે આદરથી આપણે તેની સાથે વર્તવુ જોઈએ

## ૫૪. ગાંધીજીનો આભાર

ત્યાં તો પશુબળનો વિરોધ કરનારો એકેએક જણ હિંસક રીતે મોત પામીને કબરમાં સૂઈ ગયો છે. કોક દાખલામાં ખૂનીની ગોળીનું સ્થાન ક્ષયે લીધું છે. એ ખૂનીઓ પોતે તો માનપાન ને યશ ભોગવે છે.

પશુબળના પૂજકોના સિદ્ધાન્તો ખોટા છે, અને કુદરતનાં દૃશ્યોમાંથી તેઓ જે અર્થ તારવે છે તે ભૂલભરેલો છે, એમ બતાવવાને અહીં આધુનિક પ્રાણીશાસ્ત્રની મદદ લેવાની જરૂર નથી. આજે તો આપણે માત્ર ગાંધીજીને એક હકીકતને માટે અભિનંદન આપીએ કે તેઓ હિંદમાં જન્મ્યા છે ને રહે છે, અને તેમને મધ્ય યુરોપના લોકો જોડે નહીં પણ અંગ્રેજો જોડે પનારો પડ્યો છે. કેમકે મધ્ય યુરોપમાં જે હેવાનો અમલ ચલાવે છે તેમની પાસેથી તો ગાંધીજીની માનવતાને જરાયે માન મળી જ ન શકત. પણ આપણે ગાંધીજીની સામે જોઈને આભાર માનીએ છીએ તેની સાથે મનમાં શોક અને વિષાદ પણ થાય છે. વીસ વરસ પર એમના મુખની આસપાસનું તેજોમંડળ જોઈને આપણને લાગેલું કે એ આપણા નવા યુગની ઉષા પ્રગટી છે. આજે આપણને વિમાસણ થાય છે કે એ ગયા યુદ્ધ સાથે અસ્ત પામેલા જૂના યુગની સંધ્યા તો નહીં હોય? એની પછી તો આજે ભયાનકમાં ભયાનક જંગલીપણાનો એવો યુગ આવ્યો છે જેની કલ્પના પણ કોઈએ કદી કરી નહીં હોય. નિ:શસ્ત્ર અને નિર્બળનાં લોહી રેડાઈ રહ્યાં છે, અને પશુતાને એક રાજકીય સાધન તરીકે પૂજવામાં આવે છે. સ્પેન અને ચીનમાં ચાલી રહી છે એવી શાંતિમય પ્રજાની કતલનો યુગ ભૂમધ્ય સમુદ્રના દેશોને માટે કદાચ બેસવાનો હશે. કદાચ એબીસિનિયા પર બૉમ્બ વરસાવતાં ઇટાલિયન વિમાનીઓને જે અપાર હર્ષ થતો તેવો હર્ષ યુરોપની આખી સંસ્કૃતિને ઘેરી વળવાનો હશે. કોણ જાણે? પણ આપણે, જેઓ પોતાનું બળ વાણી દ્વારા પ્રગટ કરીએ છીએ, અને જેમનાં જીવન પશુબળ વાપર્યા વિના વીતી રહ્યાં છે, તેમણે દરિયાપાર ઊભેલા મહાત્મા ગાંધીને અભિનંદન આપવા ઊંચે સાદે પોકાર કરવા ઘટે છે. ગાંધીજીને આજે સિત્તેર વરસે માનવજાતિએ ઉપજાવેલી સર્વોત્તમ શક્તિઓનાં ટેકા અને હૂંફ મળવાની ખાતરી છે. તેમણે જીવનના આરંભકાળથી જે કામ શરૂ કરેલું તે તેઓ વગરથાક્યે કર્યે જાય છે. આપણે એમના શિષ્યો છીએ એવી એમની પાકી ખાતરી છે.

## ૫૫. તત્ત્વજ્ઞાનનું આચરણ

### જે. એચ. મ્યૂરહેડ

જે પુરુષે બીજા કોઈના કરતા અધિક અંશે અર્વાચીન ઇતિહાસને તેજસ્વી બનાવ્યો છે, જે પુરુષે, રોમે રોલાના શબ્દોમા કહીએ તો, પોતાના ત્રીસ કરોડ દેશભાઈઓને જગાડ્યા છે, બ્રિટિશ સામ્રાજ્યને હચમચાવ્યુ છે, ને જગતે ગયા બે હજાર વરસમા ન જોયેલી એવી અતિ પ્રચંડ હિલચાલ માનવી રાજકારણમા પ્રવર્તાવી છે, તે પુરુષને સમર્પણ થનારા અભિનંદન–ગ્રન્થમા ભને થોડીક લીટીઓ પણ લખવાની તક મળે એ મહદ્ભાગ્ય છે જે સમયે બીજા દેશોમા નેતાઓ માનવી ન્યાય અથવા જગતમા નીતિનિયમના અમલ જેવી કોઈ વસ્તુની હસ્તીને માનવા તૈયાર ન હતા, અથવા તો એક વર્ગ પર જુલમ કરીને બીજા વર્ગને ન્યાય કરવા મથતા હતા, તેવે વખતે ગાંધીજી એક એવા ધર્મયુદ્ધમા રોકાયેલા હતા જે ધર્મયુદ્ધ હિંદને પરપ્રજાની તાબેદારીમાથી છોડવવા માટે હતુ, હિંદના એક વર્ગને બીજા વર્ગોની જોહુકમીમાથી છોડવવા માટે હતુ, માનવજાતિના ઐક્યને કાજે અને ઇહલોકના નહીં એવા રાજ્યની સ્થાપનાને માટે હતુ એ બધા ઉપરાત એક બીજી વસ્તુ છે જે ભવિષ્યની સદીઓમા, એકલા હિંદુસ્તાનમા જ નહી પણ જગતભરમા, અધિક મહત્ત્વની ગણાવાનો સભવ છે તે એ કે જે અંતિમ અને પરમ ધ્યેય પ્રત્યે ધર્મમાત્રની કૂચ ચાલી રહી છે તે ઈશ્વરરૂપી ધ્યેયને વિષે, તથા એ ઈશ્વર મનુષ્ય આત્માને પૂર્ણત્વ પ્રાપ્ત કરવાની જે હાકલ કરે છે ને જેનો પડઘો એ આત્મામા ઊઠે છે તેને વિષે, તત્ત્વજ્ઞાનના ગ્રંથોમા જે કઈ કહ્યુ છે તે ગાંધીજીએ પોતાના જીવનમા આચરી બતાવ્યુ છે

## ૫૬. સંપાદક પર આવેલા પત્રોમાંથી અવતરણો

### (૧)

ગાંધીજીને વિષે જે ગ્રન્થ તમે તૈયાર કરી રહ્યા છો, અને આધુનિક હિંદને વિષે કઈક વધારે માહિતી મેળવવા ઇચ્છનાર સહુ જે ગ્રન્થ આતુરતાપૂર્વક વાચશે, તેને માટે લેખ લખવાના તમારા નિમન્ત્રણનો સ્વીકાર હુ કરી શક્યો હોત તો મને આનદ થાત પણ મને લાગે છે કામના દબાણને લીધે મારે સારુ એવો લેખ લખવો અશક્ય છે

હિંદુસ્તાનની રાષ્ટ્રીય હિલચાલનું બળ ને તેનું સ્વરૂપ ગાંધીજીના દેહમાં જેવી રીતે ને જેટલે અંશે મૂર્તિમંત થયા છે તેવી રીતે ને તેટલે અંશે અગાઉ કદી નહીં થયા હોય ગાંધીજીની તેમના આદર્શો વિષેની નિષ્ઠા, અને જેટલાં ત્યાગ ને સ્વાર્પણ જરૂરનાં લાગે તેટલાં કરવાની તેમની તૈયારીને લીધે તેમણે તેમના દેશભાઈઓના હૃદયમાં અનેરું સ્થાન મેળવ્યું છે.

સમાધાનનો રસ્તો શોધવાના સંયુક્ત પ્રયત્નમાં મેં એમની સાથે ગાઢ સમાગમમાં રહીને કામ કરેલું એ દિવસો મને હમેશાં યાદ રહેશે એમના ને મારા વિચારની વચ્ચે કોઈ પણ વખતે ગમે તેટલા ભેદ હશે તોપણ, તેઓ જે ઊંડા આત્મબળથી પ્રેરાઈને જીવનમાં વર્તે છે, અને જે આત્મબળે તેમને પોતાને પ્રિય એવી હિલચાલો માટે ગમે તેટલા આપભોગ આપવાની શક્તિ આપી છે તે આત્મબળનું તેમનામાં દર્શન કરવાનું હું કદી ચૂક્યો નથી

**હેલીફેક્સ**

ફોરેન ઑફીસ, લંડન

## ( ૨ )

ગાંધીજીના વ્યક્તિત્વ અને કાર્યને વિષે મારા મનમાં જે ભારે પ્રશંસાનો ભાવ છે તે પ્રગટ કરવામાં તમારી ને બીજાઓની સાથે જોડાતાં મને ખરેખર બહુ આનન્દ થાય છે તેમના બધા વિચારોમાં હું સંમત નથી અને એવી આશા પણ ભાગ્યે જ રાખી શકાય કેમકે અમે ધરતીને બે સામસામે છેડે રહીએ છીએ. પણ એમની ઉદાત્ત ભાવના અને મનુષ્યમાત્ર વિષેના તેમના પ્રેમને લીધે તેઓ જગતભરમાં સર્વ માનવપ્રેમીઓ ને લોકસેવકોને પ્રિય થઈ પડ્યા છે

**અપટન સિંકલૅર**

પાસાદેના, કેલીફોર્નિયા

## ( ૩ )

ગાંધીજીનું જીવન જગતને માટે કેટલું ઉપયોગી ને અર્થપૂર્ણ થઈ પડ્યું છે તેને વિષે મારો અત્યંત આદરભાવ ગાંધીજીને જણાવવાનો પ્રસંગ તમને મળે તો તમે જરૂર જણાવશો અતિ અગત્યના માનવી પ્રશ્નોને શાન્તિને માર્ગે ઉકેલવાનો રસ્તો આપણે શોધી કાઢીએ એવી, અગાઉ કદી નહોતી એટલી તાકીદની, જરૂર અત્યારે ઊભી થઈ છે. એવા યુગમાં ગાંધીજીએ હિંદની પ્રજાને તેનો આત્મા ખોળવામાં મદદ કરી છે. એ શાન્તિમય ઉપાયો કેવી રીતે કામ લાગે એ બતાવવામાં ગાંધીજીએ પહેલ કરી છે.

**કૉપટન**

# હિંદુ ધર્મ

લેખક **રાધાકૃષ્ણન** અનુવાદક **ચંદ્રશંકર શુક્લ**

હિંદુ ધર્મના હાર્દ, જગત ને ઈશ્વર વિષેના દાર્શનિક સિદ્ધાન્તો, ઉપાસનાના વિવિધ માર્ગો, વર્ણ, આશ્રમ અને પુરુષાર્થની વ્યવસ્થા, અહિંસા, ઇતર ધર્મો સાથેના સમ્બન્ધો, સામાજિક પ્રણાલિકા, શાસ્ત્રપ્રામાણ્ય, સંસ્કારો વગેરે હિંદુ ધર્મના અનેક અંગોનું, શ્રી રાધાકૃષ્ણનની લાક્ષણિક સીધી, સરળ, વિશદ, માર્મિક શૈલીમાં નિરૂપણ આ નિબંધોમાં થયેલું છે. અનુવાદકે ઠેકઠેકાણે મૂળ વ્યાખ્યાનનું સમર્થન કરે એવાં સંસ્કૃત વચનો આપણા જુદા જુદા સારેક ધર્મગ્રંથોમાંથી કાઢીને ફૂટનોટમાં આપ્યાં છે, ને સાથે તેના ગુજરાતી અનુવાદો પણ આપ્યા છે. એને લીધે આ પુસ્તક હિંદુ ધર્મ વિષેના એક અજોડ પાઠ્ય પુસ્તક જેવું થયું છે.

# વેદની વિચારધારા

લેખક **રાધાકૃષ્ણન** અનુવાદક **ચંદ્રશંકર શુક્લ**

ભારતીય તત્ત્વજ્ઞાન વિષેના રાધાકૃષ્ણનના પ્રસિદ્ધ ગ્રન્થ 'Indian Philosophy' માંથી વેદ અને બ્રાહ્મણ વિષેના બે પ્રકરણોનો આ અનુવાદ છે. વેદની રચના, તેમાંની દેવસૃષ્ટિ, સૃષ્ટિવિજ્ઞાન તથા નીતિનિયમ વિષેના વિચારો, અને તેમાં રહેલા તત્ત્વચિન્તનના બીજો, તથા તેનો વિકાસ ધીમેધીમે કેવી રીતે થતો ગયો તેનો ઇતિહાસ આમાં આપેલો છે. વેદ પછીના ને ઉપનિષદો પહેલાંના બ્રાહ્મણ ગ્રન્થોમાં વર્ણવેલા ધર્મની વિશેષતાઓ પણ વિસ્તારથી સમજાવી છે. લેખકે વેદ તથા બ્રાહ્મણોના જે જે સ્થળોનો માત્ર આંકડાથી નિર્દેશ કર્યો છે તે બધા જ અવતરણો અનુવાદકે આમાં આપ્યા છે, ને સાથે સાથે તેના ગુજરાતી અનુવાદ પણ આપ્યા છે. તેને લીધે મૂળ સંહિતાઓ ને બ્રાહ્મણ ગ્રન્થોનો સારો ખ્યાલ આવે છે. આપણા શ્રુતિ-સાહિત્યના અભ્યાસ માટે આ પુસ્તક બહુ ઉપયોગી નીવડશે.

**વોરા ઍન્ડ કંપની, પબ્લિશર્સ લિમિટેડ,**
૩, રાઉન્ડ બીલ્ડીંગ મુંબઈ ૨

# ભગવાન બુદ્ધ

લેખક : રાધાકૃષ્ણન                                        અનુવાદક : ચંદ્રશંકર શુક્લ

ભગવાન બુદ્ધના જીવનની રૂપરેખા, તેમનું વ્યક્તિત્વ, તત્ત્વચિન્તનનાં મુખ્ય અંગો, અને ભારતીય તત્ત્વજ્ઞાનમાં તેમણે ફાળો અને બૌદ્ધ દર્શનની વિચારશ્રેણી વિષે સરળ ને વિશદ નિરૂપણ પુસ્તકમાં છે.

# ધર્મોનું મિલન

લેખક : રાધાકૃષ્ણન                                        અનુવાદક : ચંદ્રશંકર

જગતમાં ધર્મ ધર્મ વચ્ચેનો સંબન્ધ કેવો હોવો જોઇએ એ કિ. સંસ્કૃતિના આરંભી કાળથી ચર્ચાતો આવ્યો છે. તેના અનેક ઉકેલ છે ને તેને અંગે અનેક મહાયુદ્ધો પણ થયાં છે. આવા વિષમ ને અટપટા પ્ર વિષે હિંદુ ધર્મે સૂચવેલો ઉકેલ, ઇતર ધર્મો સાથેના તેના સંબન્ધો, પ વિચારપ્રવાહ પર હિંદુ તત્ત્વજ્ઞાને કરેલી અસર, જીવનના પરમ પુરુષાર્થ વિષેની હિંદુ કલ્પના વગેરે વિષયોનું તુલનાત્મક ને ઐતિહાસિક દૃષ્ટિએ નિરૂપણ આ પુસ્તકમાં કરેલું છે. સર્વધર્મસમભાવનું સચોટ સમર્થન આ લેખોમાં થાય છે. અનુવાદકે અનેક નોંધો જોડીને પુસ્તકની ઉપયોગિતામાં ઉમેરો કર્યો છે. પંડિત સુખલાલજીએ વિદ્વત્તાભરી પ્રસ્તાવના લખી છે.                    કિંમત પાંચ રૂપિયા


**વોરા એન્ડ કંપની, પબ્લિશર્સ લિમિટેડ,**

૩, રાઉંડ બીલ્ડીંગ મુંબઈ. ૨.

---

**મુદ્રક :** આર આર. બખલે, મુંબઈ વૈભવ પ્રેસ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબઈ ૪

**પ્રકાશક :** એમ. કે. વોરા, વોરા એન્ડ કંપની, પબ્લિશર્સ, લિમિટેડ,

૩, રાઉંડ બીલ્ડીંગ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨.



ગાંધીજી—ગોળમેજી પરિષદ વખતે લંડનમાં



ગાંધીજી તથા ચાંગ-કાઈ-શેક

"ગાંધીજીએ પોતાનું નામ જગતના ઋષિઓ ને સાધુસંતોની હારમાં લખાવ્યું છે; અને તેમની મૂર્તિનું તેજ પૃથ્વીના સર્વ પ્રદેશોમાં વ્યાપી વળ્યું છે."

રોમાં રોલાં

"આપણો એમની સાથે ગમે તેટલો મતભેદ કે સ્વભાવભેદ હોય, જ્યાં એમની સત્યનિષ્ઠા, નિઃસ્વાર્થતા, અને એ બધા ઉપરાંત એમનો વિશ્વજનીન માનવપ્રેમ, એનું ભાન આપણને નિરંતર રહે જ છે.. એમની દૃષ્ટિમાં વર્ગ, પ્રાંત કે દેશની સંકુચિતતા નથી, પણ તેમની સહૃદયતા ને અનુકંપા સર્વ દેશકાળના માણસો પ્રત્યે હોય છે. આત્માની સાચી મહત્તાની એ જ નિશાની છે."

જનરલ સ્મટ્સ

"ગાંધીજીના જીવનની પરિસમાપ્તિ આવશે ત્યારે સહુ કબૂલ કરશે કે તેમણે કરેલા પ્રયત્નોને પ્રતાપે તેઓ દુનિયાને હતી તેના કરતાં સારી મૂકી ગયા."

લોર્ડ સેંકી

"મહાત્મા ગાંધીએ જ્યારે હિંદની આઝાદીનો માર્ગ મોકળો કર્યો ત્યારે તેમના હાથમાં સત્તાનું કશું દેખીતું સાધન ન હતું, લોકો પર બળજબરી કરવાની કશી પ્રગટ સત્તા ન હતી. તેમના વ્યક્તિત્વમાંથી જે પ્રભાવ નીકળતો હતો તે સંગીત જેવો, સૌન્દર્ય જેવો, કદી ન ભૂંસાય એવો હતો."